॥ श्री कृष्णाय नमः ॥



(શ્રીમદ્ ગોસ્વામી શ્રી અનિરૂદ્ધાચાર્યજીની આજ્ઞાથી)

વર્ષ ૧ લું. ॥ श्री भक्ति ग्रन्थमाला ॥ ग्रन्थाङ्क १.

# ॥ श्री कृष्णस्तोत्ररत्नाकर ॥

## ( અમૃતવર્ષિણી ટીકા સહિત. )

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.


અનુવાદકઃ—

**ચીમનલાલ હરિશંકર શાસ્ત્રી.**

(સાહિત્ય ભૂષણ) ઓરસદ.

**ભાઇલાલ છગનલાલ મુખ્યાજી.**

માતર.



શ્રી કૃષ્ણાબ્દ ૫૧૪૩. શ્રી વલ્લભાબ્દ ૪૩૯.

પ્રકાશકઃ—

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.**

સંવત ૧૯૭૩. વ્યવસ્થાપક "શ્રી ભક્તિ ગ્રંથમાળા" કાર્યાલય. ઇ. સ. ૧૯૧૬.

ચંગ પોળ, ખતરી પોળ—અમદાવાદ.

મૂલ્ય.

૦-૧૨-૦ ગ્રાહકોને વાર્ષિક ફાળો. (ભેટનું પુસ્તક તથા પોસ્ટેજ સાથે)

૦-૧૨-૦ છુટક નકલો માટે. ( „ „ વગર)

આ પુસ્તકના પેજ ૧થી ૧૯૨ સુધી "ધી નટવર પ્રિન્ટિંગ પ્રેસ" ખમાસાના ચકલા મુ. અમદાવાદમાં ઘાંચી ભોગીલાલ નારણદાસે છાપ્યું તથા પેજ ૧૯૩થી ૨૭૨ સુધી "શ્રી સત્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ" ખાડીઆ, અમદાવાદમાં ગાંધી ડાહ્યાભાઇ શકરાભાઇએ છાપ્યું.

## "શ્રી ભક્તિ ગ્રન્થમાળાના ગ્રાહકોને વિનતી."

આ માળાનો આ પ્રથમ અંક તૈયાર થવામાં કેટલાંક અનિવાર્ય કારણોથી જો કે વિલંબ તો થયો છે જ પણ તે ખાતે ગ્રાહક બન્ધુઓની ક્ષમા યાચીએ છીએ. અને હવે પછી અંક ૨ જો અને ૩ જો મળી એક પુસ્તક "**श्रीपुरुषोत्तमसहस्रनाम**" હાલમાં છપાય છે. આ ગ્રન્થ ઉપર પંચમ ગૃહના તિલકાયત "શ્રીરઘુનાથજી મહારાજે" **नामचन्द्रिका** નામની સંસ્કૃતમાં વિસ્તૃત ટીકા લખી છે તેનું અક્ષરશઃ ભાષાન્તર કરવામાં આવ્યું છે. આ ગ્રન્થ લગભગ ૫૦૦ ઉપરાંત પૃષ્ટનો થશે તેમજ તેમાં **શ્રીમદ્વલ્લભાચાર્યજી** તથા ટીકાકાર **શ્રીરઘુનાથજી મહારાજનો** એમ બે ઉત્તમોત્તમ ફોટા પણ આપવામાં આવશે આ પુસ્તક અમારા ગ્રાહક બન્ધુઓને **ચૈત્ર માસમાં** આપી શકીશું. જેથી ગ્રાહક બન્ધુઓ પોતના મિત્રોને ભલામણ કરી ગ્રાહકના લિસ્ટમાં નામ નોંધાવી આભારી કરશો.

# ઉપોદ્ઘાતઃ

एको वशी सर्वगः कृष्ण ईशः एकोऽपि सन् बहुधा यो विभाति
एष वै भगवान् साक्षादाद्योनारायणः पुमान् ॥ भा०
लौकिकप्रभुवत् कृष्णो न द्रष्टव्यः कदाचन ॥
न भक्त्या सदृशः अस्ति शिवः पन्थाः ॥
कृष्णः सेव्यः श्रीरमणः सदा ॥ श्रीमहाप्रभुजी ॥
कृष्णो वै परमं दैवतम् ॥ उ० नि०

શ્રીકૃષ્ણ સ્તોત્રનો ઉપોદ્ઘાત આલેખ્યા પહેલાં શ્રીકૃષ્ણ શબ્દનું દિગ્દર્શન કરવું અનુચિત નહિ ગણાય.

મનુષ્યાવતારમાં આવેલા જીવને બે તરફ ઝુકવાનું મળે છે. જો પોતાનું કર્તવ્ય સમજી તે કર્તવ્યને શ્રી કૃષ્ણ અમલમાં મુકી સર્વાત્મભાવ પૂર્વક શ્રીકૃષ્ણ ચરણ સેવવામાં આવે તો જીવ ઉન્નત દશામાં ઝુકે છે. દેહ, પ્રાણ, ધન, સ્ત્રી વિગેરેની મમતામાં પડી કે અસત્સંગથી અન્ય અસત્ માર્ગે ચડવામાં આવે તો અવનતિ દશામાં ઝુકે છે માટે જીવન કર્તવ્ય માટે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કેઃ—

सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः ॥ च० श्लो-
હમેશાં શ્રી કૃષ્ણચન્દ્રની સેવા કરવી શ્રીકૃષ્ણજ આ સંસાર-
માંથી તારનારછે.

શ્રીકૃષ્ણ સ્તોત્રમાં શ્રીકૃષ્ણની સ્તુતિ કરવામાં આવી છે માટે તેનો પરિચર થાય છે. શ્રીકૃષ્ણ એ પરબ્રહ્મ છે. કર્તું અકર્તું અન્યથા કર્તું સર્વ સમર્થ છે, આવિર્ભાવ--તિરોભાવ ધર્મયુક્ત છે, અવિકૃત પરિણામવાળા છે. સર્વ ધર્મ વિશિષ્ટ છે. અનેક ગુણોથી ભરપૂર હોવાથી અને આનન્દયુક્ત હોવાથી સગુણ છે. તેજ પ્રાકૃત ગુણ રહિત હોવાથી નિર્ગુણ પણ છે. આનન્દ માત્ર કરપાદ મુખોદરાદિસાકાર છે. પ્રાકૃત આકાર રહિત પણ નિરાકાર છે. વિરૂદ્ધ ધર્માશ્રય છે. જગત રૂપે થયા છતાં નિર્વિકાર છે. સમવાયિકારણ નિમિત્ત કારણ તેજ છે. પ્રતિબિંબથી જગત્ નહિ કરતાં કરોળીયાની માફક પોતેજ જગત રૂપ થાય છે. શ્રી અંગમાંથી પુષ્ટિપ્રષ્ટિ રચનારા તેજ છે. જગત્માં કોઇને સુખી કોઇને દુઃખી કોઇને નીચો કોઇને ઉંચો વિગેરે અનેક વિધ રચે છે છતાં પોતે વૈષમ્ય નૈઘૃણ્ય દોષ રહિત છે. હંમેશાં ભક્ત ઉપર અગણિતાનન્દ છે અક્ષર બ્રહ્મ કરતાં અતીત છે.

પ્રીતિ રાખે છે. ભક્ત સહબિરાજે છે. ભક્તની કામના-
ઓ પૂર્ણ કરે છે ભક્તે કરેલી સેવા સ્વીકારે છે. ભક્તને

આનન્દદાન કરે છે. બ્રહ્માનન્દમાંથી ઉદ્ધાર કરી ભજનાનન્દનું ભક્તને દાન કરે છે. એજ શ્રી કૃષ્ણચન્દ્રને શ્રુતિઓ. "कृष्णो ब्रह्मैव शाश्वतः,, વિગેરે પરબ્રહ્મ રૂપે પોકારી રહી છે. શ્રી કૃષ્ણ શબ્દજ પરબ્રહ્મ વાચક છે.

कृषिर्भूवाचकः शब्दः णश्च निर्वृतिवाचकः ॥

कृष् ધાતુ સત્તા વાચક છે અને ण નિવૃત્તિ વાચક છે. તે બન્ને ભેગા થતાં પરબ્રહ્મ વાચક થાય છે. ( કૃષ્ણ શબ્દ નિરુપણ ગ્રન્થમાં સારી રીતે કૃષ્ણ શબ્દનો અર્થ લખેલ છે તેથી અહિઆં વિશેષ વિવેચન કરવું ઉચિત નથી.) માટે તેજ સેવ્ય છે.

**શ્રી કૃષ્ણની સેવા કરવાથી મનુષ્ય જીવન સાર્થક થાય છે.**

मयि एव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ॥ गीता ॥

मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥

मामेकं शरणं व्रज ॥

મારામાંજ મન રાખ, મારામાં બુદ્ધિ પરોવ. મારા શ્રેષ્ઠ ભકતો મને બહુજ વહાલા છે. મારે શરણે આવ. વિગેરે અનેક આજ્ઞાઓ ભગવાને સ્વમુખથી કરી છે. મનુષ્યની જીંદગીના ધર્મ અર્થ કામ અને મોક્ષ ચારે પુરૂષાર્થ સર્વ રીતે શ્રીકૃષ્ણ સેવનથી સિદ્ધ થાય છે. શ્રી હરિરાય

પ્રભુ આજ્ઞા કરે છે કે—હંમેશાં શ્રી કૃષ્ણચન્દ્રનું સ્મરણ કરવું. અને જગતનું વિસ્મરણ કરવું, શ્રી કૃષ્ણ પરમાત્મા વાળો દેશ, શ્રીકૃષ્ણ નામ અને તેમના ગુણગાન અને લીલાનું ગાન જેમાં થાય તે મંત્ર. શ્રીકૃષ્ણ સેવન એજ પુરૂષાર્થ છે. શ્રી મહાપ્રભુજીએ પણ ઘણે ઠેકાણે આજ્ઞા કરી છે કે–एको देवो देवकीपुत्र एव, શ્રીકૃષ્ણ એજ દેવ છે.

## સ્તોત્રની આવશ્યકતા.

બ્રહ્મ સંબંધ લીધા પછી શ્રી મહાપ્રભુજી ભક્તિવર્ધિની નામના ગ્રન્થમાં આજ્ઞા કરે છે કે–જેમ બને તેમ ભક્તિ વધારવાના ઉપાયો કરવા. અને તે ભકિત વધારવાના ઉપાયો બે છે. એક તો આત્મનિવેદનનું વારંવાર સ્મરણ કરવું. અને બીજું શ્રવણ–કીર્તન ભગવાનના ગુણગાન સાંભળવા અને તેને સ્તોત્ર કે કીર્તન રૂપે ગાવા. સ્તોત્ર કહો કે કીર્તન કહો તે એકજ છે. ભગવાનના ગુણની સ્તુતિ અને લીલાની સ્તુતિ–કે ગાન કરવામાં આવે તેને સ્તોત્ર કે કીર્તન કહેવામાં આવે છે. સ્તોત્ર–કીર્તનથી ભગવાન્ પ્રસન્ન થાય છે, સ્તોત્રથી ભગવાન્‌નામાહાત્મ્ય જ્ઞાનનું ભાન થાય છે, સ્તોત્રથી ભગવાન્‌ના અલૌકિક ગુણોનો ભંડાર સમજાય છે. સ્તોત્રથી સ્તુતિ કરતા ભક્તની સાથે જઈ ભગવાન્ બીરાજે છે, સ્તોત્રથીજ ભકત ભગવાનને વશ કરી શકે છે, સ્તોત્રથીજ ભક્ત આનન્દનો લાભ લઇ શકે છે, એવી સ્તુતિની

બલિહારી છે. શ્રી હરિરાય પ્રભુ પણ આજ્ઞા કરે છે. સદા તદ્ગુણકીર્તનાત્ હંમેશાં શ્રીકૃષ્ણના ગુણ કીર્તનથીજ પ્રભુ પ્રસન્ન થાય છે. માટે આ સ્તોત્રથી શ્રીકૃષ્ણચન્દ્રની સ્તુતિ કરી ભગવાન્‌ના પ્રેમપાત્ર ભગવદીય બનો.

અસ્તુ.

# आज्ञापत्रम्

श्रीनन्दनन्दनो विजयतेतमाम्

बर्हिषदग्रामवास्तव्याय साहित्यभूषणोपपदवते शास्त्रि हरिशङ्करतनुजुषे शास्त्रि चीमनलाल शर्मणे श्रीभक्तिग्रन्थमालानामकपुस्तकमालां प्रकटयितुं वितीर्यते संमतिपत्रम्—

आशासे च साम्प्रदायिकग्रन्थावलोकनवन्तो विद्वांस इमां ग्रन्थमालां निजैः पुष्टिभक्तिलेखैर्भूषयिष्य न्ति ॥ ॥ वैष्णवा अपीमां नयनसरणिं प्रापय्य ज्ञातव्यं पुष्टिमार्गरहस्यं ज्ञास्यन्ति इति अलं पल्लवितेन ।

विक्रमार्क नयनर्षिखेचरविधुमिते मार्गशीर्षपूर्णिमायां कुजे दत्तं संमतिपत्रम्

श्रीमदनिरुद्धलालमहाराजानां सम्मतिरत्र

# "આજ્ઞાપત્ર."

બોરસદના રહેનાર **શાસ્ત્રી ચીમનલાલ હરિ-શંકર શર્મા "સાહિત્ય ભૂષણ"** ને આ "**ભક્તિ ગ્રન્થમાલા**" નામની પુસ્તકમાલા પ્રકટ કરવાને સંમતિપત્ર અપાય છે.

આશા રાખીએ છીએ કે–સામ્પ્રદાયિક ગ્રન્થાવલોકન કરનારા વિદ્વાનો પુષ્ટિમાર્ગીય લેખોથી આ ગ્રન્થમાલાને શોભાવશે. વૈષ્ણવો પણ આ ગ્રન્થમાલાને વાંચીને જાણવા યોગ્ય અતિ ઉપયોગી પુષ્ટિમાર્ગીય રહસ્ય જાણશે. એટલું કહેવું બસ છે.

| | |
|---|---|
| ૧૯૭૨ ના માગશર સુદિ ૧૫ મંગળવાર. | **શ્રીમદ્ ગોસ્વામી શ્રી અનિરુદ્ધ લાલજી મહારાજની સંમતિ છે.** |

# પ્રકાશકની પ્રસ્તાવના.

આ પુસ્તકના સંબંધમાં જે કાંઇ લખવાનું છે તે ઉપોદ્‌ઘાતથી લખાયું છે છતાં તેથી પણ કંઇ વિશેષ લખવા જેવું જણાય છે ને તે એ કે—

૧ આ પુસ્તકમાં શ્રીકૃષ્ણ ભગવાનનાંજ સ્તોત્રો દાખલ કર્યાં છે. તેથી "कृष्णस्तु भगवान् स्वयम्" એ વાકયનું મનન-રહસ્ય દરેક વૈષ્ણવના હૃદયમાંથી જવું જોઇએ નહિ, રસેશ પ્રભુની રસમય લીલાનું અવગાહન-પાન વારંવાર થયા કરે તેવા હેતુથીજ આ પુસ્તકમાં શ્રીકૃષ્ણભગવાનની લીલાઓ ને સ્તુતીઓનાં વર્ણનવાળાં સ્તોત્રો દાખલ કર્યાં છે.

૨ આ ભકિતગ્રન્થમાળા દ્વારા પ્રાચિન ગ્રન્થોમાંથી શોધ કરી તે ગ્રન્થો ઉપરની હસ્ત લિખિત સંસ્કૃત ટીકાઓ મેળવી, તેનાં ભાષાન્તરો કરાવી, સાંપ્રદાયિક ગ્રન્થો બહાર પડે ને વૈષ્ણવો પુષ્ટિમાર્ગીય જ્ઞાન મેળવે એ કાર્ય ઘણું ઉત્તમ છે એમ જાણી આવા પ્રકારના ગ્રન્થો પ્રકટ કરવા માટે "શ્રીમત્કૃષ્ણાસ્ય સ્વરૂપાખિલભૂમંડલાચાર્યવર્ય, શ્રીમદ્વલ્લભાચાર્ય વંશાવતંસ, સકળ અપ્રાકૃત ગુણ ગણનિધિ. નિજજનોદ્ધાર સમર્થ, શ્રીમદ્ ગોસ્વામી શ્રી ૧૦૮ **શ્રી અનિરૂદ્ધલાલજી મહારાજે**" પોતે આજ્ઞા આપી છે. (જુઓ

આજ્ઞાપત્ર ) કે અવશ્ય આવાં પુસ્તકો પ્રકટ થવાની જરૂર છે. તેઓશ્રી વિદ્યાવિલાસી છે, સંસ્કૃતનો પોતાને સારો શોખ છે, સાંપ્રદાયિક પુસ્તકો છપાવી બહાર પાડવામાં તેઓશ્રીનો ઘણો ઉત્સાહ છે. તેથી આવા પ્રકારનાં પુસ્તકો આ ગ્રન્થમાળા દ્વારા નીકળે તે માટે આ ગ્રન્થમાળાના સંયોજક **શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર** ( સાહિત્ય–ભૂષણ ) ને પોતે સારી આશાનું આજ્ઞાપત્ર આપ્યું છે તેથી તે બાબતમાં ઉકત મહારાજશ્રીએ મોટી કૃપા કરી છે.

૩. આવા પ્રકારનાં પુસ્તકો પ્રકટ કરવાનું ને તેને વૈષ્ણવ વર્ગમાં ફેલાવો કરવાનું કાર્ય **માતર નિવાસી મુખ્યાજી ભાઇલાલ છગનલાલ**, તથા **બોરસદના શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર** એમણે સંવત ૧૯૭૨ ની સાલમાં " શ્રી ભકિત ગ્રન્થમાળા " કાર્યાલય એ સંસ્થાદ્વારા ચલાવવાનું શરૂ કર્યા બાદ તે કાર્ય મને સોંપવામાં આવ્યું, તેમજ ઉકત મુખ્યાજી તથા શાસ્ત્રીજીએ પણ કેટલાંક પુસ્તકો લખી આપવાનું વચન આપ્યું છે જેથી તેમના દ્વારા આ પ્રથમ પુસ્તક વૈષ્ણવોની સેવામાં મુકવા ભાગ્યશાળી થયો છું. અને તેમનો આ સ્થળે શુદ્ધ અન્તઃકરણ પૂર્વક આભાર માનું છું.

૪ આ પુસ્તકમાં " શ્રીકૃષ્ણપ્રેમામૃત; શ્રીમધુરાષ્ટક, પર્યંક વિજ્ઞપ્તિ " આ ગ્રન્થો ઉપરની સંસ્કૃત ટીકાનાં પ્રાચીન

હસ્તલિખિત પુસ્તકો અમને ખંભાત નિવાસી શાસ્ત્રી ભદ્રશંકર જયશંકર તરફથી પ્રાપ્ત થયાં હતાં. આ પ્રાચીન પુસ્તકો ૨૫૦ વર્ષ પૂર્વે લખાયાં હોવાનું જણાય છે. આવા પ્રાચીન ગ્રન્થોના સંગ્રહકાર તરીકે તેમને ખરેખર અભીનંદન ઘટે છે. તેમજ તે ગ્રન્થો તેમણે અમને આપવા કૃપા કરી છે તેથી તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

૫. આ ગ્રન્થમાં જે સ્તોત્રો દાખલ કર્યા છે તે "બૃહત્સ્તોત્રસરિત્સાગર" માંથી લેવામાં આવ્યાં છે. તેથી તે ગ્રન્થના પ્રકટ કર્તા સદ્ગત ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ કે જેઓ પ્રાચીનગ્રન્થોના પ્રકાશક છે તેમણે સતત્ મહેનતે શુદ્ધ કરી આ ગ્રન્થો છાપેલા છે તેથી તેમનો આભાર માનીએ છીએ.

૬. આ ગ્રન્થમાં જે સ્તોત્રો દાખલ કર્યા છે. તે ખાસ કરીને જેની ટીકા થઇ નથી તેવાંજ દાખલ કર્યા છે જેથી આશા છે કે વૈષ્ણવ બન્ધુઓ તેનો સ્વીકાર કરશેજ.

૭. વૈષ્ણવ વર્ગમાં આવાં પુસ્તકોનો ફેલાવો થાય, અને તે દ્વારા ભકિત માર્ગ સંબંધી વધારે પ્રકાશ ને ઉમંગ થાય, નિઃસાધનતાની નિઃસાધનતાને સાધન રૂપ બનાવી સ્વરૂપાનંદનું દાન થાય, શ્રીકૃષ્ણ ચરણ સરોજમાં પ્રીતી થાય તેવાહેતુથીજ આ ગ્રન્થ પ્રકટ કરવામાં આવે છે. જેને વૈષ્ણવ બન્ધુઓ વધાવી લેશે.

૮. વાચકવૃન્દને વિનંતી છે કે બુદ્ધિપ્રમાદથી, પ્રેસ-દોષથી, હસ્તદોષથી થયેલી અશુદ્ધિ તરફ લક્ષ નહિ આપતાં "हंसोयथाक्षीरमिवाम्बुमध्यात्" એ ન્યાયે આ ગ્રન્થમાંથી **શ્રીકૃષ્ણ ભગવાનની** ભક્તિ ગ્રહણ કરશો.

૯. આ પુસ્તકમાં આપેલાં સ્તોત્રો તેમજ ઉપોદ્ઘાત અને પ્રસ્તાવના વગેરે અથથી ઇતિ સુધી વાંચવાથી કેટલું ઉપયોગી છે. તે વૈષ્ણવ બન્ધુઓની ધ્યાનમાં આવશે અને તેથી જેટલે અંશે તે ઉપયોગ નીવડશે તેટલા અંશે મારો-શ્રમ સફળ થયો છે એમ માનીશ. **इत्यलम् सुज्ञेषु किं बहुना.**

વ્યવસ્થાપક.
**"ભક્તિગ્રન્થમાળા"** કાર્યાલય
ચંગપોળ, ખતરીપોળ—**અમદાવાદ**
માર્ગશીર્ષ શુકલ એકાદશી
સં. ૧૯૭૩

**લી. આપનો કૃપાકાંક્ષી**
દાસાનુદાસ વૈષ્ણવ.

**લલ્લુભાઇ છગનલાલ દેસાઈ**
**ના જયશ્રીકૃષ્ણ.**

---

# ग्रन्थानुक्रम.

## હમેશાં નિત્ય નિયમના પાઠમાં વાંચવા યોગ્ય પુસ્તકો.

| | |
|---|---|
| શ્રીમદ્ ભાગવત ( મુળ શ્લોક ગુટકો ) ... ... | ૧—૮—૦ |
| શ્રીમદ્ ભગવદ્ ગીતા ( સુબોધીની ટીકા )... ... | ૦—૮—૦ |
| બૃહત્ સ્તોત્ર સરિત્સાગર ... ... ... | ૩—૦—૦ |
| પુષ્ટિમાર્ગીય સ્તોત્ર રત્નાકર ( ૮૧ ગ્રન્થનો ગુટકો ) | ૦—૬—૦ |
| નિત્યનિયમના પાઠ તથા ધોળ... ... ... | ૦—૨—૦ |
| ષોડશ ગ્રન્થની ટીકાઓ ... ૦—૪—૦, | ૦—૨—૦ |
| શ્રીમદ્ ભાગવત ગુજરાતી ( ટીકાવાળાં )૫—૦—૦- | ૩—૦—૦ |
| શ્રીગુસાંઇજી-કૃત વિજ્ઞપ્તિ ... ... ... | ૦—૩—૦ |
| શ્રીકૃષ્ણ સ્તોત્ર રત્નાકર ગુજરાતી ટીકા વાળું ... | ૦-૧૨—૦ |
| શ્રીવલ્લભ ચરિત્ર ... ... ... ... | ૧—૦—૦ |
| કામાખ્ય દોષ વિવરણ ... ... ... | ૦—૨—૦ |
| બ્રહ્મ સબંધ કાવ્યમ. ... ... ... | ૦—૬—૦ |
| દિનતા આશ્રયનાં પદ સંગ્રહ ... ... ... | ૦--૧૦-૦ |
| શ્રીનાથ દ્વારાનું વર્ણન ... ... ... | ૦—૨--૦ |
| વિવિધધોળ તથા પદ સંગ્રહ ભાગ ૧ લો ... | ૦--૮—૦ |
| ,, ,, ,, ,, ભાગ ૨ જો. ... | ૦—૮—૦ |

॥ नमोऽस्तु गोपीजनवल्लभाय ॥



# ॥ श्रीकृष्णस्तोत्ररत्नाकरः॥

( अमृतवर्षिणीटीकया समेतः )

( रहस्यसंयुतश्च ).

॥ मंगलाचरणम् ॥

सङ्गीतं श्रुतिमूर्द्धभिस्तदविदां वागाद्यतीतं विदां
दूरं साधनसम्पदां निरुपधिस्नेहैः सुखाप्यं वृतैः ॥
रासोल्लासवशंवदव्रजवधूवृन्दे वसन्तं सदा
दासक्लेशहरं सुधा परतरं श्रीकृष्णदेवं श्रये ॥ १ ॥

सर्गादौ स्वमतं समस्य विधये यं ब्रह्मवादं जगौ
कौन्तेयोद्धवयोः प्रकाश्य च पुनर्वेदान्तसारं हरिः ॥
तं व्यासाशयगोचरं प्रथयितुं गैर्भाष्यमाभाषितं
तानाचार्यवरान्नमामि करुणान् श्रीवल्लभाख्यान् प्रभून् ॥२॥

॥ श्रीकृष्णायनमः ॥

# ॥ श्रीकृष्णस्तोत्ररत्नाकरः ॥

तत्र प्रथमं.

## ॥ श्रीमद्वल्लभाचार्यकृतग्रन्थाः ॥

### ॥ श्रीकृष्णाष्टकम्. ॥

ભકિતમાર્ગમાં મુખ્ય સિદ્ધાન્ત શરણુ ભાવ છે. સાધનમાં, અને ફળમાં પણ શરણુ છે. માટે શ્રીમહાપ્રભુજી તે શરણુભાવ પોતાના ભકતોને પ્રાપ્ત કરવા સારૂ આ શ્રી કૃષ્ણુાષ્ટકનો આરંભ કરેછે. અને દરેક શ્લોકના અંતમાં હે કૃષ્ણુ ! મને દાસ્ય આપો, મને સેવા આપો, મને શરણુ આપો. આવી રીતે શરણુ ભાવ પ્રકટ કરે છે. હવે પ્રથમ શ્લોકમાં બાળલીલાનું વર્ણુન કરતાં કહે છે કે--

श्रीगोपगोकुलविवर्धन नन्दसूनो
राधापते व्रजजनार्तिंहरावतार ॥
मित्रात्मजातटविहारण दीनबन्धो
दामोदराच्युत विभो मम देहि दास्यम् ॥१॥

**અર્થ**--શ્રીગોપ અને ગોકુલના આત્મારૂપ હોવાથી ગોપ અને ગોકુળને વધારનારા શ્રીકૃષ્ણુ મને સેવા શરણુ આપો. હે નન્દરાયના પુત્ર ! અને હે શ્રીરાધિકાજીના સ્વામી ! આપ વિયોગી વ્રજજન ગોપિકાઓ વગેરે તેમની વિયોગ પીડાના હરનારા છો. અને સૂર્યનાં પુત્રી શ્રીયમુનાજીના કાંઠા ઉપર વિહાર કરનારા છો. તેમજ આ જગત્માં દુઃખરૂપ સંસારમાંથી તરવાનું કંઈ પણ સાધન નહિ મળવાથી દીન થઇ ગએલા પ્રાણીના આપ બન્ધુ છો. એવા હે દામોદર ! હે અખંડ સ્વરૂપ ! હે અચ્યુત !!! સર્વ ઠેકાણે વ્યાપીને રહેલા શ્રીકૃષ્ણુ ! મને આપની સેવા આપો. ( આપની સેવામાંજ મારૂં મન રહે એમ કરો. )

બીજા શ્લોકમાં સ્વરૂપનું વર્ણુન કરે છે.

**श्रीराधिकारमण माधव गोकुलेन्द्र-**
**सूनो यदूत्तम रमार्चितपादपद्म ॥**
**श्रीश्रीनिवास पुरुषोत्तम विश्वमूर्त्ते**
**गोविन्द यादवपते मम देहि दास्यम् ॥२॥**

**અર્થ**--હે યાદવોના પતિ શ્રીકૃષ્ણુ ! મને આપની સેવા આપો. શ્રીરાધિકાના સ્વામી, હે માધવ ! શ્રીગોકુ-લના અધિપતિ શ્રીનન્દરાયજીના પુત્ર એવા હે શ્રીકૃષ્ણુ ! આપ યાદવોમાં ઉત્તમ છો. શ્રીલક્ષ્મીજી આપનાં ચરણ

કમળને સેવ્યાજ કરે છે. અને આપ શ્રીલક્ષ્મીજીના વાસ રૂપછો. એવા હે પુરુષોત્તમ આખું વિશ્વ એ આપની મૂર્ત્તિ છે. એવા ગોવિન્દ શ્રીકૃષ્ણ ! મને આપનું દાસ્ય (સેવા) આપો.૨

ત્રીજા શ્લોકમાં પ્રભુના ગોવર્ધનધરણના સ્વરૂપનું વર્ણન કરેછે.

**गोवर्धनोद्धरण गोकुलवल्लभात्र**
**वंशोद्भटालय हरेऽखिल लोकनाथ ॥**
**श्रीवासुदेव मधुसूदन विश्वनाथ**
**विश्वेश गोकुलपते मम देहि दास्यम् ॥ ३ ॥**

**અર્થ**—ભક્તજનોને વર્ષાદના દુ:ખમાંથી બચાવવાને માટે ગોવર્ધનપર્વતને ધારણ કરનારા, અને શરણાગત ભક્તવત્સલ હે શ્રીકૃષ્ણ ! મને દાસ્ય આપો. શ્રીગોકુલ જેમને વ્હાલું છે એવા આદ્ય-ઉત્તમ વંશમાં પ્રકટ થયેલા હે હરિ ! આપ સમગ્ર લોકના નાથ છો. હે વાસુદેવ ! હે મધુ નામના રાક્ષસને મારનારા ! વિશ્વનાથ, વિશ્વના સ્વામી, અને હે ગોકુલના અધિપતિ શ્રી કૃષ્ણ ! મને સેવા આપો.

**रासोत्सवप्रिय बलानुज सत्वराशे**
**भक्तानुकम्पितभवार्तिहराधिनाथ ॥**
**विज्ञानधाम गुणधाम किशोरमूर्त्ते**
**सर्वेश मङ्गलतनो मम देहि दास्यम् ॥ ४ ॥**

**અર્થ**—દર્શનમાત્રમાંજ સર્વ પાપને નાશ કરે એવા મંગલ શ્રીઅંગવાળા, શ્રી કૃષ્ણ આપનુ દાસ્ય ( સેવા ) મને આપો. આપ રસરૂપ આનન્દઘન હોવાથી આપને રાસોત્સવ બહુ પ્રિય છે હે બળદેવજીના નાનકડા ભાઇ! આપ સત્વના ભંડારરૂપ હોવાથી શરણાગતભક્તો ઉપર દયા કરનારાછો. અને તેથી આપ તે ભક્તોના સંસાર દુઃખને હરનારાછો. માટે હે સ્વામી! ભક્તોને *ભાવાત્મક સ્વરૂપનો અનુભવ મેળવવાના સ્થાન રૂપ આપજછો. સર્વ અલૌકિક ગુણોના ભંડારરૂપ એવા હે સર્વ ભક્તજનના સ્વામી! મને દાસ્ય ( સેવા ) આપો. ॥ ૪ ॥

**सद्धर्मपाल गरुडासन यादवेन्द्र**
**ब्रह्मण्यदेव यदुनन्दन भक्तिदान**
**सङ्कर्षणप्रिय कृपालय देवविष्णो**
**सत्यप्रतिज्ञ भगवन् मम देहिदास्यम् ॥ ५ ॥**

**અર્થ**—સર્વ ધર્મમાં શ્રેષ્ઠ ભક્તિમાર્ગ છે, તેનું રક્ષણ કરનારા આપ છો, હે ગરૂડના આસનવાળા! યાદવોના

* વિજ્ઞાન એટલે પ્રભુનું ભાવાત્મકસ્વરૂપનો અનુભવ, એ વિજ્ઞાન કહેવાયછે. એ ભાવાત્મક સ્વરૂપનો અનુભવ કરવાથી ખરેખર પરમભક્તિ પ્રાપ્ત થાયછે. ( અમૃતતરંગિણી )

પતિ આપજ મને દાસ્ય આપો. હે પરબ્રહ્મ ! *ભક્તો સાથે ક્રીડા કરનારા. વસુદેવના પુત્ર, આપે જેનો ઉદ્ધાર કરવા ઇચ્છા કરી હોય તેને ભક્તિનું દાન કરનારા છો, હે સંકર્ષણ ( બલદેવજી ) ને વહાલા ! આપ કૃપાના ભંડાર રૂપ છો, હે પ્રભુ ! આપ દેવ છો, તેથી ભક્તની સાથે ક્રીડા કરોછો, ક્રીડામાં પણ વિજયેચ્છા કરનારા છો, ભક્તની સાથે સર્વ રીતે વર્તો છો, ભક્તને આપનું મહાત્મ્ય પ્રકટ કરો છો, ભક્તની સ્તુતિ કરોછો, ભક્તને મોદ કહેતાં આનન્દનું દાન કરનારા છો, ભક્તને ભક્તિનો મદ આપનારા છો, અને સ્વપ્નમાં આપનાં દર્શન થાય માટે ભક્તને સ્વપ્નદાન આપનારા છો, ભક્તની કાન્તિ કરનારા છો, ભક્ત સાથે ગમન કરનારા છો, માટે દેવ આપજ છે. વળી જગત્‌માં વ્યાપી રહેલા હે સત્યપ્રતિજ્ઞાવાળા ભગવાન્ શ્રીકૃષ્ણ ! આપનું દાસ્ય ( સેવા ) મને આપો. ॥ ૫ ॥

**गोपीजनप्रियतम क्रिययैकलभ्य राधावरप्रियवरेण्यशरण्यनाथ॥ आश्चर्यबाल वरदेश्वर पूर्णकाम विद्वत्तमाश्रय विभो मम देहि दास्यम्॥ ६ ॥**

---

* दिवु क्रीडायां ક્રિડા વાચક દેવશબ્દ હોવાથી દેવશબ્દનો અર્થ છે. दिवुक्रिडाविजिगीषा व्यवहार द्युति स्तुतिमोदमद स्वप्नकान्तिगतिषु इति धातुपाठः દેવ શબ્દના અર્થ શ્લોકાર્થમાં ઘટાવ્યા છે તે વાંચી લેવા.

**અર્થ**—હે શ્રીગોપીજનના વહાલા શ્રીકૃષ્ણ ! આપ ભક્તોને ક્રિયાથી ( સેવાથી ) પ્રાપ્ત થાઓ છો, માટે મને સેવા આપો. હે શ્રીરાધિકાજીના સ્વામી ! વહાલા સર્વથી પણ શ્રેષ્ટ અને શરણે આવેલાનું રક્ષણ કરનારા છો, માયાથી બાલકસ્વરૂપ ધારણ કરેલું હોવાથી આશ્ચર્યકારક બાલસ્વરૂપ વાળા છો, શ્રેષ્ટ વરદાનને આપનારા, અને પૂર્ણમનોરથવાળા હોવાથીઆપ, કોઇ પણ કામની આપેક્ષા રહિત છો; જ્ઞાન અને વિજ્ઞાન જેમણે સંપાદન કરેલું છે. અને ભક્તિભાવથી પૂર્ણવિદ્વાનોના આશ્રયરૂપ એવા હે વ્યાપકપ્રભુ ! મને આપનું દાસ્ય ( સેવા ) આપો. ૬

कन्दर्पकोटिमदहारण तीर्थकीर्त्ते
विश्वैकवन्द्य करुणार्णव तीर्थपाद ॥
सर्वज्ञ सर्ववरदाश्रय कल्पवृक्ष
नारायणाखिलगुरो मम देहि दास्यम् ॥ ७ ॥

**અર્થ**—હે પ્રભુ ! આપ, કરોડો કન્દર્પ ( કામ ) ના જેવા સ્વરૂપવાલા હોવાથી કામના મદને હરવાવાલા અને પવિત્ર યશવાલા છો. આખા વિશ્વને નમસ્કાર કરવા યોગ્ય આપ એકજ છો દયાના સમુદ્રરૂપ છો. પૂજવા લાયક ચરણકમલવાળા છો, સર્વજ્ઞ છો, સર્વ વરદાન આપવાવાળા આપજ છો, અને આપ કલ્પ વૃક્ષની માફક જે શરણે આવે તેને ઉત્તમ ફલ

આપનારા છો, એવા હે નારાયણ સર્વના ગુરૂ શ્રીકૃષ્ણ મને આપની સેવા આપો. ૭

**वृन्दावनेश्वर मुकुन्द मनोज्ञवेष**
**वंशीविभूषितकराम्बुज पद्मनेत्र**
**विश्वेश केशव व्रजोत्सव भक्तिवश्य**
**देवेश पाण्डवपते मम देहि दास्यम् ॥ ८ ॥**

**અર્થ**--શ્રીવૃન્દાવનના અધિપતિ હે શ્રીકૃષ્ણ! મને આપનું દાસ્ય આપો, હે મુક્તિને આપનારા! આપ મનહર વેષવાલા છો. કેમકે આપનો હસ્તકમળ બંશીથી શોભી રહ્યા છે. કમળના સરખાં નેત્રવાળા છો. હે કેશવ! આપ સર્વ વિશ્વનાનાથ છો. વ્રજના ઉત્સવરૂપ આપજ છો. વળી ભક્તિથી વશ થાઓ છો. દેવોના અધિપતિ આપ છો, (કેમકે દેવ શબ્દના સર્વ અર્થ આપનામાંજ ઘટે છે) હે પાણ્ડવોના પતિ શ્રીકૃષ્ણ! મને આપનું દાસ્ય (સેવા) આપો. ૮

**श्रीकृष्णस्तवरत्नमष्टकमिदं सर्वार्थदं शृण्वतां**
**भक्तानां च प्रियं हरेश्च नितरां यो वै पठेत्पावनम् ॥**
**तस्यासौ व्रजराजसूनुरतुलां भक्तिं स्वपादाम्बुजे**
**सत्सेव्ये प्रददाति गोकुलपतिः श्रीराधिकावल्लभः ॥ ९ ॥**

**અર્થ**—આ શ્રીકૃષ્ણની સ્તુતિવાલું અષ્ટક જે સાંભળે છે તેને ચારે પુરૂષાર્થ સિદ્ધ થાય છે. પવિત્ર કરનારૂં અને

શ્રીહરિને વહાલું તેમ ભકતોને અત્યંત પ્રિય આ શ્રીકૃષ્ણાષ્ટકનો જે કોઇ પાઠ કરશે તેને શ્રીનંદરાયજીના પુત્ર, ગોકુલના અધિપતિ, શ્રીરાધિકાજીના સ્વામી શ્રીકૃષ્ણ પોતે સાધુપુરૂષોથી સેવાયલા પોતાના ચરણકમળમાં અત્યન્તભક્તિ આપે છે. ૯

**॥ इति श्रीमद्वल्लभाचार्यविरचितं श्रीकृष्णाष्टकम् संपूर्णम् ॥**

# સિંહાવલોકન.

પરમકૃપાલુ શ્રીમદ્વલ્લભપ્રભુએ આ શ્રીકૃષ્ણાષ્ટક નામનો લઘુગ્રંથ ભકતોના મહદુપકાર સારૂ રચેલો છે. માટે આ સ્થળે તેનો તાત્પર્યાર્થ બતાવવો યોગ્ય લાગે છે.

**ગ્રન્થારંભ**—શ્રીમહાપ્રભુજી આ ગ્રન્થ " **શ્રીગોપ ગોકુલવિવર્ધન** ? એવા સંબોધનથી શરૂ કરે છે. તેનો ભાવાર્થ બહુ રસિક છે. જેમકે જેવી રીતે શ્રીગોકુલની અંદર સ્વાનન્દનું દાન કરી ગોપ વગેરે ગોકુલવાસી સર્વજનોનો ઉદ્ધાર શ્રીકૃષ્ણે કર્યો હતો. તેવી રીતે લીલાની ઉત્કંઠાવાળા ભકતો આ સ્તોત્રનો પાઠ કરી ભગવાનના આનન્દને મેળવે " આજ હેતુથી **ગોપગોકુલ** પદથી ગ્રન્થારંભકર્યોછે.

**ગ્રન્થપાઠફલ**—આ સ્તોત્રના પાઠથી શ્રીપ્રભુ જરૂર ભક્તિ દાન કરશે. એની ખાત્રી માટે શ્રીમહાપ્રભુજી આ ગ્રન્થના અન્તમાં લખે છે કે—આ શ્રીકૃષ્ણની સ્તુતિવાળા અષ્ટ

કનોજે ભક્ત પાઠ કરશે તેને શ્રીકૃષ્ણ જરૂર અત્યંત ભક્તિ આપશે. સાલોક્ય, સામિપ્ય વગેરે ચારપ્રકારના મોક્ષની અમારે જરૂર નથી. પરંતુ પ્રભુ ફલરૂપભક્તિનું દાન કરે એજ પરમ-પુષ્ટભકતોની પૂર્ણઅભિલાષા છે.

**ગ્રન્થહેતુ**—માણુસ જ્યારે આપત્તિમાં આવે છે ત્યારે તેને દૂર કરનારની પાસે દીનતાથી વારંવાર કહે છે તેવી રીતે સર્વ જાતની આપત્તિ દૂર કરનાર પ્રભુ શ્રીકૃષ્ણને હે નંદપુત્ર ! હે રાધાપતિ ! હે દીનબન્ધો ! મને આપનું દાસ્ય ( સેવા ) આપો. કેમ કે આ સંસારરુપી સમુદ્રમાંથી તરવાને આપની સેવાવિના અન્ય કંઇપણ સાધન નથી. માટે હે પ્રભુ! મને સેવા આપો. તમારી સેવામાંજ મારી બુદ્ધિ રહો. આ હેતુ બતાવવા સારૂ “ મને દાસ્ય આપો ” એવું વાકય દરેક શ્લોકને અન્તે લખવામાં આવ્યું છે. વળી સેવાની યાચનાની સાથે પ્રભુના દરેક વિશેષણમાં પ્રભુના ગુણગાન ગાયા છે. તેથી પ્રભુ પાસે દીનતાપૂર્વક તેમના ગુણનું ગાન કરી શ્રીપ્રભુ પાસે સેવાની યાચના કરી મારા ભકતોને પૂર્ણ આનન્દ પ્રાપ્ત થાય તેવા હેતુથી આ સ્તોત્ર રચેલું છે.

**ગ્રન્થવિષય**—સ્તોત્રનો અર્થ જેમાં સ્તુતિ થાય તે સ્તોત્ર કહેવાય છે. આ સ્તોત્રમાં શ્રીકૃષ્ણની સ્તુતિ કરેલી છે. અને દરેક વાકયો સંબોધન રૂપે મુકેલાં છે. જેમ કે, “ **व्रजजनार्त्तिहरावतार** ” હે વ્રજજનની વિયોગરૂપી પી-

ડાને હરનારા શ્રી કૃષ્ણ ! મને દાસ્ય (સેવા) આપો.

આવી રીતે દરેક વાકયો સંબોધનમાં મુકવાનું કારણ પોતાની દીનતા બતાવવાનો હેતુછે.

આ ગ્રન્થમાં કોઇ ગૂઢ વિશેષણ આવ્યું છે તેનું સરળ ભાષાન્તર નીચે રહસ્યમાં બતાવવામાં આવ્યું છે.

હવે ટુંકામાં એટલુંજ કહી સિંહાવલોકન સંપૂર્ણ થશે કે આ સ્તોત્રનો રહસ્યપૂર્વક પાઠ કરતાં પરમભક્ત પ્રભુની ભક્તિ પ્રાપ્ત કરી પરમાનન્દ મેળવો એજ.

## ॥ श्रीनन्दकुमाराष्टकम् ॥

**सुन्दरगोपालं उरवनमालं नयनविशालं दुःखहरं**
**वृन्दावनचन्द्रं आनन्दकन्दं परमानन्दं धरणिधरम् ॥**
**वल्लभघनश्यामं पूर्णकामं अत्यभिरामं प्रीतिकरम्**
**भजनन्दकुमारं सर्वसुखसारं तत्त्वविचारं ब्रह्मपरम् १॥**

**અર્થ**—(હે જીવ ?) તું પરબ્રહ્મ, ઐહિકપારલૌકિક સર્વ જાતના સુખના સારરૂપ શ્રીનન્દકુમાર, શ્રીકૃષ્ણને ભજ ! તે પ્રભુ સુન્દર ગોવાળના સરખા સ્વભાવવાળા છે, વક્ષઃસ્થળમાં વનમાલાને ધારણ કરનારાછે. વિશાલ એટલે દીર્ઘનેત્રવાળા છે. ત્રણ પ્રકારના જેમકે આધિભૌતિક, આધ્યાત્મિક, અને આધિદૈવિક; આ પ્રમાણે ત્રણ જાતના દુઃખને હરનારા

છે. શ્રીવૃન્દાવનમાં સાક્ષાત્ ચન્દ્રરૂપ, અને પરમ આનન્દના ભંડાર છે, પોતે પૃથ્વીના ધારણ કરનારા છે, પ્રિય અને મન હર મેઘના સરખા શ્યામ છે, તેમને કોઈ જાતના મનોરથની ઈચ્છા નથી, તેથી તે પૂર્ણ કામછે; બહુજ સુંદર છે. તેથી પ્રીતિને ઉત્પન્ન કરનારા અને સર્વ તત્વ વિચારરૂપ એવા શ્રીકૃષ્ણને હે જીવ ? તું ભજ ? અર્થાત્ તું તેનીજ સેવા કર ?

**सुन्दरवारिजवदनं निर्जितमदनं आनन्दसदनं मुकुटधरं**
**गुञ्जाकृतिहारं विपिनविहारं परमोदारं चीरहरम्**
**वल्लभपटपीतं कृतउपवीतं करनवनीतं विबुधवरं**
**भज नंन्दकुमारं सर्वसुखसारं तत्त्वविचारं ब्रह्मपरम् २**

**અર્થ**—( હે જીવ ? ) સુન્દર કમળનાં સરખાં નેત્ર-વાળા, એવા શ્રીનન્દકુમાર શ્રીકૃષ્ણને ભજ ? તે શ્રીપ્રભુ જે-મણે કામ જીત્યો છે. એવા અને આનન્દના સ્થાનરૂપ છે. અલૌકિક નિત્યાનન્દ તો તેમની પાસેજ છે. સુન્દર મુકુટને ધારણ કરનારાછે. ગુંજા ( ચણોઠી ) ના હારને ધારણ કર-નારા છે. પોતે પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ પ્રકટ થયા છે, વનમાં ( રાક્ષસોના સંહાર સારૂં ) ફરનારા છે, ભક્તને ભ-ક્તિદાન આપવામાં અત્યંત ઉદાર છે. શ્રીકુમારિકાઓના વ્રતમાં થએલા દોષો નાશ કરવા, અને તે કુમારિકાઓના વ્રતની પૂર્ણતા થવા સારૂં વસ્ત્રને હરનારા છે, વહાલાં જેમને પીળાં વસ્ત્ર છે એવા અને ઉપવીત ધારણ કરનારાછે, સર્વ દેવોમાં

શ્રેષ્ઠછે, અને તે પરબ્રહ્મ છે, તેથીજ સર્વ તત્વના વિચારરૂપ છે. તેમજ આ લોક અને પરલોકના સર્વે સુખના સારરૂપ શ્રીનન્દરાયના પુત્ર શ્રીકૃષ્ણને હે જીવ ? ભજ, તેમની સેવા કર?

**शोभितसुखमूलं यमुनाकूलं निरुपमशीलं सुखदवरं**
**मुखमण्डितरेणुं चारितधेनुं वादितवेणुं मधुरसुरम्**
**वल्लभमतिविमलं शुभपदकमलं नखरुचिविमलंतिमिरहरं**
**भजनन्दकुमारं सर्वसुखसारं तत्त्वविचारं ब्रह्मपरम् ३॥**

**અર્થ**—હે જીવ ? ભક્તિમાર્ગ પ્રકાશ કરીને સુખનું મૂળ પોતે શોભાવ્યું છે, એવા શ્રીકૃષ્ણને ભજ ? તે પ્રભુ શ્રીયમુનાજીના કાંઠા ઉપર વિહાર કરનારા અને કોઇની પણ ઉપમા ન આપીશકાય એવા સ્વભાવવાળા હોવાથી તે ભક્તને ઉત્તમ અને નિત્ય રહેનારૂં સુખ આપવામાં અગ્રેસર છે. ( જ્યારે ) ધેનુ ( ગાયો ) ને ચારવા જાય છે. ( ત્યારે ) શ્રીમુખ ઉપરરજ (ધૂળ) પડવાથી શોભી રહેછે અને મધુરસ્વરવાળી બંશી વગાડેછે, પોતે અત્યન્ત વિમળ, સ્વચ્છછે, અને તેમનું ચરણકમળ શુભછે. કેમકે તે ચરણની ભક્તિ કરનાર પરમાનન્દને પામે છે, અને સુંદર નખની કાન્તિથી અંધકારને હરનારા આ લોક અને પરલોકના સર્વે જાતના સુખના સારરૂપ પરબ્રહ્મ હોવાથી તત્વના વિચારરૂપ એવા શ્રીનન્દરાયના પુત્ર શ્રીકૃષ્ણને હે જીવ! ભજ?

शिरमुकुटसुदेशं कुञ्चितकेशं नटवरवेशं कामवरं
मायाकृतमनुजं हलधरसहजं प्रतिहतदनुजं भारहरम्॥
वल्लभव्रजपालं सुभगसुचालं हितमनुकालं भाववरं
भज नन्दकुमारं सर्वसुखसारं तत्त्वविचारं ब्रह्मपरम् ४॥

અર્થ—(હે જીવ?) મસ્તક ઉપર સુન્દર મુકટ ધારણ કરનારા, અને વાંકા કેશવાળા હોવાથી નટવરના સરખા વેશવાળા પ્રભુ, કે જે મનોરથ પૂર્ણ કરનારાછે તે શ્રીનન્દરાયજીના પુત્ર શ્રીકૃષ્ણને ભજ! તે બળદેવજીના બન્ધુ (સાક્ષાત્ ભગવાનછે) છતાં પૃથ્વી ઉપર રાક્ષસોને મારીને ભાર ઉતારવા માટે માયાથી મનુષ્યાકૃતિ ધારણ કરનારા છે; તેમજ સારી ગતિવાળા અને ભક્તોનું વારંવાર હિત કરનારા, મોટા પ્રભાવવાળા તે પરબ્રહ્મ છે, આ લોક અને પરલોક સંબંધી સર્વ સુખના મૂળ કારણ છે. તત્વવિચારરૂપ એવા તે શ્રીકૃષ્ણનું સેવન કર? તેજ તારે કર્તવ્ય છે.

इन्दीवरभासं प्रकटसुरासं कुसुमविकासं वंशिधरं
हितमन्मथमानं रूपनिधानं कृतकलिगानं चित्तहरम्॥
वल्लभमृदुहासं कुञ्जनिवासं विविधविलासं केलिकरं
भज नन्दकुमारं सर्वसुखसारं तत्त्वविचारं ब्रह्मपरम्५॥

અર્થ—હે જીવ? તું નન્દરાયના પુત્ર શ્રીકૃષ્ણને ભજ? તે પ્રભુ કાળા કમળના સરખી કાન્તિવાળા, ભક્તોને પૂર્ણા-

નન્દ આપવા સારૂં ઉત્તમોત્તમ રાસને પ્રકટ કરનારા છે, પુષ્પના વિકાસના સરખા પ્રફુલ્લિત ભક્તજનોને સંકેતસ્થાન સંભળાવવા સારૂ બંશીને ધારણ કરેછે. પોતે કોટી કન્દર્પના સરખા(**રૂપના ભંડાર**)હોવાથી કામદેવના અભિમાનને હણનારા છે. સુન્દર ગાન કરનારા અને ચિત્તાકર્ષક છે. વહાલુ કોમળ હાસ્ય કરવાવાળા, કુંજ (લતામંડપ)ના વાસી. વિવિધ પ્રકારના વિલાસી હોવાથી મૃદુહાસ્ય કરનારા એવા આ લોક અને પારલૌકિક સંબંધી સર્વ સુખના સારરૂપ પરબ્રહ્મ હોવાથી તત્વના વિચારરૂપ શ્રીનન્દકુમાર શ્રીકૃષ્ણને હે જીવ ! તું સેવ ?

**अतिपरमप्रवीणं पालितदीनं भक्ताधीनं कर्मकरं**
**मोहनमतिधीरं कलिबलिवारं हतपरवीरं तरलतरम् ।**
**वल्लभव्रजरमणं वारिजवदनं जलधरशमनं शैलधरं**
**भज नन्दकुमारं सर्वसुखसारं तत्त्वविचारं ब्रह्मपरम् ६ ॥**

**અર્થ**—(હે જીવ) દૈવી સૃષ્ટીને શરણે લેવામાં અને આસુરોનો સંહાર કરવામાં પરમપ્રવીણ, દીનતા પ્રાપ્ત કરી શરણે આવેલાને પાલન કરનારા, ભક્તેચ્છા પૂર્ણ કરવા ભક્તને આધિન રહેનારા, પોતાની ઇચ્છાથી આ સર્વ જગત્ વર્તેછે છતાં પોતે કર્મ કરી બતાવવા કુશળ એવા, અને બુદ્ધિને મોહ ઉપજાવનારા છે, પણ પોતે ગંભીર રહેલા છે. કલિનાગ અને બલિરાજાને વશ કરનારા, રાક્ષસોના પરાક્રમને હણનારા,

અધિક ચંચળ અને પોતાને વહાલા વ્રજને પૂર્ણાનન્દમાં રમાડનારા કમળનાસરખા મુખવાળા ( ઇન્દ્રે જ્યારે વરસાદ વર્ષાવ્યો ત્યારે શ્રીગોવર્ધનપર્વતને હાથથી તોળી વ્રજભક્તોને તેની નીચે રાખી ઇન્દ્રને થકવી ) વરસાદને શાન્ત કરનારા પોતે શૈલ ( ગોવર્ધનપર્વત ) ને ધરનારા એવા આ લોક અને પરલોક સંબંધી સઘળાં સુખના સારરૂપ શ્રીનન્દરાયજીના પુત્ર શ્રીકૃષ્ણને ભજ ? તેમનેજ સેવ ? ?

**जलधररुचिकायं ललितत्रिभङ्गं बहुकृतिरङ्गं रसिकवरं**
**गोकुलपरिवारं मदनाकारं कुञ्जविहारं गूढनरम् ।**
**वल्लभव्रजचन्द्रं सुभगसुच्छन्दं परमानन्दं भ्रान्तिहरं**
**भज नन्दकुमारं सर्वसुखसारं तत्त्वविचारं ब्रह्मपरम् ६॥**

**અર્થ**—મેઘની કાન્તિ સમાન અંગવાળા, સુંદર ત્રિભંગ સ્વરૂપ, સુંદર આકૃતિવાળુ જેમનુ અંગ છે એવા અથવા બહુ પ્રકારે મલ્લયુદ્ધ કરનારા, રસ ( પરમાન્દ ) માં શ્રેષ્ઠ ગોકુલ જેમનુ કુટુંબ છે એવા, કામદેવ સરખા ( મોહક ) સ્વરૂપવાળા, લતામંડપમાં ફરનારા, પોતે પરમબ્રહ્મ છતાં ગુપ્ત રીતે મનુષ્ય દેહ ધરી રહેલા, વહાલા વ્રજમાં ચન્દ્રરૂપ, સુન્દર ચરિત્રવાળા, પરમ આન્દરૂપ ભ્રાન્તિને હરણ કરનારા, શ્રીનન્દરાયજીના પુત્ર, પરબ્રહ્મ હોવાથી સર્વ તત્વવિચારના સ્થાનરૂપ આ લોક અને પરલોક સંબંધી સર્વ સુખના ભંડાર એવા શ્રીકૃષ્ણને હે જીવ ! સેવ ?

वन्दितचरणयुगं पावनकरणं जगदुद्धरणं विमलधरं
कालियशिरगमनं कृतफणिनमनं घातितयमनं मृदुलतरम्
वल्लभदुःखहरणं निर्मलचरणं अशरणशरणं मुक्तिकरं
भज नन्दकुमारं सर्वसुखसारं तत्वविचारं ब्रह्मपरम् ॥८॥

**અર્થ**—અખિલ દેવો–ભક્તોવડે જેમના બન્ને ચરણારવિન્દ નમસ્કાર કરાયલા છે એવા, પવિત્ર કરનારા, જગત્ ઉંપર આસુરોનો સંહાર કરી જગત્નો ઉદ્ધાર કરનારા, સુન્દર નિર્મલ ઓષ્ઠવાળા, કલિનાગના માથા ઉપર ફરનારા, તેથી તે કલિનાગની ફેણોને નમાવનારા, યમન નામના રાક્ષસને હણનારા, અધિક કોમળ, વહાલા ભકતોના દુ:ખને હરનારા, વિમલ ચરણવાળા, આ જગત્નાં દુ:ખને તરવાનું કાંઇ પણ સાધન નહિ મળવાથી શરણ વગરના જીવોને શરણરૂપ, મોક્ષને આપનારા, એવા આ લોક અને પરલોક સંબંધી સર્વ સુખના સારરૂપ, પરબ્રહ્મરૂપ હોવાથી તત્વના વિચારરૂપ એવા શ્રીનન્દરાયજીના પુત્ર શ્રીકૃષ્ણને હે જીવ? સેવ. ?

। इति श्रीमद्वल्लभाचार्यविरचितं श्रीनन्दकुमाराष्टकम् ।

# સિંહાવલોકન.

**સ્તોત્રનો ઉદ્દેશ**—શ્રીનન્દકુમારાષ્ટક શ્રીમહાપ્રભુજીએ રચેલું છે. આ સ્તોત્રનો પાઠ કરવાથી બે અર્થ સિદ્ધ થાય છે. એકતો શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનું પાલન થાય છે, અને શ્રીનન્દકુમારપ્રભુના સ્વરૂપનું ભાન થાય છે. વ્રજમાં સાક્ષાત્ પુરુષોત્તમ ગોપીજનના પ્રેમથી પ્રકટ થયા હતા. અને તેજ પ્રેમ ( સ્નેહપૂર્વકની ભક્તિ )થી તે સાધનહીન ગોપીજનોનો પ્રભુએ ઉદ્ધાર કર્યો આવા નિઃસાધન ભક્તોનો પણ ઉદ્ધાર કરનાર શ્રીકૃષ્ણની તું સેવા કર ? એવી શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનું પાલન કરાવી જીવોનો ઉદ્ધાર કરવાનો ઉદ્દેશ છે.

**ભક્તિ કરવાનીજ આજ્ઞા કેમ કરી !**—શાસ્ત્રમાં, કર્મ, જ્ઞાન અને ભક્તિ, આ ત્રણ માર્ગ ઉન્નતિ મેળવવા વાસ્તે બતાવવામાં આવ્યા છે. તેમાં પ્રથમ **કર્મ** ની વાત કરીએ. કર્ત્તા, દ્રવ્ય, દેશ, કાલ વિગેરેની શુદ્ધતા નહિ મળી શકવાથી કર્મ યોગ્યફળ આપી શકતાં નથી. માટે યજ્ઞાદિક કર્મોથી પ્રભુને પ્રસન્ન કરવા તે ફોકટ પ્રયાસ કરવારૂપ છે. તેમજ તેનું ફલ શાસ્ત્રમાં અન્તઃકરણ શુદ્ધિ કે સ્વર્ગ પ્રાપ્તિ લખે છે માટે તે નિરૂપયોગી છે. **જ્ઞાનની** સ્થિતિનો વિચાર કરતાં સ્પષ્ટ માલૂમ પડે છે કે વૈરાગ્ય અને વેદાન્ત બોધ તેમજ તેના અગાધ નિયમોનું પાલન યથાર્થ આ

કલિકાલમાં ન બની શકવાથી જ્ઞાન કાણા વાસણની અંદર ભરેલા પાણીની માફક સ્રવી જાય છે.

**ज्ञानीनामपि चेतांसि देवी भगवती हि सा ।**
**बलादाकृष्यमोहाय महामाया प्रयच्छति ॥**

જ્ઞાનીનાં અન્તઃકરણ માહામાયાદેવી બલાત્કારે ખેંચીને મહામોહમાં નાંખે છે, તેથી જ્ઞાનને જાળવી રાખી જ્ઞાની થઈ તરવું મુશ્કેલ છે છતાં તરે તો, તેનું ફલ અક્ષરબ્રહ્મની પ્રાપ્તિથી અધિક નથી. તેથી હવે અલૌકિક લીલાનન્દ પ્રાપ્ત ક-કરવાને ભક્તિ અવશેષ રહી. ગીતાજીમાં કહે છે કેઃ—

**" मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु "**

હે અર્જુન ! તું મારામાં મન રાખનારો, મારો ભક્ત, મારી સેવા કરનારો અને મને નમસ્કાર કરનારો થા. શ્રીવિઠ્ઠલેશ્વર " ભક્તિજીવનમાં " કહે છે કે—

સર્વ ધર્મ જ્યારે ત્યાગ થઇ ગયા છે, મહાપવિત્ર તીર્થો પણ દુષ્ટ જનથી ઘેરાઇ ગયાં છે. સજ્જનો અસત્વાદમાં મચ્યે છે એવા આ ઘોર કલિયુગમાં તરવાનું સાધન " **શ્રીહરિને શરણે જવું** " એજ ઉત્તમ છે. પણ તેનાં પોતે સાધન બતાવે છે કે. ૧ બ્રહ્મસંબંધ, ૨ અન્યાશ્રયત્યાગ, ૩ વેદ વેદાન્તના અનર્થ કરી ભ્રાન્ત થઇ ન જવું. ૪ રાસાવલોક સંબંધની ઇચ્છા કરવી, ૫ ચિત્તના ક્રૂરતા

ત્યાગ કરવી, ૬ શ્રીમત્પુરુષોત્તમનું સ્વરૂપ સમજવું કે જેથી મર્યાદા ભક્તિ પ્રાપ્ત ન થાય, ૭ સત્સંગ કરવો કે જેથી પ્રભુના શુદ્ધ સ્વરૂપનું ભાન થાય, ૮ આમ કરતાં જ્યારે ભક્ત અસમર્પિત વસ્તુનો ત્યાગ કરી ભક્તિમાંજ તત્પર રહે છે, ત્યારે પ્રભુ કૃપા કરી પોતાનો કરે છે; અને વિવેક પ્રાપ્ત થાય છે. ૯ પછી માનાપમાન, પ્રભુએ કરેલા વિરહની સહનતા વિગેરેનું ધૈર્ય મળે છે, પછી–૧૦ ભક્ત પૂર્ણ રીતે પ્રભુનો આશ્રય સ્વીકારી આલોક અને પરલોકનાં વૈદિક અને લૌકિક સર્વ કાર્ય પ્રભુને સોંપે છે. આ પ્રમાણે વર્તતાં. ૧૧ અહંતા મમતાનો નાશ થતાં, પ્રભુ શ્રીપુરુષોત્તમમાં ભક્તિ થાય છે, જે ભક્તિથી સાક્ષાત્ પુરુષોત્તમનો લીલાસ્વાદ પ્રાપ્ત થાય છે.

આજ કારણથી સર્વ સુખના સારરૂપ. પરબ્રહ્મ શ્રીનન્દકુમારને હે જીવ ? ભજ. તેમની સેવા કર ? એવો **ભક્તિ**નો ઉપદેશ કરવામાં આવ્યો છે.

શ્રીનન્દરાયજીના કુમાર શ્રીકૃષ્ણ એજ પરબ્રહ્મ છે. **अतोस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥** પોતે ક્ષર અને અક્ષર કરતાં પણ અતીત છે. તેથી લોકમાં અને વેદમાં શ્રીકૃષ્ણને **પુરુષોત્તમ** કહેવામાં આવે છે. માટે પરબ્રહ્મ રૂપ શ્રીકૃષ્ણની સેવા કરવી એજ જીવનો ધર્મ છે. તેજ ધર્મ આ સ્તોત્રથી સમજાવવામાં આવ્યો છે.

**જીવસ્વરૂપ**—સ્તોત્રમાં જીવને ઉદ્દેશીને આજ્ઞા કરવામાં આવી. કેમકે ભગવાન્‌ને સર્વ સ્થળે સર્વ પ્રકારે લીલા કરવાની ઇચ્છા થઇ તેથી કેશના અગ્રના સોમા ભાગ જેવડો જીણો જીવ ભગવાન્‌માંથી પ્રકટ થયો. તે વખતે ભગવાન્‌ના શ્રી, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, વીર્ય અને યશ એ છધર્મો તિરોહિત થયા. તેથી જીવને બંધ અને ફેરફાર થયો છે? તે બંધને લીધે જીવને દીનપણું; સર્વ દુઃખપણુ, હીનપણું, જન્મ મરણની વિપત્તિ, દેહમાં અહંબુદ્ધિ, અને વિષયમાં આસક્તિ આ પ્રમાણે દુઃખો સ્વાભાવિક ભોગવવાં પડે છે તેનો નાશ કરી અવિદ્યાના બંધનમાંથી મુક્ત થઇ પ્રભુ પ્રાપ્ત કરવા ભક્તિ કરવી એ જીવનો ધર્મ છે. માટે જીવને ઉદ્દેશી સ્તોત્રમાં ઉપદેશ કરે છે કે, "હે જીવ! શ્રીકૃષ્ણ સેવન કર? કેમકે તેજ **પ્રભુ સર્વ સુખના સાર રૂપ છે.** (ઉપર ગણુધામાં આવેલાં સર્વ દુઃખોમાંથી તારીને સર્વ સુખને આપનારા શ્રીકૃષ્ણ છે" એમ મેં દરેક તત્વોનો વિચાર કરી નક્કી કરેલું છે.

**ફળ**—માટે આ સ્તોત્રનો પાઠ કરી સ્તોત્રની અંદર બતાવેલા ભગવાનના સ્વરૂપને સમજી તેજ પ્રમાણે પ્રભુનું ધ્યાન ધરીને શ્રીનન્દકુમારમય થવું જેથી સાક્ષાત્ પ્રભુ શ્રીકૃષ્ણ હે જીવ તારો ઉદ્ધાર કરશે. **अलम्**



# ॥ अथ श्रीगोपीजनवल्लभाष्टकम् ॥

सरोजनेत्राय कृपायुताय मन्दारमाला परिभूषिताय ॥
उदारहासाय लसन्मुखाय नमोऽस्तु गोपीजनवल्लभाय ॥१॥

**અર્થ**—કમલના સરખા નેત્રવાળા, ભક્તોના ઉપર અત્યન્ત કૃપાવાળા, અને મન્દાર ( પારિજાતક ) વૃક્ષનાં પુષ્પોની માલાથી શણગારાયલા, ભક્તની સાથે ઉદાર (અધિક-ઉત્તમ) હાસ્ય કરનારા, સુંદર મુખવાળા શ્રીગોપીજનનાવહાલા ? શ્રીકૃષ્ણને મારા નમસ્કાર હો. ૧

आनन्दनन्दादिकदायकाय बकीबकप्राणविनाशकाय ॥
मृगेन्द्रहस्ताग्रजभूषणाय नमोऽस्तु गोपीजनवल्लभाय ॥२॥

**અર્થ**—શ્રીનન્દરાયજી, શ્રીદેવકીજી, શ્રીયશોદાજી અને શ્રીવસુદેવજીને બાલલીલા વિગેરે લીલાઓથી આનંદ પમાડનારા, તેમજ પોતે ભૂભાર ઉતારવા પ્રકટ થએલા હોવાથી બકાસુરના પ્રાણને નાશ કરનારા અને સિંહના નખના આભૂ-

ષણુને કંઠમાં ધારણ કરનારા શ્રીગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણને મારા-નમસ્કાર રહો ॥ ૨ ॥

**गोपाललीलाकृतकौतकाय गोपालकाजीवनजीवनाय ॥**
**भक्तैकगम्याय नवप्रियाय नमोऽस्तु गोपीजनवल्लभाय ॥३॥**

**અર્થ**—" બકાસુર, અઘાસુર, વત્સાસુર વિગેરેને મારીને તથા બ્રહ્માએ વાછરડાં અને ગોપબાલકોને હરણ કરેલાં તે સમયે પ્રભુએ તેજ સ્વરૂપનાં વાછરડાં અને ગોપાલ બાલકોરૂપ બની બ્રહ્માને મોહ પમાડયા " વિગેરે ગોપાલ લીલા કરી આશ્ચર્ય કરનાર, અને ગોપાલ બાળકોને અનેક પ્રકારના રાક્ષસોના ત્રાસથી ઉગારનારા, ગોવાલોના જીવનરૂપ, પરમ શુદ્ધ ભક્તિથી પ્રાપ્ત થાય એવા, નૂતન વસ્તુ જેમને પ્રિય છે એવા, અથવા નવનીત (માખણ) જેમને પ્રીયછે એવા, શ્રીગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણને મારા નમસ્કાર હો. ॥ ૩ ॥

**मन्थानभाण्डाखिलभञ्जनाय हैयङ्गवीनाशनरञ्जनाय ॥**
**गोस्वादुदुग्धामृतपोषिताय नमोऽस्तु गोपीजन वल्लभाय ॥४॥**

**અર્થ**—(એક વખતે ભગવાનને યશોદાજી સ્તનપાન અધુરૂં કરાવી પોતાના કામમાં ગુંથાયાં તે અધુરા સ્તનપાનથી રોષવાળા થઇ) દહિં વલોવવાનાં સમગ્રવાસણને ભાંગી નાંખનારા, તેમજ ગોપબાલકોને, વાનરો વિગેરેને, માખણ આપી દઈ તેને નાશ

કરવામાં પ્રીતિવાળા અને ગાયોના સ્વાદિષ્ટ દુધરૂપી અમૃતથી પોષાતા, એવા શ્રીગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણને મારા નમસ્કાર હો.

**कलिन्दजाकूलकुतूहलाय किशोररूपाय मनोहराय ॥**
**पिशङ्गवस्त्रायनरोत्तमाय नमोऽस्तु गोपीजनवल्लभाय ॥५॥**

**અર્થ**—શ્રીયમુનાજીના કાંઠાને જોઇનેઆનંદ પામનારા, પોતે સાક્ષાત્ પરબ્રહ્મ છતાં કિશોર સ્વરૂપ ધારણ કરનારા, તેથી મનોહુર સુન્દર લાગતા પીળાં વસ્ત્ર ધારણવાળા અને મનુષ્યમાં ઉત્તમ :એવા શ્રીગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણને મારા નમસ્કાર હો ! ॥ ૫ ॥

**धराधराभाय धराधराय शृङ्गारहारावलिशोभिताय ॥**
**समस्तगर्गोक्तिसुलक्षणाय नमोऽस्तु गोपीजनवल्लभाय॥६ ॥**

**અર્થ**—પર્વતના સરખી કાન્તિવાલા, તેમજ આદિ વરાહનો અવતાર ધારણકરી પૃથ્વીને ધારણ કરનારા, શણગારમાં ધારણ કરેલી હારની પંકતિથી શોભતા. અને ‘ ગર્ગાચાર્યે નન્દરાયજી પાસે આવીને તમારો પૂત્ર સાક્ષાત્ પુરુષોતમના સમાનગુણ ’ કર્મ અને સ્વભાવવાળો થશે, આ પ્રમાણે ગર્ગાચાર્યે કહેલી ભવિષ્યવાણિ પ્રમાણે સારા લક્ષણવાળા એવા શ્રીગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણને મારા નમસ્કાર હો! ॥ ૬ ॥

**इभेन्द्रकुम्भस्थल खण्डनाय विदेशवृन्दावनमण्डनाय ॥**
**हंसाय कंसासुरमर्दनाय नमोऽस्तु गोपीजनवल्लभाय ॥७॥**

**અર્થ**—મદોન્મત હાથીના પણ ગંડસ્થલને ભાગી નાખનારા, ઉત્તમ વૃન્દાવનને શણગારનારા, અથવા ઉત્તમ વૃન્દાવનના ભૂષણરૂપ, પરબ્રહ્મરૂપ અને કંસ વિગેરે રાક્ષસોને મારનારા, એવા શ્રીગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણને મારા નમસ્કાર હો. ૭

**श्रीदेवकीसूनुविमोक्षणाय क्षतोद्धवाक्रूरवरप्रदाय ॥**
**गदासि शङ्खाब्जचतुर्भुजाय नमोऽस्तु गोपीजनवल्लभाय ॥८॥**

**અર્થ**—શ્રીદેવકીજીએ જાણ્યું કે-મારા શ્રીકૃષ્ણે તેના ગુરૂને દક્ષણામાં તેમના મરી ગએલા પુત્રો પાછા આણી આપ્યા, તેથી જરૂર તે કંસે મારી નાખેલા મારા પુત્રો આણી આપશે. આ પ્રમાણે વિચાર કરી જ્યારે દેવકીજીએ માગણી કરી કે હે કૃષ્ણ! તમે કંસે મારી નાંખેલા મારા છ પુત્રો પાછા આણી આપશો? આ પ્રમાણે માગણી કરવાથી)–દેવકીજીના પુત્રોને છોડાવી લાવનાર, અને વિદૂરજી, ઉદ્ધવજી, અક્રૂરજીને વરદાન આપનારા. ગદા, ખડ્ગ, શંખ અને કમળ આ ચાર આયુધ જેમના ચાર હાથમાં છે એવા, શ્રીગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણને મારા નમસ્કાર હો. ૮

**॥इति श्रीवल्लभाचार्यविरचितं श्रीगोपीजनवल्लभाष्टकं संपूर्णम् ॥**

**॥ केचित् श्रीहरिदासविरचितमिति कथयन्ति ॥**

# ॥ श्रीगिरिराजधार्य[redacted]म्. ॥

પરમકૃપાલુ શ્રીમદ્દવલ્લભાચાર્યજી શ્રીકૃષ્ણનું શરણુ સિદ્ધ થવા સારૂં શ્રીકૃષ્ણની સ્તુતિ કરતાં શ્રીગિરિરાજ ધાર્યષ્ટકસ્તોત્ર લખે છે.

भक्ताभिलाषाचरितानुसारी
दुग्धादिचौर्येण यशोविसारी ॥
कुमारतानन्दितघोषनारी
मम प्रभुः श्रीगिरिराजधारी ॥ १ ॥

**અર્થ**—મારા પ્રભુ શ્રીગિરિરાજધારી શ્રીકૃષ્ણ છે. કે જે શ્રીકૃષ્ણ ભકતની ઇચ્છા પ્રમાણે વર્તનારા છે. માટે તેમને "**भक्तेच्छापूरकः कृष्णः**" એવું શાસ્ત્રમાં કહે છે. વળી પોતે બાલલીલામાં દુધ વગેરેની ચોરી કરી યશનો પ્રસાર કરનારા છે. વળી કુમારાવસ્થામાં વ્રજસ્ત્રીઓને આનન્દ પમાડનારા એવા અને ગિરિરાજ શ્રીગોવર્ધનપર્વતને ધારણ કરનારા શ્રીકૃષ્ણ એજ મારા પ્રભુ છે. ૧

व्रजाङ्गनावृन्दसदाविहारी अङ्गैर्गृहाङ्गारतमोऽपहारी ॥
क्रीडारसावेशतमोऽभिसारी मम प्रभुः श्रीगिरिराजधारी,॥२॥

**અર્થ**—તેજ મારા પ્રભુ શ્રીકૃષ્ણ છે, કે જે પ્રભુ વ્રજસ્ત્રીઓ ( ગોપિકાઓ ) ના યૂથમાં હંમેશ વિહાર કરનારા છે, અને જે પોતાના અંગોના તેજથી ઘરના આંગણાના અંધકારને દૂર કરનારા છે; રાસક્રીડાના રસના આવેશથી અજ્ઞાનને હરનારા છે, એવા શ્રીગિરિરાજધરણ શ્રીકૃષ્ણ એજ મારા પ્રભુ છે. ૨

**वेणुस्वनानन्दितपन्नगारी, रसातलानृत्यपदप्रचारी ॥**
**क्रीडन्वयस्याकृतिदैत्यमारी मम प्रभुः श्रीगिरिराजधारी॥३॥**

**અર્થ**—વાંસળીના શબ્દથી નાગના શત્રુ ગરૂડને આનન્દ પમાડનારા શ્રી કૃષ્ણ મારા પ્રભુ છે; વળી જે રસાતલ નામના પાતાળમાં પણ નૃત્યપદ ( સ્થાન–પગ ) ને ધરનારા છે. જો કે પોતે રમતા બાલકના સરખા સ્વરૂપવાળા છે છતાં વત્સાસુર દૈત્યનો તો સંહાર કરનારા છે એવા, ગિરિરાજ ( શ્રીગોવર્ધન ) પર્વતને ધારણ કરનારા શ્રીકૃષ્ણ એજ મારા પ્રભુ છે. ૩

**पुलिन्ददाराहितशम्बरारी रमासदोदारदयाप्रकारी ॥**
**गोवर्धने कन्दफलोपहारी मम प्रभुः श्रीगिरिराजधारी ॥४॥**

**અર્થ**—વળી જેઓ ભિલ્લસ્ત્રીઓના હિતને માટે શમ્બર નામના દૈત્યને મારનારા છે, શ્રીલક્ષ્મીજી ઉપર પરમકૃપા ( દયા ) ને કરનારા છે, શ્રીગોવર્ધન પ-

ર્વતમાં કન્દ અને અનેક જાતનાં ફળોને આરોગનારા છે. તેજ શ્રીગિરિરાજધરણ શ્રીકૃષ્ણ. મારા સ્વામી છે. ૪

**कलिन्दजाकूलदुकूलहारी, कुमारिकाकामकलावितारी ॥**
**वृन्दावने गोधनवृन्दचारी मम प्रभुः श्रीगिरिराजधारी ॥५॥**

**અર્થ**—વળી જે શ્રીકૃષ્ણે શ્રીયમુનાજીના કાંઠા ઉપર જ્યારે કુમારિકાઓ સ્નાન કરવા આવ્યાં, ત્યારે તેમનાં વસ્ત્ર હરણ કર્યાં હતાં, અને તે દ્વારા તેમના દોષને શાન્ત કરી તેમના મનોરથને પૂર્ણ કર્યા હતા; અને જે શ્રીકૃષ્ણ વૃન્દાવનમાં ગાયોના ટોળામાં ફરનારા છે તેજ શ્રીકૃષ્ણ (ગોવર્ધધારી ) મારા પ્રભુ છે. ૫

**व्रजेन्द्रसर्वाधिकशर्मकारी महेन्द्रगर्वाऽधिकगर्वहारी ॥**
**वृन्दावने कन्दफलोपहारी, मम प्रभुः श्रीगिरिराजधारी॥६॥**

**અર્થ**—તેજ શ્રીકૃષ્ણ શ્રીગિરિરાજધારી મારા પ્રભુ છે કે જે વ્રજના અધિપતિ હોઇ સર્વથી અધિક કલ્યાણને કરનારા અથવા વ્રજના અધિપતિ નન્દરાયજીનું અધિક કલ્યાણ કરનારાછે છે, વળી જે પ્રભુએ જ્યારે ઇન્દ્રે ગર્વ કરી અધિક વર્ષાદ વર્ષાવ્યો ત્યારે પોતે ગોવર્ધન પર્વતને ધારણ કરી તેના ગર્વને ઉતાર્યો હતો, વળી જેઓ વૃન્દાવનમાં કન્દ અને ફળોને આરોગનારા છે તેજ શ્રીગોવનર્ધનધારી શ્રીકૃષ્ણ મારા પ્રભુ છે. તેજ શ્રી કૃષ્ણ મારા સ્વામી છે. ૬

मनःकलानाथतमोविदारी. वंशीरवाकारिततत्कुमारिः ॥
रासोत्सवोद्वेल्लरसाब्धिमारी, मम प्रभुः श्रीगिरिराजधारी ७॥

**અર્થ**—વળી જે શ્રીકૃષ્ણચન્દ્ર મનમાં રહેલા અજ્ઞાન (રૂપ અંધકારને દૂર કરનારા છે, બંશીના શબ્દથી કુમારિકાઓને બોલાવનારા છે, રાસ મહોત્સવમાં જે રસરૂપી સમુદ્ર ઉછળી રહ્યો હતો. તેવા રસ સમુદ્રમાંજ રહેનારા અર્થાત્ અવિચ્છિન્ન રાસના અધિપતિ ગોવર્ધનધારી શ્રી કૃષ્ણ એજ મારા સ્વામી છે. )

मत्तद्विपोद्दामगतानुकारी लुंठत्प्रसूनाप्रपदीनहारी ॥
रामोरसस्पर्शकरप्रसारी मम प्रभुः श्रीगिरिराजधारी ॥ ८

**અર્થ**—વળી જે શ્રીકૃષ્ણ ઉન્મત્તહાથીના સરખી ઉન્નતચાલથી ચાલનારા છે. તેજ મારા સ્વામી છે, જે પ્રભુની પગની પાની સુધી પુષ્પોના હાર ઝુકી રહ્યા છે તેજ મારા નાથ છે, જે રમાનાથ લક્ષ્મીના વક્ષઃસ્થળ ઉપર સ્પર્શ કરવા હાથ લંબાવી રહ્યા છે, તેજ શ્રીગોવર્ધનધરણ મારા પ્રભુ છે ૮

श्रीमद्वल्लभाचार्यविरचितं श्रीगिरिराजधार्यष्टकं संपूर्णम्॥

# સિંહાવલોકન.

---*---

આ સ્તોત્રમાં ત્રણ ફલ સમાયલાં છે. તે ત્રણે ફળનો સમાવેશ **મમ પ્રભુઃ શ્રીગિરિરાજધારી**, આજ વાકયોમાં રહેલાં છે "મારા પ્રભુ શ્રીગિરિરાજધરણ શ્રીકૃષ્ણ છે" જેમાં પહેલું મારા સ્વામી શ્રીગિરિરાજધરણ છે, અન્ય કોઇ નથી. તેથી પહેલું ફળ અનન્યતા સિદ્ધ થાય છે. બીજું પ્રભુ છે. ( સ્વામી છે–નાથ છે ) એમ કહેવાથી શરણ સિદ્ધ થાય છે. કેમકે સ્વામી પાસે સેવક તત્પરાયણ થઇ રહે છે. તેવી રીતે શરણ સિદ્ધ થાય છે. ત્રીજું ફલ–જ્યારે ઇન્દ્રના યજ્ઞને અટકાવીને પ્રભુએ શ્રીગોવર્ધનપર્વતની પૂજાને માટે આજ્ઞા કરી. અને તે આજ્ઞા પાળી ગોપજનોએ ગોવર્ધનની પૂજા કરી જેથી ઇન્દ્રે અહંકાર કરી પોતાની પૂજા ન કર વાની શીક્ષા આપવા વ્રજમાં મૂશળધાર વર્ષાદ વર્ષાવ્યો. જેથી વ્રજજનો અત્યન્ત દુઃખી થઇ પ્રભુને શરણે આવ્યાં, ત્યારે ભક્તવત્સલ પ્રભુ વ્રજજનોના સુખને, તેમ ઇન્દ્રના ગર્વ ( અહંકાર ) ને દૂર કરવા પોતે શ્રીગોવર્ધનને એક હાથથી ધારણ કરી સર્વ ગોપજનોને તેની નીચે રહેવા આજ્ઞા કરી. જેથી ઇન્દ્ર વર્ષાદ વર્ષાવતાં થાકયો પરંતુ વ્રજજનોને જરા પણ દુઃખ થયું નહિ. આ ગોવર્ધનલીલા કરનાર શ્રીકૃષ્ણના સ્વરૂપને શ્રીમહાપ્રભુજી શુદ્ધ પુષ્ટસ્વરૂપ કહે છે.

જે શુદ્ધપુષ્ટસ્વરૂપ મહદ્‌ભાગ્યથીજ પ્રાપ્ત થાય તેવું છે. તે શ્રીગિરિરાજધારીસ્વરૂપ મારા સ્વામી–નાથ પ્રભુ હો. તેથી રાસ, રસ પ્રાપ્તિ એ ત્રીજું મહત્ફળ છે, માટે જરૂર આ સ્તોત્રથી તે ફલ પ્રાપ્ત થાયજ. કેમ કે પ્રભુ **भक्ताभिलाषा चारितानुसारी.** ભક્તની ઇચ્છા પ્રમાણે વર્તનારા છે. માટેજ આ સ્ત્રોત્રથી જે ભકતની અભિલાષા શ્રીગોવર્ધનધારીને સ્વામી કરવાથી થાય કે તે ઇચ્છાપુરક શ્રીકૃષ્ણ તેના પ્રભુ થાયજ તેથી આ સ્તોત્રમાં પ્રથમના શ્લોકથી આરંભી છેલ્લા શ્લોક સુધીનું દરેકનું ચોથું પદ "**મારા પ્રભુ શ્રીગિરિરાજધારી છે.**" એમ મુકવામાં આવ્યું છે. કેટલાક આ સ્તોત્રને શ્રીહરિરાયજીકૃત કહે છે. પરંતુ મહાપ્રભુજી કૃત છે.

## ॥ अथ श्रीमधुराष्टकम्. ॥

**अधरं मधुरं वदनं मधुरं**
**नयनं मधुरं हसितं मधुरम् ॥**
**हृदयं मधुरं गमनं मधुरं**
**मधुराधिपतेरखिलं मधुरम् ॥ १ ॥**

**અર્થ**—શ્રીકૃષ્ણનું અધર ( ઓષ્ઠ ) મધુર છે, મુખ મધુર છે, આંખ મધુર છે, હસવું મધુર છે, હૃદય મધુર છે,

ગમન મધુર છે, સર્વ સુંદર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ કાંઈ મધુર છે. ૧

**यन्नामरूपमधिकं माधुर्यैकनिधीकृतम् ॥**

**तं नत्वा च मधुगिरं गायामि मधुराष्टकम् ॥**

રહસ્ય--શ્રીસ્વરૂપમાંજ એક નિષ્ઠાવાળા અર્થાત્ સ્વરૂપમાંજ તન્મય થએલા ભક્તોએ પોતાના અનુભવથી જાણેલું ભગવાનનું સ્વરૂપ છે. તેને વેણુ વગેરે સાહિત્ય અને અધર (ઑઠ) વગેરે દરેક અંગ સાથે સ્મરણ કરીને વિશેષણ પૂર્વક વારંવાર અનુભવમાં આવવા સારૂ "અધરં મધુરં" વગેરે પદ ફરી ફરી મુકવામાં આવ્યું છે, આ ગ્રન્થના દરેક શ્લોકમાં "મધુર" શબ્દ વારંવાર યોજવામાં આવ્યો છે. કેમ કે ભગવાનની સર્વે ઇન્દ્રિયો રસરૂપ છે, આનન્દરૂપ છે; માટે અધર ઑઠ મધુર છે, તેમ મધુર ઑઠ વગેરે ભગવાનની સાથે સ્પર્શમાં, પાનમાં, દેશમાં વગેરે ક્રીડામાં મારે ઉપયુક્ત હો? એવી રીતે દરેક મધુર શબ્દના અન્તમાં ધ્યાનમાં રાખવું, મધુર શબ્દની વ્યાખ્યા ટુંકામાં કરીએ તો મધુરપણું જેમાં છે તે મધુર-મધુરપણું એટલે રસિકતા શ્રુતિમાં ભગવાનને **रसोवैसः**" તે પુરુષોત્તમ રસરૂપ છે આનન્દઘન છે, તેથીજ તે મધુર છે. તે મધુરસાહિત્યવાળા અને મધુરઅંગવાળા શ્રીકૃષ્ણ મારો ક્રીડામાં સ્વીકાર કરો. હવે શ્લોકના આરંભથી વિચાર કરીએ.

**અધર તે મધુર છે.** અધર એટલે જેને જોવાથી મનની ધીરતા ન રહે. ( લીલા વખતે ) તેનું નામ અધર, તે મધુર છે. **વદન મધુર છે.** બોલવાનો ધર્મ વદનનો છે. અને તે વદનની મધુરતાથી ગોપીજનો પ્રેમવિહ્વલ થયાં હતાં. તેથી તે મધુર છે. **હાસ્ય મધુર છે.** હાસ્ય એ ભાવને સતેજ કરનારૂં છે. તે મધુર છે. **નયન મધુર છે.** સકટાક્ષ પૂર્વક અવલોકનવાળું પ્રભુનું નેત્ર મધુર હોયજ, લક્ષ્મીથી સુન્દર લાગતા વક્ષઃસ્થળમાં રહેલું આલિંગન વગેરે અનેક ભાવથી શોભતું **હૃદય** મધુરતાથી પૂર્ણ છે. ગોચારણ, અને કુંજ ( લતા મંડપ ) માંથી આવવા જવા સારૂ કરેલું **ગમન** તે મધુર ( મનહર ) છે. વળી **મધુરાધિપતિ** કહેવું યથાર્થ છે. પોતે રસરૂપ આનન્દઘન છે. અને રસાત્મક ભગવાનની સર્વ વસ્તુ રસિક છે.—મધુર છે. એમ શાસ્ત્ર કહે છે. અને જે જે વિભૂતિવાળું માલૂમ પડે તે સર્વ રસિક પ્રભુનું છે, આ પ્રમાણે શાસ્ત્ર વચનાનુસાર રસિક પ્રભુની સર્વ રસમય મધુર વસ્તુઓ રસિકભક્તને મધુર રસમયજ લાગે છે. તે મધુર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ કાંઇ મધુર હોયજ, તે સ્વભાવિક છે.

**वचनं मधुरं चरितं मधुरं वसनं मधुरं वलितं मधुरम् ॥**
**चलितं मधुरं भ्रमितं मधुरं मधुराधिपतेरखिलं मधुरम् ॥२॥**

**અન્વયાર્થ**—( શ્રીકૃષ્ણનું ) વચન મધુર છે, ચરિત્ર મધુર છે, વસ્ત્ર મધુર છે, ચેષ્ટા મધુર છે, ચાલવું મધુર છે; ભમવાનું જેમનું મધુર છે. મધુર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ મધુર છે. ૨

રહસ્ય--બાલક્રીડામાં મધુર અને સ્પષ્ટ માલૂમ ન પડે એવાં વચન બોલવાથી, અને બાલ્યાવસ્થા પછી ભાવોદ્દિપક **વચન** બોલવાથી મધુર લાગે છે. ચોરવાનું-નવનીત વગેરે ખાવાનું, **ચરિત્ર** બહુ મધુર છે, **પીળાં વસ્ત્ર** અને આચરણમાં દધિહરણલીલા, વ્રજ સ્ત્રીઓનાં વાછરડાં છોડી મુકવાં; માર્ગ રોકવા, વગેરે **ચેષ્ટા જેમની** મધુર છે, કોઇ ભકતની વિશેષ અવસ્થા સાંભળી તેને વાસ્તે જે ચાલવામાં આવે તે મધુર છે, ગાયો વગેરેને ચારવા મોકલવા સારૂ તેમજ તેને ભેગી કરવા વ્રજમાં જવું પડે તે, અને કોઇ ભકતની વિરહાવસ્થા સાંભળી ત્યાં દોડવું પડે, તેવું જેમનું ભમવું તે મધુર છે. એવા (પહેલા શ્લોકની ટીકામાં કહ્યા મુજબ) સર્વ મધુર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ કંઇ મધુર છે.

**वेणुर्मधुरो रेणुर्मधुरः पाणिर्मधुरः पादौ मधुरौ ॥**
**नृत्यं मधुरं सख्यं मधुरं मधुराधिपतेरखिलं मधुरम् ॥ ३**

**અન્વયાર્થ**—વેણુ મધુર છે, રેણુ મધુર છે, હસ્ત મધુર છે, બન્ને ચરણ પણ મધુર છે, નૃત્ય મધુર છે, મૈત્રી મધુર છે, મધુર વસ્તુના અધિપતિ શ્રી કૃષ્ણનું સર્વ કંઇ મધુર છે.

રહસ્ય—વ્રજસ્થ ભક્તોને સંકેતસ્થાને બોલાવવા માટે સ્વહસ્તમાં ધારણ કરી, અધર સુધાથી વગાડાતો **વેણુ મધુર** છે; સાયંકાલ વખતે ગોસમૂહ સાથે ગામમાં પ્રવેશ કરતી વખતે ઉડતો રેણુ, અને કુંજલતામાં કમળના સમૂહનો જે રેણુ (પરાગ) અંગ ઉપર પડતો હતો તે રેણુ, તેમજ તેમના ચરણ કમલની રજ ( રેણુ ) પણ મધુર છે. પાણિ એટલે હાથ મધુર છે, અથવા પાણિ એટલે ગુપ્ત ક્રીડા પણ પ્રભુની મધુર છે. પ્રભુના ચરણારવિન્દ ભક્તોના હૃદય સાથે ચાંપતી વખતે મધુરતા માલૂમ પડે છે. વળી નમસ્કારમાં પણ મધુર છે. વળી રાસ વગેરે વૃન્દાવનમાં, ગોકુળમાં, નવનીત ભક્ષણ વખતે કરેલું નૃત્ય તે બહુજ મધુર છે. સ્વભાવ અને વ્યસન વગેરેમાં એક મળતા આવતાની સાથે કરેલી મિત્રતા પણ મધુર છે. એટલુંજ નહિ પણ મધુર વસ્તુના અધિપતિ શ્રી કૃષ્ણનું સર્વ કંઇ મધુર છે.

**गीतं मधुरं पीतं मधुरं भुक्तं मधुरं सुप्तं मधुरं ॥**
**रूपं मधुरं तिलकं मधुरं मधुराधिपतेरखिलं मधुरं ॥४॥**

**અન્વયાર્થ**—ગાવાનું મધુર છે, પીધેલું ( પીવાનું ) મધુર છે, ખાવાનું મધુર છે, સુવાનું મધુર છે, સ્વરૂપ મધુર છે, તિલક મધુર છે, મધુર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ કંઇ વસ્તુ મનહર છે.

**રહસ્ય**—ભક્તને બોલાવવા માટે કરેલું **વેણુ** ગાન **મધુર છે**, ગોષ્ટમાં ગોપોની સાથે કરેલું **પયપાન પણ મધુર છે**, યશોદા, નંદ વગેરે ગોપોએ બનાવેલું ભોજન જે શ્રીકૃષ્ણે આરોગેલું તે મધુર છે, યજ્ઞમાં બ્રાહ્મણ પત્નીઓએ આપેલું **પ્રેમ ભોજન તે પણ મધુર છે**. કુંજમાં કમળ વગેરેથી શોભાઓ પામેલી સુન્દર શય્યામાં નાયિકા સાથે કંઠાગ્રહ પૂર્વક **કરેલું શયન તે મધુર છે**. જ્યારે દર્પણમાં પોતાનું સ્વરૂપ જુએ, ત્યારે શ્રીકૃષ્ણનું સ્વરૂપ દર્પણમાં જોવા સારૂં નાયિકા ધિમે ધિમે પાછળથી આવી, દર્પણમાં હાસ્ય પૂર્વક આંખ મીલાવે, તે વખતે જે સ્વરૂપનું દર્શન થાય, **તે સ્વરૂપ મધુર છે**. અથવા જે રાસાધિપતિ સ્વરુપ છે, તે મધુર છે. " **दर्शनीयतिलको वनमाली** " આવી રીતે ગોપીજનોથી ગવાતું કસ્તુરી વગેરેથી કરેલું તિલક તે મધુર છે. એટલુંજ નહિ પણ મધુર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ કાંઇ મધુર છે.

**करणं मधुरं तरणं मधुरं हरणं मधुरं रमणं मधुरं ॥**
**वमितं मधुरं शमितं मधुरं मधुराधिपतेरखिलं मधुरम् ॥ ५ ॥**

**અર્થ**—જેમનું કાર્ય મધુર છે, તરવું મધુર છે, હરવું મધુર છે, રમવું મધુર છે, જેમનું વાંકા થવું મધુર છે, શાન્ત થવું મધુર છે, મધુર વસ્તુના અધિપતિ એવા શ્રીકૃષ્ણનું સર્વ કંઇ મનહર છે.

રહસ્ય—કરણ એટલે કાય. અથવા સ્વીકાર જેમનો મધુર છે. તેથી ભગવાન્ શરણાગતવત્સલ કહેવાય છે. બાલ ક્રીડા, રાસરમણ વગેરે રમણ મધુર છે. વ્રજ સ્ત્રીઓની સાથે યમુના સ્નાન વખતે નૌકાથી કરેલું તરવું પણ મધુર છે. વ્રજ કુમારીનાં વસ્ત્ર હરણ, દધિ હરણ વગેરે મધુર છે, રૂકિમણીજી વગેરેના ભાવમાં જ્યારે પ્રેમહઠ આવે ત્યારે પ્રભુની તે હઠ શાન્ત કરવાની ખુબી મધુર છે. તેમ ભક્તના પાપોને શાન્ત કરવાની ક્રિયા પણ મધુર છે, એટલુંજ નહિ પણ મધુર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ કાંઇ મધુર છે. ॥

**गुञ्जा मधुरा माला मधुरा यमुना मधुरा वीची मधुरा ॥**
**सलिलं मधुरं कमलं मधुरं मधुराधिपते रखिलं मधुरं ॥६॥**

અન્વયાર્થ—ગુંજા ( ચણોઠી )ની માળા મનહર છે, કમળમાલા મધુર છે, છોળો મધુર છે, જળ મધુર છે, કમળ મધુર છે, મધુર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ કાંઇ મનહર છે.

રહસ્ય—ગુંજા ફૂળની અને યમુના વિહારમાં બનાવેલી વનમાલા મધુર છે, જલક્રીડા વખતે ઉપયુક્ત લાગતાં શ્રીયમુનાજી મધુર છે, પરસ્પર જલ વિહાર વખતે સુન્દર છોળો આવતી તે મધુર છે. શ્રીયમુનાજીનું જળ સર્વ રીતે મધુર છે. ( જુઓ યમુનાષ્ટક ) હસ્તમાં ધારણ કરવામાં, શય્યામાં, ભૂષણમાં ઉપયોગ લાગતાં કમળ મધુર છે, એટલુંજ

નહિ પણ મધુર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ કાંઈ મધુર છે.

**गोपी मधुरा लीला मधुरा युक्तं मधुरं मुक्तं मधुरं ॥**
**दृष्टं मधुरं शिष्टं मधुरं मधुराधिपतेरखिलं मधुरं ॥ ७ ॥**

( શ્રીકૃષ્ણનાં ) ગોપીજનો મધુર છે, તેમની લીલા મધુર છે, સંયોગ મધુર છે, મુકવાનું મધુર છે, તેમનુ જોવું મધુર છે, શાસન ( આજ્ઞા ) મધુર છે, મધુર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ મનહર છે.

**રહસ્ય**—પુષ્ટિમાર્ગીયના પરમગુરૂઓરૂપ, રાસરસમંડિત ગોપીજનો મધુર છે. તેમની રાસલીલા, દધિમંથનલીલા મધુર છે. એકાન્તમાં કરેલી યુક્તિઓ મધુર છે. નીવી કંચુકીની ગ્રન્થી મોચન કરવું, અને ભક્ત સહક્રીડામાં ગાઢ આલિંગન કરી તે ભક્તનો સ્વીકાર કરી ભક્તના તાપને મુક્ત કરવાનું મધુર છે. કટાક્ષપૂર્વક અવલોકન જેમનું મધુર છે, જ્યારે ભગવાન્ કહે છે કે હું મરજી મુજબ માખણ ખાઈશ, મારૂં ઘર છે, ત્યારે કોપીમે ભગવાન્‌ને ઝાલીને કહે કે કોણે માખણ ખાધું ? કોની પાસે ચોરાવ્યું ? જો નહિ બોલે તો મારીશ ? આ પ્રમાણે ભગવાન્‌ને બીક બતાવી કરવામાં આવતી આજ્ઞાઓ પણ મધુર છે. એટલુંજ નહિ પણ મધુર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ કાંઇ મધુર છે.

गोपा मधुरा गावो मधुरा यष्टिर्मधुरा सृष्टिर्मधुरा ॥
दलितं मधुरं फलितं मधुरं मधुराधिपतेरखिलं मधुरं ॥ ८ ॥

**અન્વયાર્થ**—( શ્રીકૃષ્ણના ) ગોપો મધુર છે, ગાયો મધુર છે, જેમની લાકડી મધુર છે, જેમની ( દૈવી ) સૃષ્ટિ મધુર છે, દલિત ( મારવું ) મધુર છે, ફલરૂપ થએલો ( આનન્દ ) તે પણ મધુર છે, મધુર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ મધુર છે.

**રહસ્ય**—ગોપજનો સમાનશીલ વ્યસનવાળા હોવાથી મધુર છે, ગાયો હુંકાર શબ્દ કરતી, ભગવાન્ પાસે આવી, સામાસામી મર્દન કરે ત્યારે કરડી આંખથી ભગવાન્ તેમને જોતા, એ ગાયો પણ મધુર છે. પ્રભુની દૈવીસૃષ્ટી તે મધુર છે, દધિ કલશને ભાંગનારી અને ગાયોની ગતિ રોકનારી લાકડી પણ મધુર છે. દૈત્યોને મારવું જેમનું મધુર છે. ભક્તોની અપેક્ષિત વસ્તુઓને એકાન્ત સ્થળમાં આપવું મધુર છે, એટલુંજ નહિ પણ મધુર વસ્તુના અધિપતિ શ્રીકૃષ્ણનું સર્વ કાંઇ મધુર છે.

॥इति श्रीमद्वल्लभाचार्यविरचितं "श्रीमधुराष्टकम्" संपूर्णम्॥

# સિંહાવલોકન.

આ મધુરાષ્ટક જેટલુ સહેલું લાગે છે, તેટલુંજ તેમાં અર્થ ગાંભીર્ય રહેલું છે. ( પુષ્ટિમાર્ગીય સ્તોત્રમાં શીરોમણિ કહીએ તોપણ ચાલે ) તેનું નામ મધુરાષ્ટક છે. તેમ શબ્દમાં અને પાઠમાં પણ મધુર છે.

**સ્તોત્રનો ઉપક્રમ**—આપણા માર્ગમાં ભગવાનના સ્વરૂપનું અને ગુણનું આ બે પ્રકારનું ગાન કરવામાં આવે છે. ૧ સ્વરૂપ એટલે લીલાયુક્ત. **रस** રૂપ, આનન્દઘન, સચ્ચિદાનન્દસ્વરૂપ જેને શ્રુતિમાં **रसोवैसः** વગેરેથી વર્ણવામાં આવે છે, તે ભગવાનનું સ્વરૂપ છે. તે સ્વરૂપનું **स्वरुपगान** કહેવાય છે. **गुण** જ્યારે ભગવાન સમક્ષ બીરાજતા ન હોય ત્યારે વિરહ સહન કરવા માટે તે ગુણોનું સ્મરણ કરી, તેનું જે ગાન કરવામાં આવે, તેનુ નામ **गुणगान** કહેવાય છે. ગુણની ટુંકામાં વ્યાખ્યા કહીએ તો ભગવાનની મોટાઇ બતાવનારા જે ભગવાનના ધર્મો તે ગુણ. જ્યારે ભગવાનનો અનુભવ પૂર્ણ થાય છે, ત્યારે આ બન્ને પ્રકારનું ગાન ઉત્તમ થાય છે.

આ પ્રમાણે ગુણ અને સ્વરૂપનો પૂર્ણ અનુભવ કરી બેઠેલાં ગોપીજનો, જ્યારે શ્રીકૃષ્ણને અનેક રીતે બોલાવવાં પ્રાપ્તિ ન થઇ અને વિરહતાપ સહન ન થયો ત્યારે પોતાના અનુભવમાં આવેલાં શ્રીઅંગ અને ભગવાનના ગુણોને સંભારી, તેની મધુરતાને સામાસામી ગાવા લાગ્યાં, અને તે મધુરતાને ગાવાથી વિરહાગ્નિમાં બળતા દેહને ધારણ કરી શક્યાં. તે મધુરતાનું જે ગીત તેજ મધુરાષ્ટક છે.

કોઇ ગોપીજન પ્રભુના ઓષ્ટની મધુરતા કહે છે તો કોઇ ગોપીજનને પોતાના સામુ જોવાથી લાગેલી નેત્રની મધુરતાને વર્ણવે છે. તો કોઇના સામુ જોઇ પ્રભુએ હસવાથી હાસ્યની મધુરતા તે વર્ણવે છે. મધુર એટલે મનહરપણું રસિકપણું તેજ મધુર છે. આવા મધુર અંગવાળાશ્રીપ્રભુ મને આપની પૂર્ણ ભક્તિ આપો ! એવી સ્તોત્રનો પાઠકરનારે વારંવાર મધુર શબ્દના અંતમાંભાવના કરવી.

**મધુરાષ્ટક ફલ**—આ સ્તોત્રનો પાઠ કરવાથી પ્રભુના સ્વરૂપ જ્ઞાનની અને ગુણ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, અને જ્ઞાનપૂર્વક દૃઢસ્નેહ પ્રભુમાં જોડાય છે.

**મધુરાષ્ટકનો**—પાઠ સેવાના અવસરમાં કરવો એ ઉત્તમ છે, પરંતુ અનવસરમાં કરવો, એ તેથી પણ વધારે ઉત્તમ છે. કેમકે વિરહાવસ્થા સહન કરવા સારૂં કરવામાં આવેલું ગાન તે સેવાના અનવસરમાંજ યોગ્ય છે.

જ્યારે જ્યારે આ મધુરાષ્ટકનો પાઠ જે કોઇ ભક્ત કરશે ! તેને જરૂર ભગવાનના સ્વરૂપની મધુરતા લાગ્યા વિના રહેશેજ નહિ.

॥ श्रीकृष्णायनमः ॥

# ॥ श्रीकृष्णप्रेमामृतम् ॥

## ( श्रीविठ्ठलेश्वरविरचितविवरेण संकलितम् )

આ શ્રીકૃષ્ણપ્રેમામૃતમાં ભગવાનનાં નામ, પરમ ભક્ત રસિકજનના સંતોષ સારૂ શ્રીરાધિકાજીએ ગાએલાં છે. આ ગ્રન્થનો અધિકારી કોણ છે ? તે આ ગ્રન્થના અન્તમાં

લખેલા સિંહાવલોકનમાં જોવાથી માલૂમ પડશે. પરંતુ એટલું તો કહેવું યોગ્ય છે કે.—શ્રીકૃષ્ણ સચ્ચિદાનન્દ, પરબ્રહ્મ, પૂર્ણાનન્દ, પુરુષોત્તમ છે. અને તેમણે કરેલી લીલાઓ સર્વ અલૌકિક પૂર્ણાનન્દ, રસિક, અને લૌકિક વિષય વાસના રહિત છે, આવું જેને યથાર્થ જ્ઞાન હૃદયમાં છે, અને જેનામાં ભક્તિરસની ઉમીંઓ ઉછળે છે. તેને આ ગ્રન્થ રસિક અને પૂર્ણાનન્દ રૂપ થઈ પડશે. અનધિકારીને પ્રત્યુત વિષરૂપ છે.

શ્રીવિઠ્ઠલેશ્વરજી આ ગ્રન્થની ટીકા કરતાં પ્રથમ પોતે સ્તુતિ કરે છે.

**नमस्तारुण्यकैशोरलावण्यनिभृतात्मनोः ।**
**परस्परं प्रणयिनोर्गोपीमाधवयोर्दृशे ॥ १ ॥**
**राधागीतानि नामानि मत्प्राणमदनान्यहं**
**कथंचित्कालगत्यर्थं, व्याख्यास्येत्र यथामति ॥ २.॥**

અર્થ—પ્રિયની સાથે સ્નેહ થવાનુ મુખ્ય કારણ નેત્ર હોય છે. તેથી શ્રીગોસ્વામી આરંભમાં નેત્રની સ્તુતિ કરે છે.

શ્રીરાધિકાજીનાં નેત્ર તરૂણ અવસ્થાની લાવણ્યતાને ધારણ કરનારાં, અને શ્રીકૃષ્ણનાં નેત્ર કિશોર અવસ્થાની લાવણ્યતાને ધારણ કરનારાં, સામાસામી પ્રણયી (પ્રેમી) શ્રીગોપી જે શ્રીરાધિકાજી, અને માધવ જે શ્રી કૃષ્ણનાં, નેત્ર તેમને નમસ્કાર હો. ૧.

શ્રીરાધિકાજીએ ગાએલાં નામ મારા પ્રાણમાં સ્થાન કરી રહેલાં છે. તે નામને પરમરસિક ભક્તના હૃદયમાં સ્થિર કરવા માટે કાલગતિને અનુસરીને, મારી બુદ્ધિ અનુસાર કંઇક વ્યાખ્યાન કરૂં છું.

**ગ્રન્થારંભ**—જ્યારે શ્રીરાધિકાજીને બહુ માન થયું ત્યારે શ્રીમાધવે તે માન બંધ કરવા માટે અનેક પ્રકારના યત્ન કર્યા. પરંતુ રસમાં રસિકજનોને પ્રેમકલહ અને માન એ સ્વાભાવિક તેમ ભૂષણરૂપ હોય છે. તેથી શ્રીરાધિકાજીએ પોતાનું માન ના છોડયું, ત્યારે માધવે વિચાર કર્યો કે “ આ માન મારા વિરહ શીવાય બંધ થનાર નથી ” એમ નક્કી કરી પોતે નિકુંજમાં પધાર્યા. તે પ્રસંગથી થએલા વિરહ એજ આ પ્રેમામૃતનું મૂળ કારણ છે. તે કારણ બતાવવા માટે ઉપોદ્દ્ઘાતરૂપ આ શ્લોક આરંભે છે.

**मूलम्–एकदा कृष्णविरहाद् ध्यायन्ती प्रियसङ्गमम् ॥**
**मनोबाष्पनिरासाय जल्पन्तीदं मुहुर्मुहुः ॥ १ ॥**

**અર્થ**—જ્યારે કૃષ્ણ નિકુંજમાં પધાર્યા ત્યારે શ્રીકૃષ્ણના વિરહથી પ્રિય શ્રીકૃષ્ણના સમાગમનું ધ્યાન કરતાં શ્રીરાધિકાજી મનમાં રહેલા વિરહ શોકના તાપને શાન્ત કરવાને, વારંવાર આ પ્રમાણે બોલવા લાગ્યાં.

**રહસ્ય=एकदा**—જ્યારે શ્રીકૃષ્ણ શ્રીરાધિકાજીનું વિરહથી માન ઉતારવાને નિકુંજમાં અન્ય ગોપીજનો સાથે લીલા

કરતા હતા ત્યારે; **कृष्णविरहात्**–વિરહાવસ્થા ખરેખર સ્નેહને દૃઢ કરનાર છે. શ્રીકૃષ્ણ આનન્દઘન. પરમાનન્દ, પરબ્રહ્મ છે. તેથી તેમનો વિરહ કરવો યથાર્થ યોગ્ય છે–પ્રભુ ભક્તનો પૂર્ણસ્નેહથી થએલો વિરહતાપ જુએ છે, ત્યારે પ્રકટ થાય છે. આ પ્રમાણે તે વિરહતાપથી થએલા અધિક ક્લેશને દૂર કરવાને માટે **ध्यायन्ती प्रियसंगमः**–પ્રિય, શ્રીકૃષ્ણના સંગમથીજ મારા તાપક્લેશની નિવૃત્તિ થશે. એમ વિચાર કરી, જ્યારે પોતાની પાસે કોઈ પણ સખીજન વિગેરે હાજર ન હતું, ત્યારે એકલાંજ પ્રિયના સમાગમનું ધ્યાન કરતાં **मनोबाष्पनिरासाय**–મનમાં ભરી આવેલા વિરહતાપના ઢુમાને બહાર કાઢવા માટે આગળ શ્લોકમાં કહેવાશે તે પ્રમાણે **जल्पन्तीदं मुहुर्मुहुः**–વારંવાર બોલવા લાગ્યાં. કેમ કે વારંવાર બોલવાથી મનનો બાષ્પ બહાર નિકળતાં . જરા સ્વસ્થતા થઈ હોય એમ લાગે, અને પુનઃ વિરહતાપની પ્રબળતાથી મૂર્છા આવી જાય. તેમાંથી મહાપ્રયત્ને જાગ્રત થતાં પુનઃ પ્રિયસમાગમ માટે ધુન ચાલુ થાય. આવો આશય બતાવવાને **मुहुर्मुहुः** પદ મુકવામાં આવ્યું છે. જેમ રાસ પંચાધ્યાયીમાં ગોપીજનોએ ગોપિકાગીત વારંવાર ગાયું હતું તેમ આ પ્રિયસમાગમના સાધનરૂપ ભગવાનનાં નામ જાગ્રણ અને મૂર્છાને લીધે વારંવાર બોલવામાં આવ્યાં છે, પૂર્ણ

રસિક અને પ્રણયી હૃદયના ઉદ્દગારરૂપ હોવાથી પ્રિયશ્રીકૃષ્ણના નામનો આરંભ કરેછે.

હવે જે નામ વારંવાર બોલવામાં આવતાં હતાં તે નામ કહે છે.—

**कृष्णः कृष्णेन्दुरानन्दो गोविन्दो गोकुलोत्सवः ॥**
**गोपालो गोपगोपीशो वल्लवेन्द्रो व्रजेश्वरः ॥ २ ॥**

**નામાર્થ**—૧ કૃષ્ણ. ૨. કૃષ્ણચન્દ્ર, ૩ આનન્દ. ૪ ગોવિન્દ, ૫ ગોકુલમાં ઉત્સવરૂપ, ૬ ગોપાલ, ૭ ગોપ અને ગોપિકાઓના નાથ, ૮ કુલવૃદ્ધ ગોપોને કુલના દૈવતરૂપ, ૯ વ્રજના રાજારૂપ.

રહસ્ય—( આ સર્વનામનું રહસ્ય શ્રીરાધિકાજીએ મુખથી ઉચ્ચારેલું છે.

(૧.) **कृष्णः**—પરબ્રહ્મ પરમાત્મા, અમારે (ગોપિકાઓને) માટે વ્રજમાં પ્રકટ થએલા છે, જેમને ઉપનિષદોમાં "**कृर्षिभूवाचकः शब्दः**" કૃષિ ધાતુ સત્તાવાચક, ण નિવૃત્તિવાચક, આવી રીતે કૃષ્ણ શબ્દનો અર્થ પરબ્રહ્મ, પરમાનન્દ, કહેવામાં આવે છે. તે કૃષ્ણ અમારે વાસ્તે પ્રકટ થએલા છે, અને તે પરમાનન્દરૂપ હોવાથી અમારાં દુઃખ જરૂર ભાંગશે.

( ભગવાનના સ્વરૂપને કહી હવે ધર્મના સ્વરૂપને કહેતાં પોતાને તારાઓરૂપે કલ્પે છે )—

(२.) कृष्णेन्दुः—श्यामचन्द्रमां अलौकिक, निष्कलंक, अने हंमेशां पूर्ण रहेनार आ धर्मो छे. श्रीकृष्ण हंमेशां अलौकिक, निष्कलंक अने हंमेशां पूर्ण रहेनार छे. अने ते श्यामचन्द्रनी तारकाओरूप गोपीजनो पण कृष्णचन्द्रना समान धर्मवाळां छे. माटे जरूर आनन्द करशो. कारणके चन्द्र, तारकाओने आनन्द करे छे.

(३.) आनन्दः—( धर्मता सूचवे छे ) अमारे वास्तेज प्रकट थएला श्रीकृष्ण श्यामचन्द्रना धर्मोवाळा होवाथी जरूर अमोने **आनन्द** पूर्ण करे छे. **आनन्दमात्रकरपाद मुखोदरादिः** आप सर्वरीते आनन्दरूप छो. **य लब्ध्वानन्दी भवति** आपने मेळवी अमे आनन्दरूप थइए छीए माटे आप आनन्दरूपज छो.

( जेवी रीते आनन्द पूर्ण करोछो तेवी रीते हालमां पण अमने आनन्दपूर्ण करो ? केमके तमे अमारे माटेज प्रकट थएलाछो एम सूचवे छे ).

(४.) गोविन्दः—अरे कृष्ण ! आपनुं गोविन्द नामज प्रमाणरूप छे के तमे अमारे माटेज प्रकट थएलाछो, श्रुति विगेरेओए अमारा पति तरीके योज्या छे. माटे, अमने छोडीने लक्ष्मीजीने सेववुं योग्य नथी ! वळी आप कृष्णचन्द्र छो. तेथी जेम इन्द्रनी पूर्व दिशामां चन्द्रनो उदय थवानो नियम छे, तेम आप गोपीजनवल्ल-

અને ગોકુલમાં ( ઉદય ) પ્રકટ થવાનો નિયમ છે. માટે પ્રકટ થાઓ ! અને વળી હે કૃષ્ણચન્દ્ર ! ચન્દ્રનું કાર્ય જેમ માર્ગને પ્રકાશ કરવાનું છે, તેમ આપ અલૌકિક કૃષ્ણચન્દ્ર હોવાથી આપનો અલૌકિક પ્રકાશ છે. તે પ્રકાશ તો બ્રહ્માને પણ દુર્લભ છે. પરન્તુ આપે તો તે અલૌકિક પ્રકાશ ( ભજન માર્ગ ) અમારામાંજ પ્રકટ કર્યો છે, અને ગાયોના તેમ ગોકુલના ઇન્દ્ર (અધિપતિ) આપને યોજ્યા છે તેથી અમોને આનન્દ આપવો જોઇએ !

(હવે અમારાં દુઃખ આપને દર્શાવવા અમે શક્તિમાન નથી. કેમકે)—

(૫.) **गोकुलोत्सवः**—આપ ગોકુલમાં ઉત્સવરૂપ છો. “ જ્યાં જે વસ્તુ ઉત્સવરૂપ હોય ત્યાં તે વસ્તુ સંબંધી દુઃખ કેવી રીતે દેખાડી શકે ” ( આપ સર્વેશ્વર છો પણ અમેતો ગોકુલનાજ ઇશ્વર માનીએ છીએ. જ્યાપિ વૈકુંઠ કરતાં પણ ગોકુલ શ્રેષ્ઠ છે, તેના આપ અધિપતિ છો.

(૬.) [1]**गोपालः**—આપ પરબ્રહ્મ પરમાત્મા છો પણ ગોવાળના રૂપમાં પ્રકટ થયા છો. તેથી પ્રત્યક્ષ જણાય છે કે આપનો પ્રેમ અને આપનો પક્ષપાત અમારામાં છે. બીજી કોઈ

**૧ गोपान् ज्ञातीन् स्वीकरोतीति गोपालः ગોવાળોને પોતાના કરી સ્વીકારે તે ગોપાલ—**

જગ્યાએ નથી, આપે ગોવાળોને પોતાના કરી સ્વીકારેલા છે. અને—

(૭.) **ગોપગોપીશઃ**—ગોપ જે મિત્રો અને ગોપિકાઓ, અર્થાત્ ગોપની સ્ત્રીઓના પણ આપ નાથ છો. તેથી કેવલ કુમારિકાઓના સ્વામી નથી, પરંતુ સર્વ ગોપગોપીના નાથ છો. અને—

(૮.) **વલ્લવેન્દ્રઃ**—કુલવૃદ્ધગોપોના પણ કુલના દેવતારૂપ પૂજ્ય છો. તેથીજ આપને માર્ગમાં વૃદ્ધો પણ ચરણમાં નમસ્કાર કરે છે. અને ટુંકામાં કહીએ તો—

(૯.) **વ્રજેશ્વરઃ**—વ્રજમાં આવેલા પશુ તૃણ અને સર્વ કંઇ વ્રજની વસ્તુઓના આપ નાથ છો. આપ "ગોપગોપીશ" હોવાથી સર્વના નાથ છો. "વલ્લવેન્દ્ર" હોવાથી પૂજ્ય છો, અને "વ્રજેશ્વર" હોવાથી રાજા છો. તેથી અમારે સર્વ રીતે આપજ સ્વામી છો, તેથી અહો ભાગ્ય છે કે–અમારૂં ગોકુલ પણ સર્વમાં શિરોમણિરૂપ થયું છે. કેમ કે આવો ત્રણે રીતે એક ઠેકાણે સ્વામીપણાનો યોગ મળી આવવો દુર્લભ છે–તે વ્રજમાં મળ્યો છે. હે પ્રભુ! આપે ગોકુલ આપના પરબ્રહ્મ સ્વરૂપથીજ રચેલું છે, કંઈ સાધરણ ભૂતોથી બનાવેલું નથી, આદિવરાહ પણ કહે છે કે "**બ્રહ્માની સૃષ્ટિ (ગોકુલ) તે અલૌકિ**કજ છે."

( આ પ્રમાણે "ગોકુલ મારૂં અંગ હોવાથી હું જરૂર મળીશ." આમ આપ કહેતા હશો તો તે અમને રૂચિકારક નથી લાગતું, કેમકે )—

**મૂ૦—प्रत्यहं नूतनतरस्तरुणानन्दविग्रहः ॥**

**आनन्दैकसुखस्वामी संतोषाक्षयकोशभूः ॥ ३ ॥**

**શબ્દાર્થ**—૧૦ હંમેશાં નવાને નવા લગતા, ૧૧ પૂર્ણ આનન્દ એજ જેમનું અંગ છે એવા. ૧૨ પૂર્ણાનન્દરૂપી સુખના એકજ સ્વામી. ૧૩ સંતોષના ન ખુટે એવા ભંડારરૂપ.

**રહસ્ય**—( પહેલાંના અનુભવની વાત કહે છે. )—

(૧૦) [1]**प्रत्यहं नूतनतरः**—જ્યારે જ્યારે આપને જોઇએ છીએ ત્યારે જાણે નવો સમાગમ થયો હોય તેમ, અમારી અભિલાષા થાય છે, સંપૂર્ણ રાત્રી સુધી પણ રમણ કરી જ્યારે જવાની ઇચ્છા કરો છો, ત્યારે અમારી અભિલાષા, તેથી પણ વધારે વધી જાય છે. અમે આપના વિરહ થવાના ભયથી સર્વથી ચઢીયાતો, અનુભવથીજ માલૂમ પડે એવો કોઈ જાતનો ભાવ અમારામાં પ્રકટ થાય છે. તેથી આપને અમે વારંવાર નવા ને નવા જોઇએ છીએ. આ પ્રમાણે આપના સમાગમમાં પણ આવી રીતે અભિલાષા વધી પડે છે,

---

**૧ प्रत्यहं ( હંમેશાં ) એમ કહેવાથી પ્રભુ સંપૂર્ણરાત્રી રમણ કરે પણ વિરતિ શ્રમ ( થાક ) તેમને લાગતો નથી.**

તો વિરહદશામાં અમારી શી દશા થાય છે, તેનો વિચાર કરી હે પ્રભો ! પ્રકટ થાઓ.

(૧૧) **तरुणानन्दविग्रहः**—તરૂણ ( પૂર્ણ ) આનન્દ એજ જેમનું અંગ છે, એવા આપ પૂર્ણ છો. તેથીજ અમારામાં અનુરાગ રાખો છો; અને અમારા ઉપયોગ વાસ્તે આપનું પ્રાકટય થએલું છે. પૂર્ણ છો, કિશોર સ્વરૂપમાં છો, છતાં તરૂણીઓ સાથે રમણ કરવા સમર્થ છો.

( ભાગવતમાં કહ્યું છે કે, હે કૃષ્ણ ! લક્ષ્મીએ જરા અવસર આપ્યો ત્યારે આપના ચરણારવિન્દને અમે સ્પર્શ કર્યો, ત્યારે આપે અમને અત્યંત આનન્દ આપ્યો હતો, તેથી બીજા સમક્ષ હવે અમે ઉભા રહેવા સમર્થ નથી. ભા. સ્કં. ૧૦. અ. ૨૯ શ્લો. ૩૬ ) પ્રથમ દિવસે થએલા ચરણ સ્પર્શથી રમણની ઈચ્છા અમારી વધી પડી છે.

(૧૨) **आनन्दैकसुखस्वामी**:—આનન્દ એટલે અન્તઃકરણ, દેહ, વિગેરેમાં સર્વ ઠેકાણે વ્યાપી રહેલું સુખ, અથવા આનન્દરૂપી સુખના સ્વામી છો, તેથી આનન્દના **ભોક્તા**, અને **દાતા** પણ આપ છો. અને આનન્દ ( સુખ ) સર્વ અંશમાં વ્યાપી રહ્યો છે. ( **एक** ) બ્રહ્મા વિગેરેને ગણિતાનન્દ હોવાથી તે અધિક કલેશવાળા છે. પરંતુ અગણિતાનન્દવાળા આપ **એક**જ છો. અને તે અગણિતાન-

न्दनुं सुख अमारा **स्वामी** होवाथी अमोने आपशोज कारणके-

(१३) **संतोषाक्षयकोशभूः**—संतोषना न खूटे एवा भंडारने उत्पन्न करनारा आप छो. तेथी आपथीज अमोने आनन्द सुख मळशे ते उपयोगी छे.

अक्षय भंडाररूप होवाथी उत्तरोत्तर संतोष मळशे, अने पहेलां पण संतोष हतो. कारणके आपने नित्यलीला प्रिय छे.

**मू०—आभिराभिनवानन्दः परमानन्दकन्दलः ॥**

**वृन्दावनकलानाथो व्रजानङ्गनवाङ्कुरः ॥ ४ ॥**

**अर्थ**—१४ गोवाळोने कोइ दिवस न थयो होय एवा आनन्दना कारणभूत १५ गोपिकाओने परमानन्दना मूळरूप, १६ वृन्दावनमां चन्द्ररूप अथवा वृन्दावनरूपी कलाना नाथ (स्वामी) १७ व्रजना गोपीजनोने कामना नवा अंकुररूप छे.

**रहस्य**—(१४)**आभिराभिनवानन्दः**—(१५) **परमानन्द कन्दलः**—नंदरायजीने त्यां पुत्र थयो ए सांभळतांज गोवाळोने आनन्द थयो. जेथी वृद्ध गोवाळो पण महान् नृत्य करवा लाग्या. कारण के तेवो आनन्द तेमने कोइ दिवस थयो न हतो, पछी परम पुष्ट आप ज्यारे अमारा स्वामी थया, त्यारे अमारुं अहोभाग्य थयुं, अने आनन्दनो पार ते वखते न रह्यो.

गोपीजनोने माटे साक्षात् आनन्दरूप आप प्रकट थवाना

હુતા, તેથી વાટ જોઇને સર્વે ગોપો બેઠા હતા, તેટલામાં જ્યારે પ્રકટ થયા ત્યારે આનન્દ આનન્દ થઈ રહયો તેથી ખરેખર આપ **આભિરોને નવા આનન્દરૂપ છો.** વળી ત્યાંથી વૃન્દાવનમાં આવી અમારા સ્વામી થઈ અમોને અધિક સુખ આપ્યું, તેથી ગોપિકાઓને તો પરમાનન્દનું મૂળ આપજ છો.

(૧૬) **[1]वृन्दावनकलानाथः—**

૧. વૃન્દાવનના આપ કલાનાથ એટલે ચન્દ્ર છો. ચન્દ્ર જેમ આકાશના એક ભાગમાં રહી ઘણા ભાગને પ્રકાશ આપે છે તેમ આપ વૃન્દાવનના એક ભાગમાં અથવા વૃન્દાવનમાં રહી સમગ્ર જગતને સતેજ કરો છો.

૨. વૃન્દાવનમાં થતું જે નૃત્ય, કોકિલસ્વર, ગીત, વાજીંત્ર વિગેરે કલાઓ તે આપને ખુશી કરવા વાસ્તેજ છે, તેના આપ નાથ છો. રાજાની માફક તે સર્વ કલાઓને આપ જોનારા છો.

૩. વૃન્દાવનરૂપી કલા તેના નાથ છો, સોળ કલાવાળો ચન્દ્ર હોય, તે પૂર્ણ કહેવાય છે. તેમ વૃન્દાવન પણ અનેક કલાથી ભરપૂર છે. તેના નાથ છો.

૪. જ્યારે ભગવાન્ વૃન્દાવનમાં આવે છે ત્યારે વૃન્દા-

---

૧ ટીકાકારનો આશય એવો છે કે “વૃન્દાવન કલાનાથ” આ નામ સોળ નંબરે છે તે સૂચવે છે કે વૃન્દાવન સોળ કળારૂપ છે. તેના નાથ શ્રીકૃષ્ણ છે.

જન પ્રકાશ પામે છે. અને પૂર્ણ કલાનાથ કહેવાય છે. અર્થાત્ વૃન્દાવનમાં સાક્ષાત્ પુરુષોત્તમરૂપે પ્રકટ થાઓ છો બીજા દેશમાં પૂર્ણ પુરુષોત્તમરૂપે પ્રકટ થતા નથી.

( સંપૂર્ણ કલાવાળો ચન્દ્ર તો ગોપિકાઓના હૃદયમાંજ છે એમ કહે છે. )—

(૧૭). **व्रजानङ्गनवाङ्कुरः**—વ્રજ સંબંધી અનંગ ( કામ ) રૂપી કલ્પતરૂ તેના અંકુર છો. પહેલાં કામ અંગ વગરનો હતો, પરંતુ જ્યારે આપ પ્રકટ થયા ત્યારે તે અંગવાળો થયો છે. તેથી આપ કોટી મન્મથ, મન્મથરૂપ છો. રામાવતારમાં અમને વરદાન આપ્યું હતું કે "જરૂર હું તમારા મનની ઇચ્છાઓ પૂર્ણ કરીશ" તે વચન બીજરૂપે અમારા હૃદયમાં હતું, તે આજે અંકુરરૂપે હૃદયમાંજ પ્રકટ થયું. તે અંકુરને હંમેશાં પ્રેમરસથી સીંચન કરતાં હૃદયમાંને હૃદયમાંજ ફેલાયું છે. *અને વ્રજમાં રહેલાં ગોપીજનોમાંજ તે ફેલાયું છે. ગોપીજનો શીવાય બીજા કોઇનામાં તેવી રીતે કામનો અંકુર થયો નથી. તો હે પ્રભુ ? ઉપર કહ્યા મુજબ પરબ્રહ્મજ સાક્ષાત્ કામરૂપે અમારા હૃદયમાં પ્રકટ થયા છો, તેથી તે અલૌકિક કામ

* આવા ભાવ ગોપીજનોમાંજ પ્રકટ થયો હતો. સાધારણ વ્રજના બીજા જનોમાં થયો ન હતો. બીજા વ્રજજનોના ભાગ્યનો ઉદય આનુસંગિક છે. તેથી તેમના ભાગ્યનો ઉદય પણ થયો છે.

થીજ આપની સાથે રમણ કરવું છે. લૌકિક કામની અમારે જરા પણ ઈચ્છા નથી. ( **संत्यज्य सर्वविषयान्म तवपादमूलं, प्राप्ताः०** ) માટે આપ પ્રકટ થાઓ. આવો ભાવ, વળી આપનામાં અભિલાષા પૂર્ણકૃપા શીવાય કદાપિ થતો નથી. ૪.

**મૂ૦—नयनानन्दकुसुमो व्रजभाग्यफलोदयः ॥**
**प्रतिक्षणातिसुखदो मोहनो मधुरद्युतिः ॥ ५ ॥**

**અર્થ**—૧૮ નેત્રના આનન્દરૂપી પુષ્પવાળા છો. ૧૯ વ્રજના ભાગ્યને ફલરૂપ જેમનો ઉદય છે એવા, ૨૦ વારંવાર અત્યંત સુખને આપનારા, ૨૧ વિવિધ પ્રકારે મોહ ઉપજાવો એવા, હજારો સૂર્યના સરખા તેજવાળા, પણ મધુર કાન્તિવાળા છો.

**રહસ્ય** (૧૮) **नयनानन्दकुसुमः**—નેત્રના આનન્દરૂપી પુષ્પવાળા છો. અર્થાત્ આપના શીવાય બીજામાં નયનાનન્દ મળતો નથી, સંધ્યા સમયે જ્યારે ગાયો ચારીને આવો છો, ત્યારે આપને જોતાં અમારા નેત્રને આનન્દનો પાર રહેતો નથી. ( પહેલું કામનુ બીજ કહ્યું, પછી અંકુર કહ્યો પછી પુષ્પ કહ્યું, હવે ફલ કહે છે. )

(૧૯) **व्रजभाग्यफलोदयः**—વ્રજના ભાગ્યને ફલરૂપ જેમનો ઉદય ( પ્રાકટ્ય ) છે એવા, આપનું પ્રાકટ્ય ગોપીજનોના વિરહને હરવાવાસ્તે થયું છે. તેજ અમારે ફલરૂપ છે

વળી રાત્રીએ આપે કહેલા સંકેત સ્થાનમાં આપના ઉપભોગને ઉપયોગ લાગે એવી વસ્તુઓ ભેગી કરી, અમે આપની રાહ જોતાં બેશી રહેતાં, ત્યારે આપ અચાનક પ્રકટ થતા તેથી અમારા ભાગ્યનો ઉદય કરવાજ આપનું પ્રાકટ્ય છે, એમ માનીએ છીએ.

(૨૦) **प्रतिक्षणातिसुखदः**—વારંવાર અત્યંત સુખને આપનારા છો, સમાગમના સુખ શીવાય બીજા પરિરંભણ (ભેટવું) વિગેરે અનેક સુખોને આપનારા છો. જેમ જેમ આપના સમાગમમાં રહીએ છીએ, તેમ તેમ અધિક અધિક સુખોનો અનુભવ થાય છે. તેમજ જ્યારે પૂર્ણ વિરહથી અમે આકુલ વ્યાકુલ થઇ જઇએ છીએ, અને તે અવસ્થામાં આપ એકદમ મળો છો, ત્યારે તે વખતે જે સુખનો અનુભવ થાય છે, તે સર્વને માથે ટપી જાય છે. અને પ્રકટ થયા પછી.—

(૨૧) **मोहनः**—વિવિધ પ્રકારે મોહ ઉપજાવો છો, જેવી રીતે અમને મોહ થાય તેવી રીતે આપ કરો છો.

**(આ પ્રમાણે શ્રીરાધિકાજી "મોહન" શબ્દ બોલવાથી મર્મ સ્થાન સુધી વિરહતાપ પહોંચતાંજ મૂર્છીત થઇ ગયાં, પછી જ્યારે જાગ્યાં ત્યાર અત્યન્ત વિરહતાપથી પુનઃ ભગવાનના આગમનની ધુન ચાલુ કરી.)**

(૨૨) * **મધુર દ્યુતિઃ**—આપની કાન્તિ મધુર છે. સર્વ શક્તિ પૂર્ણ, અને કોટી સૂર્ય કરતાં પણ અધિક તેજવાળા છો, પરંતુ સૂર્યના જેવા કઠિન તેજવાળા નથી, આપતો મધુર તેજવાળા છો. તેથી અમારે રમણમાં બાધ નહિ આવે. હે ભગવાન્! રાત્રી બીજી જગ્યાએ અન્યગોપીજનો સાથે ગાળીને સવારે જ્યારે મારા તરફ આવતા, ત્યારે ગુમાનમાં રહેલા મારા મનને એવો મોહ પમાડતા કે મારા ગુમાનને ઉતારી નાખતા હતા. તેથી ખરેખર આપ **મોહન** છો.

**મૂ૦—सुधानिर्यासनिचयः सुन्दरः शीतलाकृतिः ।**
**नवयौवनसंभिन्नः श्यामामृतरसार्णवः ॥ ६ ॥**

**અર્થ**—૨૩ અમૃતના સારના સમૂહરૂપ, ૨૪ સુન્દર શીતળ આકૃતિવાળા, ૨૫ કુમારાવસ્થામાંથી નીકળી નવી યૌવન અવસ્થામાં આવેલા, કાળા અમૃતરસના સમુદ્રરૂપ ૬.

(૨૩) **સુધાનિર્યાસનિચયઃ**—અમૃતરૂપી કલ્પતરૂમાંથી કાઢેલા અમૃતના સમૂહરૂપ અથવા તો સુધા એટલે અમૃતના સારના સમૂહરૂપ છો. જેમ દુધને વલોવવાથી તેના સાર

* મધુર દ્યુતિનો બીજો અર્થ ટીકાકાર લખે છે. સુરત ચિન્હોથી અંકાયલા, વસ્ત્ર ખસી ગયેલા, આલસ્યયુક્ત, હાસ્યવાળા, રાસક્રીડાના ઉજાગરાથી લાલ નેત્રવાળા, એવા ભગવાનના મુખકમળની કાન્તિ બહુજ મધુર છે.

મૃત માખણનો સમૂહ નીકળે છે, તેમ આપ અમૃતના સારભૂત છો. માટે અધરામૃત સર્વ અમૃતમાં શ્રેષ્ટ છે માટેજ મુરલીને " *વેણુ " કહેવામાં આવે છે. અધરના સંબધથીજ વેણુ તેથી બ્રહ્માદિ અને કામ જેનાથી અણુ થયાં છે. માટે અધરોષ્ટના અમૃતમાં કામરસને અણુ કરવાનું સામર્થ્ય છે. ( શ્રીમદ્ ભાગવતના સ્કં. ૧૦ અ. ૩૧ શ્લો. ૧૪ માં કહ્યું છે કે. **इतररागविस्मारणं नृणां वितर वीर नस्तेऽधरामृतम्** ) માણુસોને સર્વ વિષયોમાંથી અર્થાત્ લૌકિક રાગમાંથી વૈરાગ્ય કરાવનારૂં આપનું અધરામૃત અમોને આપો ?

(૨૪) **सुन्दर:**—આપ એકલા અધરોષ્ટમાં અમૃતરૂપ છો એમ નહિ, પરંતુ સર્વ અંગમાં પણ સુંદર અમૃતરૂપ છો. તેથી સર્વ અંગમાં રસ શાસ્રમાં કહેલી ચેષ્ટાઓ કરાય છે. પુરૂષોનુ સૌન્દર્ય જેમ સ્રીઓને ઉપયોગી છે. તેમ આપ અમારે માટે પ્રકટ થએલા હોવાથી આપનું સૌન્દર્ય અમારે માટેજ ઉપયોગી છે. સુન્દર ( અમૃતરૂપ ) હોવાથી આપનામાં આશક્તિ કરી છે. પરંતુ જ્યારે પાછળથી અમોને વિરહ કરો છો ત્યારે અમારે શું કરવું ? વિરહને શાન્ત કરવા સારૂ આપની પ્રતિકૃતિ જોઇએ છે ત્યારે.

---

* **वश्च इश्च वयौ, तौ अणु यस्मात् इति वेणु.**

(૨૫) **शीतला कृतः**—શીતલ આકૃતિવાળા લાગો છો. ( હવે કટાક્ષથી કહે છે.

૧. આપની આકૃતિ શીતળ છે. પણ પોતે શીતળ નથી. અમે જાણ્યું કે આકૃતિ શીતળ છે તેથી અન્ય પણ શીતળ હશે. આમ ધારી આશક્તિ બાંધી, પરંતુ આપ તો વિરહ કલેશથી મારો છો. ખરેખર આપ એમજ કરનારા છો પૂતના +શીતળ આકૃતિ જાણી આપની પાસે આવી હતી પરંતુ પાછળથી તેના પ્રાણ લીધા.

૨. સાધારણ લોકો તો " શીતલાકૃતિ એટલે આપ શૃંગારરસવિગેરેથી અજાણ્યા હશો એમ સમજે છે. " પરંતુ એકાન્તમાં તો અત્યન્ત ચતુર છો.

(૨૬) **नवयौवनसंभिन्नः**—નવયૌવનથી યુક્ત કુમારાવસ્થામાંથી નીકળી તુરત યુવાવસ્થામાં પેઠેલા. તેથી કૂર્ચ એટલે દાઢી જરા ઉગેલી હોવાથી રતિ વખતે અત્યન્ત સુખનો અનુભવ આપનારા છો.

(૨૭) **श्यामामृतरसार्णवः**—જેવી રીતે દુધ વિગેરેનો શ્વેત રસ હોય છે.

---

+ અહિઆં શીતળ આકૃતિનો અર્થ. નરમ આકૃતિવાળા એવો કરવો અર્થાત્ કંઇ પણ પરાક્રમ ન કરે એવા ધારી. (અન્યોક્તિ છે.)

૧. તેવી રીતે શ્યામરૂપી અમૃતરસના સમુદ્રરૂપ આપ છો. (શ્યામસુધારસ અપ્રસિદ્ધ છે તેથી અલૌકિકપણું સુચવી આપો છો.) આપનાં નયન, કુંડલ, મુખ, દંત, હસ્ત, ચરણ, વિગેરે અલૌકિક શ્યામ અમૃતરસ સમુદ્રની અંદર મત્સ્યમકર, મણિ, કમળરૂપે રહેલાં છે.

૨. શ્યામઅમૃતરસસમુદ્રની અંદર જે મગ્ન થાય (અર્થાત્ શ્રીકૃષ્ણમય થઇ જાય) તે પુનઃ પાછો નિકળતો નથી. (અર્થાત્ તેને પુનઃ સંસારમાં જન્મ મરણનું દુઃખ રહેતુ નથી.)

૩. શ્યામા એટલે સોળ વર્ષની શ્રીગોપિકાઓનો અધરામૃતના રસનો સમુદ્ર આપનામાંજ છે. (આવી રીતે વર્ણનું વર્ણન કરીને હવે સુન્દરતાનું વર્ણન કરે છે.)

**મૂ૦—इन्द्रनीलमणिस्वच्छो दलिताञ्जनचिक्कणः**
**इन्दीवरसुखस्पर्शो नीरदस्निग्धसुन्दरः ॥ ७ ॥**

**અર્થ**—૨૮ ઇન્દ્રનીલમણિની માફક બહાર અને અંદર સ્વચ્છ. ૨૯ વિરહદશામાં ગોપીજનોના અંજનની ચીકણુતાને ભુસનારા, ૩૦ કમળના કરતાં પણ વધારે સુખકારક સ્પર્શવાળા. ૩૧ મેઘના સમાન સ્નેહાલ, અને સુન્દર, આપ છો.

**રહસ્ય**—(૨૮) **इन्द्रनीलमणिस्वच्छः**—ઇન્દ્રનીલમણિ જેમ અંદરને બહાર એક રસરૂપ હોય છે. તેમ આપ સર્વાંગે રસ રૂપ છો. વળી મણિની અંદર જેમ આ-

ગળ પાછળની સર્વ વસ્તુનુ પ્રતિબિંબ પડવાથી મણિ તે. વસ્તુઓ મય લાગે છે. તેમ અમારાથી વિંટાયલા આપ મણિરૂપ હોવાથી અમારૂં પ્રતિબિંબ આપનામાં પડેલું છે. તેથી આપ ×ગોપીજનમય છો આપ શ્યામ સુંદર હોવાથી જે આપની પરીક્ષા કરનારા ભક્તો છે, તેજ આપને ઓળખી શકે છે.

(૨૯) **दलिताञ्जनचिक्कणः**—વિરહ દશામાં ગોપીજનોના રૂદનથી તેમના "અંજનની ચિક્કણતાના ભુસનારા;

૧. સ્ત્રીઓને નયનનું ભૂષણ જે અંજન, પતિ હોય છે ત્યાં સુધી હોય છે. ગોપીજનોના વલ્લભ પતિ આપ છો. અમારે માટેજ આપનું પ્રાકટ્ય થએલું છે. અને આપજ નયનાંજન વિરહતાપના આંસુથી ભુસો છો, તે યોગ્ય નથી.

૨. અથવા, નેત્રની નીચે અને ઉપર આમ બે પ્રકારે જેમણે અંજનની ચિકણુતા કરી છે. એવા આપ છો. અમે જ્યારે સ્નાન કરાવતાં હતાં ત્યારે અંગની ચિક્કણુતાને લીધે જલનું એક પણ બીન્દુ અંગ ઉપર રહેતુ ન હતુ.

× શ્રીમદ્ભાગવતમાં પણ ભગવાને કહ્યું છે કે—**येत्यक्तलोकधर्माश्च मदर्थे तान् बिभर्मि अहं ॥** મારે વાસ્તે જેમણે લોકના ધર્મોનો ત્યાગ કર્યો, તેમને હુ ધારણ કરૂંછું. તેમને મારો સંપૂર્ણ આશ્રય છે.

(૩૦) **इन्दीवरसुखस्पर्शः**—કમળ કરતાં પણ વધારે સુખકારક સ્પર્શવાળા છો કેમકે કમળના કરતાં વધારે સુગંધીયુક્ત, રાત્રીએ સુખ આપનારા, અને અલૌકિક છો.

૨. વિરહમાં જ્યારે બેભાન અવસ્થામાં હોઈએ છીએ, ત્યારે કમળનો પણ સ્પર્શ થતાં આપના સુખનુ ભાન અમને થાય છે.

૩. ઇન્દીવર (કમળ) ના સરખાં ગોપીજનોના નેત્રને આપનું અંગ સુખરૂપ લાગે છે, કારણ કે આપ સ્નાન કરી ઉઠો છો ત્યારે અમે આપનું અંગ લુછીએ છે તે વખતે સર્વ અંગમાં ફરતાં અમારા નેત્રને, સુખસ્પર્શ એટલે આનન્દનો સ્પર્શ થાય છે.

સ્નાન કર્યા બાદ કટી ઉપર પીતાંબર ધારણ કરી જ્યારે આપના કેશ ઓળીએ છીએ ત્યારે—

(૩૧) **नीरदस्निग्धसुन्दरः**—મેઘના સમાન પ્રિય અને સુન્દર છો

૧. મેઘ જેમ અંદર સ્નેહ (જળ) વાળો છે. તેમ આપ પણ સ્નેહ (પ્રેમ) વાળા છો. મેઘ તાપથી તપેલાને જેમ જળ સિંચન કરે છે. તેમ આપ વિરહથી તપેલાને જીવન રૂપ અમૃત દૃષ્ટિ વર્ષાવો છો. માટે આપ મેઘના સમાન અંદર સુન્દર છો. બહાર જેમ મેઘ વિજળીથી શોભી રહે છે. તેમ આપ પીતાંબરથી શોભી રહો છો. મેઘ ચઢી

આવતામાંજ જેમ તાપ નિવૃત્તિ થાય છે. તેમ આપના આવવા માત્રથીજ અમારા વિરહ તાપની નિવૃત્તિ થઇ જાય છે.

૨. મેઘથી સ્નેહવાળા થતા જે મયુરો તે આપને મયુર પિચ્છ ધારણકરેલા જોઇને મેઘની શંકાથી નૃત્ય કરે છે, શબ્દ કરે છે, અને આપને વિંટાઇ વળી બેસે છે. તેથી આપ સુન્દર લાગો છો.

૩. મેઘના સરખી સ્નિગ્ધ વાણીવાળા અનેક મેઘ સમાન સુન્દર શરીરવાળા આપ છો, (પીતાંબર ધારણ કર્યા પછી તિલક કરી દાઢીથી આરંભીને ચરણ તલ સુધી સુગંધી અંગ રાગનું ભગવાનને લેપન કરતાં હતાં. (તે સંભારીને કહે છે)—

મૂ૦—कर्पूरागरुकस्तुरीकुङ्कुमाक्ताङ्गधूसरः॥

सुकुंचितकचग्रस्तोल्लसच्चारुशिखण्डकः ॥८॥

**અર્થ**—૩૨ કર્પૂર, અગરૂ નામનું સુગંધી દ્રવ્ય કસ્તુરી, કુંકુમ, અળતો તેનાથી જેમનું અંગ ભુખરૂં છે એવા. ૩૩ વાંકા કેશથી છવાયલા, સુન્દર શોભતા મુકુટવાળા.

**(૩૨). कर्पूरागरुकस्तुरीकुङ्कुमाक्ताङ्गधूसरः**—કપૂર, અગરૂ નામનું સુગન્ધીદ્રવ્ય, કસ્તૂરી, કુમકુમ, વિગેરે ઘસવાથી જેમનું અંગ ધુસર છે એવા, પીળો અંગરાગ અંગે મર્દન કરવાથી થએલી પીળાશ સાથે ઈંદ્રનીલમણિના સરખી અંગની

કાન્તિ જ્યારે મળે છે. ત્યારે બન્ને એક છતાં રૂપમાં જુદા થયા હોય, એમ આપ અત્યન્ત સુન્દર લાગો છો. કોઇ ગોપિકા કર્પૂર લગાડે, તો કોઇ અગરૂને, કોઈ કસ્તુરી, તો કોઈ કુકુંમને, સર્વાંગે ચોળતાં, તો કોઇ એકઅંગે ચોળતાં હતાં.

**( *હવે મુકુટથી આરંભી ચરણ પર્યન્તનું વર્ણન કરે છે. )**

(૩૩) **मुकुञ्चितकचग्रस्तोल्लसच्चारुशिखण्डकः**—સુન્દર વાંકા કેશના વીંટળાવાથી મનોહર મુકુટ ધારણ કરનારા આપ છો. ૧ જો કે આપના વાંકા કેશ છે પરંતુ જે કેશ જ્યાં રાખવાથી સુંદર લાગે ત્યાંજ તે સુંદર વાંકા કેશ રહેલા છે. મુકુટના મૂળમાં વિંટાયલા કેશને અગ્રભાગ સુધી વિંટાઇ વળશે, એવા ભયથી જાણે મુકુટમાં રહેલાં મયૂરપીછ ઉંચાં

---

* અત્યાર સુધી શ્રી... શ્રીઅંગનું સામટું વર્ણન કર્યું. પરંતુ હવે દરેક અંગનું જુદું જુદું વર્ણન કરે છે. આ વર્ણન ખરી રીતે શાસ્ત્રના નિયમ પ્રમાણે ચરણથી આરંભી મુકુટ સુધી વર્ણન કરવું યોગ્ય છે, કેમકે ભગવાન્ પુરૂષોત્તમ છે. તેમ છતાં મુકુટથી આરંભી વર્ણન કરવાનું મુખ્ય કારણ દર્શાવે છે. કે—" આ વર્ણન વિરહતાપ શાન્ત કરવા માટે ગાવામાં આવ્યું છે. તેથી દીવસના વિરહતાપને દૂર કરવા માટે જ્યારે ભગવાન્ સાયંકાળે પધારતા, ત્યારે દૂરથી પ્રથમ મુકુટ દર્શન થતાંજ અત્યાનન્દ થઈ રહેતો. માટે આપ તેવી રીતે પધારી તાપનું હરણ કરો ? એ કારણથી મુકુટથી વર્ણન કર્યું છે.

જતાં રહ્યાં હોય એમ જણાય છે. મુકુટની અન્દર શોભાનાં સાધનરૂપ કુસુમ, ગુંજા, મણિ, પલ્લવ, વિગેરે રચેલાં હોવાથી અત્યન્તચારૂ એટલે સુન્દર લાગે છે. આપનું રૂપ જેમ સર્વથી શ્રેષ્ટ છે. તેમ આપ પુરૂષાર્થદાનમાં પણ શીરોમણિ છો. આપના સ્વરૂપદર્શનથી મહાત્મ્યજ્ઞાન પણ તુરત થાય છે " માટેજ આપને જોઇ સર્વેજનો ચક્ષુની સાર્થક્તા માને છે. "

૨. પ્રથમ સુકુંચિત કેશ છે પછી કચમાં ગુંથાએલાં પુષ્પ છે, પછી ઉલ્લસી રહેલાં અર્થાત્ ચકચકી રહેલા ગુંજામણિ છે, આ ત્રણનાથી શોભી રહેલા મયૂર પિચ્છના મુકુટવાળા આપ છો.

**( મૂકુટનું વર્ણન કરી હવે કેશની પાકનમાં રહેલા કર્ણના ઉપરના ભાગને ભૂષણથી વર્ણવે છે. )**

**મૂ૦—मत्तालिविभ्रमत्पारिजातपुष्पावतंसकः ॥**

**आननेन्दुजितानन्तपूर्णशारदचन्द्रमाः ॥ ९ ॥**

**અર્થ**—૩૪ઉન્મત્તભમરાથીશોભતા પારિજાતક પુષ્પના કર્ણભૂષણવાળા, ૩૫ મુખચન્દ્રથી અનેક પૂર્ણ શરદ ઋતુનાં ચન્દ્રમાને જીતનારા.

**રહસ્ય—૩૪ मत्तालि०**—સુગંધમદથી ઉન્મત્ત થએલા તેથી અહિંતહિં ભમતા ભમરાઓથી શોભતા પારિજાતકપુષ્પને કર્ણભૂષણમાં ધારણ કરનારા છો, હે પ્રભુ ?

આપ ઉન્મત થએલાને પણ સર્વોત્તમ અને વળી કર્ણભૂષણરૂપ થએલા પારિજાતક પુષ્પના રસને પાઓ છો. તો અમે આપના રસાસ્વાદથી મદવાળાં થએલાં, પરંતુ હાલમાં આપના વિરહથી ઘેલાં થઇ ફરતાં અને આપનેજ શરણે આવી રહેલાં છતાં, અમને આપ રસાસ્વાદનું પાન કેમ નથી કરાવતા ?

**(ભગવાનના આગમનસમયે મુખદર્શનની શોભા દ્રષ્ટિગોચર થતી તે મુખશોભાનું વર્ણન કરે છે.)**

(૩૫) **આનનેન્દુ૦**—મુખચન્દ્રની શોભાથી શરદઋતુના પૂર્ણચન્દ્ર પણ હલકા થઇ જાય છે. અર્થાત્ અસંખ્ય શરદઋતુના નિર્મળ પૂર્ણચન્દ્રોનું સૌન્દર્ય ભેગું કરે તો પણ આપના મુખની શોભાને પહોંચેજ નહિ. દિવસના વિરહતાપથી અમારા નયનરૂપી કુમુદ રાત્રીએ આપના મુખચન્દ્રની શોભા જોઇ ખીલતાં હતાં, મુખરૂપી ચન્દ્રની ઉપર કેશની અંદર ગુંથેલા પુષ્પો તારાઓની શોભાને આપે છે.

આપતો શ્યામ અમૃતરસના સમુદ્રરૂપ છો. તેમાં મુખ એ ઉગતા ચન્દ્રની શોભાને ધારણ કરે છે. જેમ ચન્દ્રનો ઉદય થાય ત્યારે સમુદ્રને ઉલ્લાસ થાય છે. તેવી રીતે શ્યામા (ગોપીજનો) રૂપી સમુદ્રને આપના મુખરૂપી ચન્દ્રની શોભા જોતાં ઉલ્લાસ થાય છે.

૨. જ્યારે ગોપીજનો આપને મુકુટ ધારણ કરાવતાં પરસેવાના જળને બન્ને હાથે સાફ કરવા લાગે, ત્યારે આપના મુખરૂપી

ચન્દ્ર આગળ આવેલાં તેમના સ્તનરૂપી કુમુદો ખરેખરાં ખીલી જાય છે.

૩. ચન્દ્રને આપે જીતી લીધો છે. છતાં "હારેલાનું બધુ લઈ લેવું યોગ્ય નથી" જાણી તેનામાં કંઈક શોભા રહેવા દીધી છે. હે પ્રભો ? આવી અનેક શોભાવાળા આપના મુખચન્દ્રના દર્શનવડે વિરહતાપથી શુષ્ક થઈ ગએલાં ગોપીજનોના સ્તનકુમુદને અત્યંત આનન્દપૂર્વક ખીલાવો ! એવી અમારી નમ્ર પાર્થના છે.

૪. આનનેન્દ્રજીતા, ( મુખચન્દ્રથી વશ થઈ ગએલાં ગોપીજનો ) જેવી રીતે સૂર્યના તાપથી થતા દુઃખને રાત્રીએ ચન્દ્ર શાન્ત કરે છે. તેવી રીતે વિરહતાપથી બળતાં આ ગોપીજનોની આગળ, આપ પૂર્ણ શરદ ચન્દ્રમા જેવા પ્રકટ થઈ આલિંગન, ચુંબન વિગેરેથી શીતલ કરો છો, અને હાલમાં પણ કરો !

( હવે સાડા પાંચ શ્લોક સુધી મુખના અવયવોનું વર્ણન કરે છે. )

**મૂ૦—श्रीमल्ललाटपाटीरतिलकालकरञ्जितः ॥**
**लीलोन्नतभ्रूविलासो मदालसविलोचनः ॥१०॥**

**અર્થ**—૩૬ શ્રીલલાટમાં કરેલા ચંદનના તિલક અને વાંકા કેશથી શોભતા, ૩૭ વેણુ વગાડવા વિગેરે લીલામાં ભ્રુકુટિના વિલાસવાળા, ૩૮ મદથી આલસ્ય યુક્ત નેત્રવાળા છો,

**રહસ્ય (૩૬) શ્રીમલ્લલાટ૦**—શ્રીમાન્ લલાટને શોભાવવાને ચન્દન વિગેરે સાધનની જરૂર નથી, પોતેજ અત્યન્ત સુન્દર છે ભ્રૂકુટીથી આરંભીને કેશપર્યન્ત ઉભુ તિલક પીળા ચન્દનનું કરી, તે તિલક વિચિત્ર રેખાથી કર્ણ સુધી ચિત્રવિચિત્ર પંક્તિથી કરેલું છે. આવી શોભાવાળા મુખને લીધે આપનામાં સર્વ કોઇનો રાગ ઉત્પન્ન થાય છે. અને તે રાગને લીધે આપના મુખરૂપી કમળ ઉપર ઉગેલા તિલકરૂપી પીળા કેશરનો; વાંકા કેશરૂપી ભમરાઓ; હમેશાં રસાસ્વાદ લીધા કરે છે.—કમળ જેમ સરસવાળા સ્થાનમાં ઉગે છે. તેમ આપનું મુખરૂપી કમળ સરસ (સપ્રેમ) વાળા સ્થાન ( હૃદય ) માંજ સ્થિર થાય છે.

(૩૭). **લીલોન્નતભ્રૂવિલાસઃ**— જ્યારે બંશી વગાડો છો ત્યારે, મંદ-મધ્ય-તાર વિગેરે સ્વરને અનુસરીને ભ્રૂકુટીના વિલાસને કરો છો. અને કોઈ વખત હાસ્યમાં કોઈ વખત-પ્રણયકલહમાં, તો કોઇ વખત અતિશય મદનાવસ્થામાં કંઇક ક્રિયા શીખવવાને પણ આપ ભ્રૂઉત્પાત કરો છો. રાત્રીએ જાગરણ કરવાથી આપની ભ્રૂકુટી વિલાસ એટલે આળસવાળી લાગે છે. જ્યારે હું (રાધિકાજી) અનેક ગોપજનો સાથે હોઉં ત્યારે ભ્રૂકુટીથીજ આપ મને ઇસારો કરી મારા મનનું સમાધાન કરો છો. ત્યારે ભ્રૂકુટીનો વિલાસ બહુજ રસિક લાગે છે. ( હવે ચક્ષુનું વર્ણન કરે છે ).

(૩૮) **મદાલસવિલોચનઃ**—અને ગોપીજનોના મુખકમલના મધુનું પાન કરવાથી થએલા મદથી આળસ યુક્ત નેત્રવાળા છો, ગોપીજનોના દૂરથી દર્શન માત્રથી ગોપિકાઓની રસકિતાને લીધે આપના નેત્રને મદ ઉત્પન્ન થાય છે, તો આ અધરસુધાપાન કરો છો ત્યારે તો કેટલોક *મદ થતો હશે ?

૨. ગોપીજનોના મદ ( માન ) ને ન સહન થઈ શકે એવાં આપનાં નેત્ર છે. માનથી અમે એવો વિચાર કરીએ છીએ કે આપ આવો ત્યારે જરા પણ આપની સાથે બોલવું નહિ. પરંતુ આવતા માત્રમાં આપના નેત્રથી થએલા કટાક્ષથી અમારો ગર્વ માત્ર ખસી જાય છે.

૩. **મદાલસા**—ગોપીજનોનામાંજ જેમનાં નેત્ર છે-સંકેતસ્થાનમાં ગોપીજનો દૂતિકા વિગેરે મોકલવા છતાં પણ જ્યારે ન આવે ત્યારે ( વિરહદશામાં તન્મય થઇ જવાથી ) સર્વત્ર ગોપીજનોને જોતા હતા.

આવા સ્નેહાળ આપ હાલમાં અમારા વિરહને કેવી રીતે સહન કરી શકતા હશો ! અમે આપના વિરહના દુઃખને કેવી રીતે સહન કરી શકીશું ! માટે પ્રકટ થાઓ ?

---

* આ વાક્યથી ગોપીજનમાં પ્રીતિ રાખનારા એવું સૂચવે છે-"જયદેવ કહે છે કે-ગોપીજનનો સમાગમ કરી ઉડેલી રેણું તે પણ અધિક માનું છું. તેજ મારૂં જીવન રૂપ છે."

આ પ્રમાણે ગોપીજનોને ભગવાન્ કહે છે-કેમકે તેમના ઉપર પૂર્ણ વિશ્વાસ છે.

**( આળસથી મીચાયલાં નેત્ર વિકાશ પામ્યાનું વર્ણન કરે છે)—**

**मू०—आकर्णरक्तसौन्दर्यलहरीदृष्टिमन्थरः ॥**
**घूर्णायमाननयनः साचिक्षणविलक्षणः ॥११॥**

**અર્થ**—૩૯ કર્ણ સુધી જરા લાલ થએલાં નેત્રની જે સુન્દરતાની લહરીરૂપી દૃષ્ટિજેમની મંદમંદ ફરે છે એવા, ૪૦ અનેક ગોપીજનોના અધરપાનથી ઘેનાતા નેત્રવાળા. ૪૧ જરાવક્ર જોવાથી અનેક સુન્દરતાને લીધે વિલક્ષણ અલૌકિક લક્ષણવાળા લાગતા.

**રહસ્ય-(૩૯) आकर्ण.**—કાન સુધી દીર્ઘ અને જરા લાલ નેત્રના સૌન્દર્યરૂપી સમુદ્રની લહેરોવાળી, આપની રસિક દૃષ્ટિ જ્યાં પડે છે, તે ભાગને શીતલ અને આનન્દવાળો કરે છે. આપની દૃષ્ટિ સ્ત્રીલિન્ગ હોવાથી સ્ત્રીજાતિ એવાં અમારા ગોપીજનોનાજ સહવાસમાં રહે છે.—અર્થાત્ આપની દૃષ્ટિ હંમેશાં અમારામાંજ રહે છે. અને તે આપની દૃષ્ટિની સૌંદર્યતાથીજ અમે આપને વશ થઈ જઇએ છીએ. પરંતુ આખા અંગની સૌન્દર્યતા જ્યારે જોવામાં આવે છે ત્યારે તો અમે પ્રેમઘેલાં થઈ જઇએ છીએ.

પ્રથમ સમાગમમાં જ્યારે આપની સૌન્દર્ય ભરેલી દૃષ્ટિ અમારા ઉપર પડી. તે દૃષ્ટિની સૌન્દર્યતા જોતાંજ અમારી દૃષ્ટિ

આપનામાં ચોંટી, ત્યારથી અમારા પ્રાણપતિ આપ છો–( અલૌકિકભાવ સૂચવી આપ્યો. )

૨. આપના આકર્ણ–કર્ણ સુધી આવેલાં ગોપીજનો તેમાં રક્ત એટલે પ્રીતિવાળી, અને સૌન્દર્ય–લીલા સમયની લહરીરૂપી ચંચળ દૃષ્ટિ, જ્યારે અધિક પ્રેમભાવ પ્રકટ થતો ત્યારે મન્થર–આલસ્યયુક્ત થઈ જાય છે.

( આ પ્રમાણે લીલા સમયની દૃષ્ટિનું વર્ણન કરી હવે લીલોત્તર દૃષ્ટિનું વર્ણન કરે છે. )

( ૪૦ ) **घूर्णायमाननयनः**—૧ અત્યન્ત ગોપીજનોના અધરોષ્ટનું પાન કરવાથી નેત્ર ઘેનાઇ ગયાં છે–૨ વળી જ્યારે અમે ગોપીજનો માનમાં હોઇએ તે સમયે પણ આપના નયનથી અમારાં માન ઉતરી જઇ આપને મળવાને વાસ્તે અમારૂં મન તલ્પી રહે છે. એવું આપનું સૌન્દર્યના ભંડારરૂપ નેત્ર છે.

( ૪૧ ). **साचिक्षणविलक्षणः**—જરાવક્ર નેત્રથી વિલક્ષણ એટલે ન વર્ણવી શકાય એવા સૌન્દર્યવાળા, આપના આ નેત્રને જોઇને બધા સજડ થઈ જાય છે.

૨. સાચિ સવારે જરા જરા ઉઘાડી રાખેલી ચક્ષુમાં કાજળ, કુંકમ વિગેરે જોવાથી વિલક્ષણ–સૌન્દર્યથી આશ્ચર્ય યુક્ત આપ લાગો છો.

૩. ( સાચિક્ષણ. ) અંધકારવાળી રાત્રીના સમયમાં વિજેપક્ષિ મોર.તેના સમાન લક્ષણ એટલે શબ્દ વિગેરે કરનાર–

અર્થાત્ જ્યારે આપ સંકેત સ્થાનની અંદર અંધારી રાત્રીએ બેસો છો, અને અમે અંધારાને લીધે સંકેતસ્થાનને ન જોઈ શકીએ, ત્યારે ઈસારા રૂપ આપ મયૂર શબ્દને કરતા હતા. તો આવી રીતે આપ આજ દીન સુધી અમારે માટે આયાસ કરતા હતા અને આજે કેમ, મુખદર્શન કરાવતા નથી ?

**મૂ૦—अपाङ्गेरितसौभाग्यतरलीकृतलोचनः ।**

**इषन्मुद्रितलोलाक्षः सुनासापुटसुन्दरः ॥१२॥**

**અર્થ**—૪૨ કટાક્ષને લીધે કરેલી જે વક્રતારૂપી ચેષ્ટા તેની સુન્દરતાથી, સર્વના મનને ચંચળ કરે એવા નેત્રવાળા છો. ૪૩ જરા ઉઘાડેલાં ચપળ નેત્રવાળા, ૪૪ સુન્દર નાસિકાથી અત્યન્ત શોભાવાળા છો.

**રહસ્ય—अपाङ्गेरि०** આપનાં જરા વક્ર નેત્રની ચેષ્ટાની સુન્દરતાથી, અમારા મનની ધીરતા રહેતી નથી, આપની કટાક્ષથી માલૂમ પડતી લીલા ઈચ્છા એજ અમારૂં સૌભાગ્ય છે. અમોએ કુળધર્મ પણ આપને વાસ્તે છોડી દીધા છે. ( **सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज** ) અને આપનેજ શરણે અમે આવેલાં છીએ. અમારૂં જીવન આપ છો. *અમો

---

* ભાગવતમાં અન્તર્ગૃહગતાઓ એટલે ભગવાનના મુરલીનાદ સમયે જેમને પતિઓએ ઘરમાં રોકી રાખી, ભગવાનને મળવા સારૂં જવા દેવામાં ન આવી, તેઓ પોતાના પ્રાણ તત્કાળ છોડી ભગવાનને પ્રાપ્ત થઇ હતી. તેથી કહેવાનો અભિપ્રાય એ છે કે આપના શીવાય અમે જરાવાર પણ નહિ રહી શકીએ.

આપના શીવાય જીવી શકીએ એમ નથી, જ્યારે આપ અમારા ઉપર પ્રેમવાળી દૃષ્ટિથી જુઓ છો ત્યારેજ અમારામાં ચેતન આવે છે.

૨. જ્યારે આપ અન્ય ગોપીજનના ઘરથી આવો ત્યારે માનથી રીસાઈ હું એમ કરતી કે–હવે હું જરૂર ભગવાન્ સાથે બોલનાર નથી, પરંતુ આપના કટાક્ષને જોતાંજ મારૂં માન ધૈર્ય રહી ન શકતાં, અને આપની સાથે બોલી જવાતું હતું. તેવું આપનું રસિક નેત્ર છે.

૩. **અપાંગ**—અંગ વગરનો જે અનંગ ( કામદેવ ) તેની ઇંગિત જે ક્રીડા તેજ અમારે સૌભાગ્યરૂપ છે. તેથી અમારી સાવધાનતા આપને વાસ્તે વધી છે.

**( ૪૩ ) इषन्मुद्रितलोलाक्षः**–જરાક ઉઘાડેલાં અને ચપળ નેત્રવાળા છો. ૧. ગોપીજનો સાથે યુગ્મ રીતે ફરતાં મદથી જરા ઉઘાડેલાં લીલા–શોભાયુક્ત નેત્રવાળા આપ છો. ૨ વળી જ્યારે ગોપીજનો ઘર આગળ ન આવ્યાં હોય ત્યારે તેમના આવવા સમયે એકાન્તમાં સૂક્ષ્મ વસ્ત્ર ઓઢી, છાનામાના સુઈ જઇ, જરા ઉઘાડેલાં નેત્ર રાખી તેઓ શુ કરે છે ? શું બોલે છે ? વિગેરે જાણવાને વાસ્તે ચપળનેત્ર ફેરવતા રહો છો. પછી જ્યારે ગોપીજન સૂતેલાં જાણી પરસ્પર આપની વાર્તાઓ કરે, તેવામાં આપ અકસ્માત ઉઠતા ત્યારે ગોપીજન શરમાઈ અત્યન્ત હાસ્ય કરતાં હતાં. તેવી રીતે આપ પુનઃ

એમને દર્શન આપો ? ૩. હું એવું ધારૂં છું કે આપ મારૂં દર્શન હૃદયમાં કરવાને વારંવાર જરા મુકુલિત દૃષ્ટિ રાખો છો.

**( હવે નાસિકાનું વર્ણન કરે છે )**

(૪૪) **सुनासापुटसुन्दरः**—સુન્દર નાસિકાથી શોભાયુક્ત આપ છો, અમૃતરસ મુકવાને વાસ્તે બે પાંદડાનું કંઇ સંપુટરૂપ સાધન કરેલું હોય એમ આપનું નાસિકાપુટ અમૃતમય હોવાથી આપ સુન્દર મોહન છો.

**મૂ૦—गण्डप्रान्तोल्लसत्कर्णमकराकृतिकुण्डलः**
**प्रसन्नानन्दवदनो जगदाह्लादकाननः ॥१३॥**

**અર્થ**—૪૫. ગંડસ્થળના છેડા ઉપર ઝળકી રહેલાં કર્ણમાં ધારણ કરેલાં મકરાકૃતિ કુંડલવાળા, ૪૬. હાસ્યપ્રેમ અને આનન્દયુક્ત શ્રીમુખવાળા, અને ૪૭. આખા જગતને આનન્દ કરે એવું જેમનું મુખ છે એવા છો.

**રહસ્ય**—(ઉપર કહેવા પ્રમાણે સૌન્દર્યને જોઇને પ્રેમથી સુન્દર ગંડસ્થળ ઉપર ચુંબન કરતાં, તેથી ગંડસ્થળ સાંભરી આવવાથી ગંડસ્થળનું વર્ણન કરે છે.

( ૪૫ ) **गण्डप्रान्त०***ગંડસ્થળ ઉપર ઝકઝકી રહેલા મકરની આકૃતિ જેવાં કર્ણમાં ઘાલેલાં કુંડલવાળા છો. કર્ણને

* ગંડસ્થળ એટલે કાનના છિદ્રથી નેત્રના ખૂણા સુધીનો વચલો ભાગ.

કુંડલથી શોભા આપે છે. પરંતુ ગંડસ્થળ તો પોતાની મેળેજ સુન્દર છે. જેવી રીતે આપના નેત્રના દર્શનથી અમને પ્રીતિ થાય છે, તેવી રીતે કર્ણને જોતાંજ પ્રીતિ થાય છે. તે કર્ણની પાસે અમારે ચુંબન યોગ્ય ગંડસ્થળ રહેલાં છે. ( આવી રીતે ગંડસ્થળ ઉપર ચુંબન કરતાં ભગવાન્ પ્રસન્ન થતા, તેનાથી રાધિકાજી પણ પ્રસન્ન થતાં તેથી પ્રસન્ન મુખનું વર્ણન કરે છે. )

( ૪૬ ) **પ્રસન્નાનન્દવદનઃ**—પ્રેમહાસ્યવાળા અને આનન્દરૂપ મુખવાળા આપ છો.

૧. કોઈ વખત અપરાધથી ખેદવાળી થતી, પરંતુ આપના પ્રસન્ન મુખથી મારૂં મન પણ પ્રસન્ન થઇ જતું, પરંતુ હું ધારૂં છું કે આપ હાલમાં પણ કોઈ પણ મારા અપરાધથી મને મળતા નથી, મારો અપરાધ ક્ષમા કરો, કેમકે—

૨. **પ્રકર્ષેણસન્ના**—અત્યન્ત કૃષ થઈ ગએલાં ગોપીજનોને આપ સદાને માટે આનન્દરૂપ છો માટે આપ મારો અપરાધ ક્ષમા કરી, આપનાં પ્રસન્ન મુખનું દર્શન કરાવો !

૩. **પ્રસન્ના**—આપને જોઈ પ્રસન્ન થતાં જે ગોપીજનો, તેવડે આપ હંમેશાં આનન્દમુખવાળા રહો છો, તો હાલમાં કેમ દર્શન આપતા નથી ?

૪. જ્યારે હું માનથી રીસાતાં જાણે અપ્રસન્ન હોય એમ થાઉં. ત્યારે મને મનાવા વાસ્તે આપ અધિક પ્રયત્ન

કરી મને પ્રસન્ન કરતા, અને આપ પણ **પ્રસનવદન**વાળા થતા હતા. તો હાલમાં હું આપને આટલી બધી વિનંતી કરૂં છું છતાં હે પ્રભુ ! કેમ પ્રકટ થતા નથી ?

( આ પ્રમાણે સ્મરણ કરતાં જ્યારે અધિક વિરહતાપ થયો ત્યારે તાપ મુક્તિ સારૂં ભગવન્મુખારવિન્દનું સ્મરણ થતાં વર્ણવે છે. )

( ૪૭ ) **जगदाह्लादकाननः**—સમગ્ર જગત્‌ને પણ આનન્દ કરે એવા મુખારવિન્દવાળા આપ છો. ચંદ્ર તો ફક્ત રાત્રીએ કુમુદનેજ ખીલાવે છે. પરંતુ આપનું મુખરૂપી ચન્દ્રતો રાત્રીએ ગોપીજનોના કુમુદરૂપ હૃદયને અને મુખરૂપી કમળને પણ ખીલાવે છે. ત્યારે ચંદ્ર તો વ્યર્થ થયો, તો તેને શું કરવા બનાવ્યો હશે ? (જરા વિચાર કરી) અરે ! સાંભર્યું આપનો મુખરૂપી ચન્દ્ર તો અમારા વાસ્તેજ પ્રકટ થયો છે, છતાં આખા જગતને આહ્લાદ (ખુશ) કરે છે.

**( હવે પ્રકાશત્વ નિરૂપણ કરે છે. )**

**મૂ૦—सुस्मेराधृतलावण्यप्रकाशीकृतदिङ्मुखः ॥**

**सिन्दूरारुणसुस्निग्धमाणिक्यदशनच्छदः ॥ १४ ॥**

**અર્થ**—(૪૮). અત્યન્ત સુન્દર એવા ( મુખચન્દ્રે ) ધારણ કરેલી પ્રકાશવાળી સુન્દરતાથી દશે દિશાઓને પ્રકાશમાન કરવાવાળા, ૪૯. સિન્દૂરના સરખા લાલ અને સ્નેહવાળા (ચકચકીત–પ્રેમવાળા) લાલ માણેકના સરખા ઓષ્ટવાળા છો.

**રહસ્ય**—૪૮ **સુસ્મેરાધૃતલા:**૦સુન્દર મુખચન્દ્રના પ્રકાશથી દશે દિશાઓ પ્રકાશવાળી થઈ ગઇ છે. આપના મુખથી જેવી દશ દીશાઓ પ્રકાશવાળી થાય છે. તેવી ચન્દ્રના તેજથી પ્રકાશવાળી થતી નથી, દિશારૂપી સ્ત્રીઓના મુખને આપે પ્રકાશ કરી છે. તેવી રીતે અમારા મુખને આપ કેમ પ્રકાશ કરતા નથી ? ( આ નામ ભગવાનના સંગની આશારૂપી લતાના ટેકારૂપ કદંબઝાડનું અનુકરણ કરે છે ) અર્થાત્ જરૂર ભગવાન્ મળશે, એવી આશા સૂચવનાર આ નામ છે.) આપના મુખારવિન્દની શોભાનો સોમો ભાગ ધારણ કરી કામ, ચન્દ્ર વિગેરે લોકમાં સુન્દરતાનો ફાંકો રાખે છે.

૨. **સુસ્મેરા**—એટલે ગોપીજનો આપને વિંટાઇને બેસવાથી જેમની શોભાને ધારણ કરનારા છો. ગોપીજનોએ કરેલા શૃંગારની લાવણ્યતાથી દશ દિશાઓ લાવણ્યતાવાળી થઇ છે.

૩. વળી અમે તો કહીએ છીએ કે **સુસ્મેરા** ( ગોપીજનોને વાસ્તેજ આપે લાવણ્ય ધારણ કર્યું છે.

૪. આપનું **સુસ્મેરા** ( સુન્દરહાસ્ય ) થી દાંતના બહાર નીકળેલા પ્રકાશથી દશ દીશાઓ પ્રકાશ થઇ રહી છે.

( આ પ્રમાણે દાંતનું વર્ણન કરતાં ઓષ્ટ સાંભરી આવવાથી ઓષ્ટનું વર્ણન કરે છે.)

**૪૯. સિન્દુરારુણસુ૦**—આપનો ઓષ્ટ સિન્દૂરના સરખો લાલ છે. અને સુસ્નિગ્ધ જરા ચિકાશવાળો છે, અરે સ્નેહનું

સ્થાન પણ આ ઓષ્ટજ છે. લાલ માણિક્યના સરખો લાલ તેજવાળો છે. જેવી રીતે મણિ સર્વને પ્રિય છે, પરંતુ મણિનો પરિક્ષક મણિને ઓળખી પ્રિય કરે છે. તેમ આપ પણ સર્વને પ્રિય છો. પરંતુ અમે આપની પરીક્ષા કરનારાં છીએ તેથી અમને વિશેષ પ્રિય લાગો છો.

૨. સિન્દૂરના સરખો લાલ આપનો ઓષ્ટ, તેની અંદર પ્રીતિવાળાં ગોપીજનોમાં દર્શનઃ(દંતક્ષત)ને કરવાવાળાઆપ છો.

( આ પ્રમાણે દંત અને ઓષ્ટનું વર્ણન કરી હવે વાણીનું વર્ણન કરે છે.·)

**મૂ૦–પીયૂષાધિકમાધ્વીકસૂક્તિઃ શ્રુતિરસાયનઃ**
**ત્રિભઙ્ગલલિતાસ્તિર્યગ્ગ્રીવસ્ત્રૈલોક્યમોહનઃ ॥૧૫॥**

**અર્થ**--૫૦. અમૃતથી પણ અધિક મધુરતાવાળી વાણિવાળા હોવાથી જેમની, ૫૧. વાણિ સાંભળતાં કાનને રસાયનરૂપ લાગે છે. ૫૨. ડોક, કટી, અને જમણો ચરણ આ ત્રણજ અંગેથી ભંગ થવાથી સુંદર લાગતા. ૫૩. વાંકી ડોકવાળા, ૫૪ ત્રણ લોકને મોહ પમાડે એવા છો.

**રહસ્ય ૫૦ પીયૂષાધિકમાધ્વીકસૂક્તિઃ**–અમૃતથી પણ વધારે મધુર લાગતી આપની વાણિ છે. વિરહતાપથી મૂર્છા આવતાં જ્યારે અમારા પ્રાણધારણ કરવા અમે સમર્થ હોતાં નથી, ત્યારે આપ આવી આશ્વાસન વચનો બોલતા, તે

અમૃત કરતાં પણ અધિક મધુરતાવાળાં લાગતાં હતાં. તો હાલમાં આપ આવીને એવાં વચન કેમ બોલતા નથી ?

૨. ગોપીજનોના નયનને ચુંબન કરવાથી ઓષ્ટ ઉપર લાગેલા કાજળની કાળાશથી જાણે મુખરૂપી કમળમાં ભમરાઓ મધુ સ્વાદ લેવા આવતા હોય.? એમ લાગે છે:—

**૫૧. શ્રુતિરસાયનઃ**—જ્યારે વિરહતાપની મૂર્છા આવતી ત્યારે આપ અમને સુંદર વચનો બોલી શાન્તિ કરતા હુતા, તે વચનો અમારા કાનને, વિરહતાપરૂપી રોગને શાન્ત કરવા જાણે ઔષધરૂપ હોય એવાં મીઠાં લાગતાં હતાં, મુરલીના શબ્દ સાંભળતાં રાસ રમણ કરવા દોડતાં દોડતાં અમે આવ્યાં, ત્યારે પ્રથમ આપ **स्वागतं वो महाभागाः** ભલે પધારો ! વિગેરે **શ્રુતિ રસાયન** શબ્દો બોલી, અમોને આનન્દ પમાડતા હતા.–વળી તેજ વચનથી અમોને પાછા મોકલવાને પણ પ્રયત્ન કરી જોયો. પરંતુ આપના લલિત ત્રિભંગ સ્વરૂપથી મોહિત થએલાં હતાં, જેથી અમારો દૃઢ આગ્રહ જોઈ, અમોને સ્વકીય કરી, અનેક પ્રકારે અલૌકિક રાસરમણકરી રસનું દાન આપ્યું હતું. તો હે પ્રભો ! હાલમાં આપ કેમ દર્શન આપતા નથી ?

**૫૨ ત્રિભઙ્ગલલિતઃ**—ગ્રીવા કટિ અને ચરણ આ ત્રણ અંગમાં વક્રતાથી ( ઉભા રહેવાને લીધે ) સુંદર લાગતા. વેણુ નાદ કરવાસારૂં આપ ત્રણે અંગ વક્ર કરી ગોપીજનોના

હૃદયને આપનામાં ખેંચી લ્યો છો. તેમાં વળી જ્યારે આપની ગ્રીવા ( ડોક ) વાંકી વળે છે ત્યારે:—

( ૫૩ ) **तिर्यक्ग्रीवः**—વાંકી ડોકવાળાને જોઇને દેવ સ્ત્રીઓ પણ મોહ પામી જાય છે. ( **वामबाहुकृतकपोलः** ) ડાબા હાથ ઉપર ગાલ મુકીને આપ બંશીનાદ કરો છો ત્યારે:-

( ૫૪ ) **त्रैलोक्यमोहनः**—ત્રણે લોકને મોહ પમાડો છો. આપના ત્રણ અંગમાં ત્રણ લોક રહ્યા છે, અને ત્રણે લોકને મોહ પમાડનારાં આપનાં અંગ છે, તેથી ત્રિભંગ સ્વરૂપવાળા છો. ( **ત્રિભંગ સ્વરૂપની ભાવના** ).

૨. ( આર્યમાર્ગમાં પૂર્વરૂપ ત્યાગ હોય છે. અર્થાત્ શુદ્ધપુષ્ટ સ્વરૂપમાં કર્મ અદ્વૈતજ્ઞાન મર્યાદા ભક્તિ વિગેરેનો ત્યાગ હોય છે. જેમકે **૧.** ત્રયી ( વેદ ) રૂપમાં કર્મ માર્ગનું પ્રતિપાદન કરેલું છે. તેમાં ફક્ત સ્વર્ગ પ્રાપ્તિરૂપીજ ફળ લખવાથી અન્યથા ભાવ થએલો છે, જેથી ત્રયી ( વેદો ) એ બતાવેલો કર્મમાર્ગનું, ત્રીવલી ત્રણ ઓકળીઓવાળા કંઠથી તેનું ત્યાગ કરવાનું સૂચવી આપે છે. **૨.** "નિર્ગુણ ઉપાસના સમાધિ અને કેવળ શુષ્ક જ્ઞાનથી ભગવાનના પુષ્ટિ સ્વરૂપનો આનન્દ મળતો નથી, તેવું કટી અને નાભીના ભાગમાંથી કરેલી વક્રતાને લીધે સૂચવી આપે છે. **૩.** મર્યાદા ભક્તિરૂપ દક્ષિણ ચરણકમળ કહેવાય છે. તે વક્ર કરવાથી સૂચવી

આપે છે કે-મર્યાદા ભક્તિથી શુદ્ધ પુષ્ટ ભગવાનની લીલાને રસ પ્રાપ્ત થતો નથી, માટે તેને ત્યાગ કરવાનું સૂચવી આપે છે.

આવી રીતે ત્રિભંગ સ્વરૂપ કેવળ શુદ્ધ પુષ્ટિ સ્વરૂપ હોવાથી શુદ્ધ પુષ્ટિ સ્વરૂપને સૂચવી આપે છે.

પુષ્ટિ સ્વરૂપની કામ માર્ગથી ભક્તિ કરવાથી તુરત પ્રાપ્ત થાય છે. તો તે પ્રમાણે ગોપીજનોએ ભજન કરી, આપનું સ્વરૂપ પ્રાપ્ત કરેલું છે. તેથી આ સ્વરૂપ અમારે માટેજ પ્રકટ થએલું છે. એમ અમે માનીએ છીએ. પરંતુ આપનું આ ત્રિભંગસ્વરૂપ તો ત્રણે લોકને પણ મોહ પમાડે એવું છે. જેવી રીતે પતિને ખુશી કરવા સ્ત્રીએ અંગે ચોળેલી સુગન્ધીદાર કસ્તુરી વિગેરે લેપની સુગન્ધી તેની સાથે ઉભી રહેલીસખીઓ પણ ભોગવે છે. પરંતુ તે સુગન્ધીદાર લેપ તો પતિ વાસ્તેજ કરેલો કહેવાય તેમ આપ ત્રણે લોકને પણ પોતાના કરી લીલા સ્વાદ આપવા સમર્થ છો. પરંતુ આ સ્વરૂપ તો અમારે વાસ્તેજ પ્રકટ થયું છે.

**(હવે ત્રિભંગસ્વરૂપ થવાનું કારણરૂપ વેણુંનું વર્ણન કરે છે.)**

**મૂ૦—कुञ्चिताधरसंसक्तकूजद्वेणुविनोदवान्**

**कङ्कणाङ्गदकेयूरमुद्रिकाविलसद्भुजः ॥ १६ ॥**

**અર્થ.** ૫૫. જરા વાંકા વાળેલા ઓષ્ટથી ( પવન ) સારી રીતે પુરાવાથી શબ્દ કરતાં વેણુમાં ઉંચા નીચા સ્વરને

રંગાડનારા. ૫૬. કંકણ ઉપર કડાં, તેના ઉપર બાજુબંધ પછી આંગળીઓએ વીંટીઓ ધારણ કરવાથી શોભીતા હાથવાળા,

રહસ્ય (૫૫) **क्वणिताधरमं०**– હાથમાં ધારણ કરેલી વાંકા અધરોષ્ટથી પવન પૂરતાં શબ્દ કરતી, બંસીમાં આપ એવા સ્વર કરો છો કે–કોઈ ગોપીજનોને બોલાવો છો, કોઇને મોહ પમાડો છો, કોઇને જડ બનાવી દો છો, કોઈ મૂર્છાવાળી ગોપીજનને ચૈતન્ય આપો છો. વિગેરે વિનોદવાળા આપ છો. (ભાગવતમાં–**निशम्य गीतं तदनङ्गवर्धनम्**) આપનું કામને વધારનારૂં ગીત સાંભળીને ગોપીજનો મોહિત થતાં તેમને ચાલવાને માર્ગ પણ માલૂમ ન પડયો. જેમ કોકિલાના શબ્દથી રસ જાગ્રત થાય છે, તેમ આપના અમૃતરસથી ભરેલા વેણુશબ્દથી અમોને મોહ પમાડવું, એ તો આપને **વિનોદમાત્ર** અર્થાત્ રમતમાત્ર છે.

(આ પ્રમાણે વેણુનું વર્ણન કરી હવે તેના આધારરૂપ હસ્તનું વર્ણન કરે છે.)

(૫૬) **कङ्कणाङ्गदकेयूर०**—કંકણ ઉપર કડાં પહેરેલાં અને કડાં ઉપર બાજુબંધ, આ ત્રણ તો મણિબંધ (કાંડા) ઉપર હતું અને આંગળીઓએ વીંટીઓ ધારણ કરેલી, તેથી આપના બન્ને હસ્ત અધિક શોભે છે.

૨. જ્યારે આપ મને વેણુ શબ્દ કરી બોલાવતા હતા, ત્યારે હું આપની પાસે એકાન્તમાં આવી અનેક પ્રકારે

વિનોદ કરતાં આપના હાથનાં કડાં વિંટીઓ વિગેરે મારા હાથમાં ધારણ કરતા, અને મારાં વિંટીઓ વિગેરે સર્વ આપ ધારણ કરતા ત્યારે આપના હાથ અત્યન્ત શોભતા હતા.

**( હવે ક્રમથી વર્ણન ચાલતાં કૌસ્તુભનું વર્ણન કરે છે.**

**મૂ૦—स्वर्णसूत्रसुविन्यस्तकौस्तुभामुक्तकंधरः ॥**
**मुक्ताहारलसद्वक्षःस्फुरच्छ्रीवत्सलाञ्छनः ॥ १७ ॥**

**અર્થ**—૫૭ સોનાના સૂત્રથી સારી રીતે પરોવેલા કૌસ્તુભમણિથી વ્યાપ્ત કંઠવાળા, ૫૮ મોતીના હારથી અત્યન્ત શોભતા વક્ષઃસ્થળમાં શ્રીવત્સ નામના ચિન્હવાળા આપ છો.

**રહસ્ય—(૫૭) स्वर्णसूत्रवि०—હે પ્રભો ! સોનાના સૂત્રથી જડેલા કૌસ્તુભમણિથી આપનો કંઠ બહુ શોભી રહ્યા છે.**

૨. પ્રથમ સુવર્ણસૂત્રથી કૌસ્તુભમણિને કંઠમાં ધારણ કરેલો, પરંતુ રતિ સમયે કૌસ્તુભમણિનો અન્તરાય આવે, તેથી આપ (**मुक्तकंधरः** ) કંઠમાંથી તેનો ત્યાગ કરતા હતા.

**(૫૮) मुक्ताहारल०—મોતીના હારથી અત્યન્ત શોભતા વક્ષઃસ્થળમાં શ્રીવત્સ નામનું ચિન્હ પ્રકાશી રહ્યું છે.**

૨. મોતીના હારથી શોભતા વક્ષઃસ્થળમાં પ્રકાશી રહેલી શોભાવાળા. વક્ષઃસ્થળમાં લક્ષ્મીજીની માફક આપ પણ ગોપીજનોના નખક્ષત તથા કુંકુમ, કાજળથી આપ સલાંચ્છન ( ચિન્હવાળા ) છો.

૩. ( **શ્રીવત્સ-સલાઞ્છનઃ** શ્રીરાધા મનમાં વિચાર કરે છે. ) લક્ષ્મીજીના સમાન આપ લાંછનવાળા છો. (આ શબ્દ ઉપર તર્ક કરે છે ) ખરેખર! કોઇ ગોપીજન સાથે ભગવાન તો નહિ હોય? કેમકે જો ગોપીજન સાથે હોય તો મને આટલું બધું વિરહ દુઃખ ન પડવા દે, ગોપીજનોની મારા ઉપર તેમ ભગવાન્ ઉપર નિષ્કપટ પ્રીતિ છે, તેથી મારા દુઃખને જોઇ જરૂર તે અહિંઆં ભગવાનને લાવી આપે, તેમજ જો ભગવાન્ અહિંઆં કોઈ ગોપીજન સાથે હોય તો પણ તે મારા દુઃખને સાંભળતાંજ જરૂર અહીંઆં આવી ચઢે. તેમાંનું કાંઇ પણ નથી! તેથી શું લક્ષ્મીજી પાસે ગયા હશે? અરે પ્રભો! પધારો?

**મૂ૦—आपीनहृदयो नीपमाल्यवान् बन्धुरोदरः**
**संवीतपीतवसनो रसनाविलसत्कटिः ॥ १८ ॥**

**અર્થ**—૫૯. ચોતરફ સ્થૂલ હૃદયવાળા, ૬૦ કદંબની માલાને ધારણ કરનારા. ૬૧ વચમાં ઉંચું અને આજુબાજુ જરા નીચા ઉદરવાળા, ૬૨ પીળાં વસ્ત્રને ધારણ કરનારા, ૬૩ કટિ સૂત્ર ( કંદોરા ) થી શોભતી કટીવાળા—

**રહસ્ય**—(૫૯) **आपीनहृदयः**—હે પ્રભો! ચારે તરફ સ્થૂલ હૃદયવાળા છો. આપનો વક્ષઃસ્થળનો ભાગ ઉંચો હોવાથી બહુ રસિક લાગે છે.

(૨) ( आममन्तात् पीनाः ) ગોપીજનોને ચારે તરફ પીન (સ્થૂલ) ગોપીજનોના સ્તન, તે પ્રેમાલિંગન વખતે આપના હૃદયમાં ચકડાય છે. તેથી આપીન હૃદયવાળા છો.

(૬૦) नीपमाल्यवान्—તાપથી દુઃખી થએલાને સારી રીતે રક્ષણ કરનારા, કદંબની માલાને ધારણ કરવાવાળા આપ છો. કામ રક્ષકથી ઉત્પન્ન થએલા ( કદંબ પુષ્પ ) ને કામથી રક્ષણ કરવા સારૂં હૃદયમાં ધારણ કર્યું છે, તેથી કામ આપનો દાસ થઇ રહ્યો છે, એમ લાગે છે.

(૬૧) बन्धुरोदरः—વચમાં જરા ઉંચું અને બાજુએ તેમ હેઠળના ભાગમાં નીચા ઉદર ( પેટ ) વાળા આપ છો.

૨. બન્ધુ—હરિનામની સાથે સરખામણી કરતો (બન્ધુ) એટલે સિંહ, તેમને (રાતિ) પોતાને કબજે કરનારા અર્થાત્ તેના ઉદર કરતાં પણ સુંદર ઉદરવાળા છો.

( હવે કટી વસ્ત્રનું વર્ણન કરે છે. )

(૬૨) संवीतपीतवसनः—પીળાં વસ્ત્રને ધારણ કરનારા, એવા હે પ્રભુ ? અમારા તાપને આપ ક્યારે દૂર કરશો ? ( આ પ્રમાણેઉત્કંઠા. કરી ભગવાનના પીળા વસ્ત્રને ઉદ્દેશીને દૃષ્ટિ નાંખી બેશી રહ્યાં છે. )

૨. જ્યારે હું વિરહથી આકુળ વ્યાકુળ થતી ત્યારે અકસ્માત પ્રકટ થઈ ભેટવા આવતાં હું માનથી ભેટવા ન દેતાં દૂર ખશી જતી હતી, છતાં આપ પુનઃ ભેટવા આવતા ત્યારે હૃદય આગળ આવેલા

મારા હસ્ત કંકણમાં આપનું પીતવસ્ત્ર (સંવીત) વીંટાઇ વળતુ હતું, હે પ્રભો! તેવી રીતે આપ કેમ હાલમાં પ્રકટ થતા નથી?

૩. રાત્રીએ જાગરણ કરી સવારે ઉઠતાં પ્રિયપ્રિયાનું વસ્ત્ર આપ પહેરતા, અને આપનું પીળું વસ્ત્ર પ્રિયા (હું) પહેરતી, તે આપને નથી સાંભરતું?

(૬૩) **रमनाविभ्रमत्कटिः**—મહામણિ, હીરાથી જડેલું વચમાં સોનાના સૂત્રથી બોર જેવડાં મોતીથી ગુંથેલું અને છેડાના ભાગમાં ઘુરૂઘુરૂ એવા જય શબ્દને કરતી ઘુઘરીઓવાળી, સોનાનું કટીસૂત્ર પહેરવાથી આપની કટી શોભી રહી છે.

**મૂ૦—अन्तरीयघटीबन्धप्रपदान्दोलिताञ्चलः ॥**

**अरविन्दपदद्वन्द्वक्वणितनूपुरः ॥ १९ ॥**

**અર્થ**—૬૪ કટીએ ધારણ કરેલા પીતાંબરને મુકેલી ઘુઘરીઓની ઝાલરના બંધનો (છેડા) જેમના પગમાં લોટે છે એવા. બન્ને ચરણકમલમાં મધુર શબ્દ કરતા નૂપુર (ઝાંઝરવાળા) આપ છો,

**રહસ્ય**—(૬૪) **अन्तरीयघटीबन्धप्र०**—કટીએ પહેરેલા *પીતાંબરના છેડાના ભાગમાં મુકેલી ઘુઘરીઓની ઝાલરના બંધ-

---

* **अंतरीयोपसंव्यानपरिधानान्यधोंशुकः**—આ પ્રમાણે કોશમાં શબ્દનો અર્થ-કેડ ઉપર રહેલું પીતાંબર કરે છે.

નથી ચરણારવિન્દ સુધી ઝુકી રહેલા વસ્ત્રવાળા, આપ જ્યારે નૃત્ય કરો છો, ત્યારે આપનું ઘુગરીઓવાળુ કટીવસ્ત્ર દોલાયમાન થાય છે,

૨. જ્યારે ગોપીજનો એકાંતમાં બેશી, સામા સામી શૃંગારની વાતો કરતાં હતાં, ત્યારે આપ *નિવીવસ્ત્રને ધારણ કરી, અમારા જેવો વેષ સજી, વસ્ત્રવડે મુખને ઢાંકી રાખી, છાનામાના આપે સમજાવેલી કેટલીક સખીઓ મધ્યે ધીમે ધીમે આવીને દરેક ગોપીજનોની વાર્તા સાંભળતા હતા. અને જ્યારે આપને ધારણ કરેલા અંચલથી અમે ઓળખી જતાં હતાં, ત્યારે સર્વેને અત્યન્ત કૌતુક પ્રાપ્ત થતું હતું. તો હે પ્રભો! હાલમાં આપ કેમ પ્રગટ થતા નથી?

૩. રાત્રીએ વિહારથી થએલા જાગરણના આળસથી, અને કુસુમસરના સમર (કામદેવના યુદ્ધ) માં જીતવાથી થએલા થાકથી, નેત્ર ઘેરાઈ ગએલાં હોવાથી, પુરતું માલૂમ ન પડવાથી, જેમ તેમ ઉતાવળમાં ગોપી વસ્ત્રને ધારણ કરીને આવવતાં આપનું અંચળ પગ સુધી લોટતુ હતું. તેવા રસિક છતાં આપ મને કેમ દર્શન આપતા નથી?

૪ **अन्तरीयघटीबन्धः**—જે ગોપીજન અન્તર ઘટી (માનવાળી હોવાથી) તેનો સ્વીકાર ન કરતાં તે અત્યન્ત આગ્રહ કરવાથી આપ તેનો સ્વીકાર કરતા હતા તેવી રીતે હે પ્રભો? મારો આટલો આગ્રહ છતાં, કેમ પ્રગટ થતા નથી?

---

* સ્ત્રીઓનું કટીવસ્ત્ર.

૨ प्रपदान्दोलिताञ्चलः—જ્યારે આપ મારી પાસે એકાન્તમાં આવતા ત્યારે આપના ચરણારવિન્દને કુંકુમ, સુગન્ધિદ્રવ્ય, અને સુગંધિ જળથી ધોઇ મારા અંચલથી ચરણકમળને લુંછતી હતી ત્યારે મારૂં " અંચલ આપના ચરણ આગળ લોટતું હતું, તે અંચલ હાલ આપના વિરહનાં આંસુ લુછે છે તે આપને યોગ્ય છે?

**(કવે પીતાંબરના પ્રસંગથી ચરણનું સ્મરણ થઇ આવવાથી ચરણનું વર્ણન કરે છે).**

**(૬૫) अरविन्दपदद्वं०**—કમલરૂપી ચરણયુગલમાં મધુર શબ્દ કરતા નૂપુરવાળા આપ છો—આપનું ચરણરૂપી કમલ—અમારા વિરહરૂપી તપન (સૂર્યથી પ્રકટ થાય છે. તો હે પ્રભો? મારા વિરહ તાપથી આપના ચરણ કમલને પ્રગટ કરવું યોગ્ય છે. જેમ કમળ રસવાળા સ્થાનમાં પ્રકટ થાય છે. તેમ આપનું ચરણકમળ રસ (પ્રેમ) વાળા અમારા હૃદયસ્થાનમાં પ્રકટ કરવું જોઇએ.

૨ (જ્ઞાનીઓને પ્રાપ્ત થતા આનન્દ કરતાં ભગવદ્ભજનાનન્દ વિશેષ છે એવું આ પદથી સુચવી આપે છે.)—

૩. કમળ જ્યારે ખીલે છે. ત્યારેજ મકરંદની પ્રાપ્તિ થાય છે અને તે કમળને જ્યારે સૂર્યતાપનું દર્શન થાય છે, ત્યારે તે ખીલે છે. અને *સરસ સ્થાનમાં તે થાય છે. આ-

* રસવાળા, જળવાળા, પ્રીતિવાળા.

પનું આ ચરણકમળ-વિરહતાપનું દર્શન કરવાથી અમારા સરસ (પ્રીતિ) વાળા સ્થાનમાંજ ઉગે છે. અને ખીલી રહે છે. ત્યારે અમને *જ્ઞાનીઓના આનન્દ કરતાં પણ વિશેષ આનન્દ પ્રાપ્ત થાય છે. કેમકે અમોને તાપ (વિરહ) થાય છે, ત્યારે તેની શાન્તિ સારૂં કમળ ( ચરણ )નો ઉપયોગ લેવો પડે છે. પરંતુ જ્ઞાનીઓને વિરહતાપ થતો નથી, અને તે આપના ચરણકમળની ખોળ કરતા નથી, તેથી તેમને પૂર્ણાનંદનો લાભ મળતો નથી. માટે હે પૂર્ણાનન્દ ! પ્રભો ? પૂર્ણાનન્દનું દાન કરો ?

( અહિંઆં ગોપીજનનું હૃદય એ રસવાળું સરોવર છે, તેમાં ભગવાનનું ચરણ તે કમલ, ગોપિકાઓના સ્તન ઉપર ચોપડેલાં કુંકુમ વિગેરે તે કમળનો પરાગ જાણવો. )

૪. અરવિન્દનું પદ ( સ્થાન ) જે યમુનાજીના કાંઠા, તેમાં (દ્વંદ્વ) ભગવાન અને ગોપીજનો તેમના મધુર શબ્દ કરતા ઝાંઝરવાળા છો.

( કોઇ વખત વિરહદશામાં તપેલા હૃદયવાળાં શ્રીરાધાજીએ એકાન્તમાં બેઠેલા ભગવાનના ચરણતલને તાપથી વિકલ ગાભરાં થઇ જવાથી જોઈ ન શક્યાં, જેથી આખા ચરણનેજ

* કેમકે જ્ઞાનીઓને વિરહદશા કોઇ વખત થતી નથી અને તેમનો અક્ષર બ્રહ્મમાં લય એજ એમનો મોક્ષ થાય છે. તેથી પ્રભુનો આનન્દ તેમને મળતો નથી.

હૃદયમાં સ્થાપ્યો, તેનાથી વિરહની શાંતિ થઈ અને ફરીથી ચરણુને હાથમાં ઝાલી જોવા લાગ્યાં ત્યારે પ્રથમ ચરણુતલને જોયું પછી નખને જોયા, ત્યારે ચરણુતલથી વિરહતાપની શાન્તિ થએલી હોવાથી, નખનું વિસ્મરણુ થઇ ચરણુતલનુંજ ધ્યાન તેમને રહ્યું. તેથી હાલમાં પણુ ચરણુકમળનું વર્ણન ફરીથી કરે છે.)

मू०—बन्धूकारुणमाधुर्यसुकुमारपदाम्बुजः ॥
नखचन्द्राजिताशेषदर्पगेन्दुमणिप्रभः ॥२०॥

અર્થ—૬૬ બન્ધુકપુષ્પના કરતાં પણુ વધારે લાલ, સુકોમળ ચરણુકમળવાળા, ૬૭ નખ રૂપી ચન્દ્રથો દર્પણુમાં પડેલા પ્રતિબિંબવાળા સમગ્ર ચન્દ્રકાન્ત મણિઓની કાન્તિને જીતી લેનારા આપ છો.

રહસ્ય—(૬૬) बन्धूकारुणमा० રાતા બંધુક પુષ્પ કરતાં પણુ લાલ, મધુર, અને કોમળ ચરણારવિન્દવાળા છો.

૨. બન્ધુક પુષ્પના સરખા લાલ (કુંકુમ) થી સુન્દર લાગતા, ગોપીજનના કોમલ કમલાના કરનો સ્પર્શ થતાં પણુ ગ્લાનિ પામતા, આપના બન્ને ચરણો તેમના હૃદયની શાન્તિ થવા સારૂ સ્થાપો છો. જે ચરણુને જોવાથી (सुष्टु कुत्सितो मारः यस्मात् ) સુંદર પણુ દુઃખ દેનારો કામદેવ ઉત્પન્ન થાય છે. આપ અમારે વાસ્તે કોઈ દિવસ કલેશને ગણુતા નથી, જેથી આપ અમારા તપેલા અને કઠણુ હૃદયમાં

પણ સુકોમળ ચરણ સ્થાપો છો. તેવી રીતે હાલમાં કેમ સ્થાપન નથી કરતા ?

**(નખ સાંભરી આવવાથી નખનું વર્ણન કરે છે.)**

(૬૭) **नखचन्द्रजि०**—નખરૂપી ચન્દ્રવડે દર્પણમાં પડેલા પ્રતિબિંબવાળા. સમગ્ર ચન્દ્રકાન્તની કાન્તિને તુચ્છ કરનારા, બધા ચન્દ્રકાન્ત મણિઓએ વિચાર કર્યો કે-(અમે એકલા ભગવન્નખચન્દ્રની સમાન આવતા નથી) ત્યારે તેમણે પોતાનાં સહસ્ત્ર પ્રતિબિંબ કર્યાં, તોપણ ભગવાનના નખચન્દ્રની સમાન નિર્મળતા, ચકચકતા, તાપ હરણ કરવાની ક્રિયા, મંડલાકારપણું વિગેરે કંઇપણ સમાન ન થયું.

૨. નખચન્દ્રથી ( જીતા ) વશ કરેલી હું ( રાધા ) છું. આપના વિરહમાં મારાં દર્પણ પણ શોષભૂત થઇ ગયાં છે. આપ જ્યારે પ્રકટ થાઓ છો ત્યારે મારાં દર્પણ વિગેરેની કાન્તિ શોભી રહે છે-૨૦. ( ચરણનું વર્ણન શરૂ રાખે છે.)

**મૂ૦—ध्वजावज्राङ्कुशाम्भोजराजच्चरणपल्लवः ॥**

**त्रैलोक्याद्भुतसौन्दर्यपरिपाकमनोहरः ॥ २१ ॥**

**અર્થ**—૬૮ ધ્વજ, વજ્ર, અંકુશ અને કમળથી શોભતા ચરણ પલ્લવવાળા, ૬૯. ત્રણે લોકમાં પણ અદ્ભુત અલૌકિકવાળા છો તેથી, સૌન્દર્ય વિરહતાપથી સુકાવા છતાં પણ મનોહર લાગો છો.

રહસ્ય (૬૮) **ધ્વજવજ્રાઙ્કુ૦**—" આપના ચરણના આશ્રયે આવી રહેનારને લૌકિક કે વૈદિકનો ભય નથી, એવું સૂચવતો **ધ્વજ** આપના ચરણકમળમાં છે. વિરહદશામાં હૃદયરોધ-રૂપી મહાન્ પર્વતને ફાડનારૂ **વજ્ર** આપના ચરણમાં છે. વ્રજનાનાથ એવા આપનાથી મળતા રસાનન્દથી મદોન્મત્ત ગોપીજનના મનરૂપી હાથીને વશ રાખનારો **અંકુશ** આપના ચરણ કમળમાં છે. વિરહતાપથી પ્રાણ જતા રહેતા અટકા-વાને, શાંતિ સારૂં આપના ચરણમાં **કમળ** પણ છે. ઉપર દર્શાવેલાં ચિન્હોથી આપનું ચરણ કમળ શોભી રહ્યું છે. માટે આપ તે સર્વ ચિન્હોને કૃતાર્થ કરવાને પણ પ્રકટ થાઓ.

પલ્લવ જેમ વસંત ઋતુમાં પ્રકટ થાય છે. નૂતન કામો-દ્દિપક છે, અતિ કોમળ છે, અને સ્પર્શ કરવાથી તાપને હરનારો છે. તેવી રીતે આપનો પાદરૂપી પલ્લવ પણ ગોપીના હૃદયમાં પ્રકટ થનારૂં કામોદ્દિપક, રસપોષક, અતિ કોમળ, અને સ્પર્શ કરવાથી તાપને શાન્ત કરવાવાળું છે.

વિરહ શાન્તિને માટે અમે પલ્લવોને હૃદય ઉપર મુકીને સુતાં, ત્યારે આપ અચાનક આવી પહોંચતાં, વિરહદશાને અધિક જોતાં, પલ્લવવાળા અમારા હૃદય ઉપર ચરણ પલ્લવને મુકતા હતા, તેવી રીતે હાલમાં આવીને આપ કેમ ચરણ પલ્લવ મુકતા નથી ?

( આ પ્રમાણે આખા અંગનું વર્ણન કરવા છતાં પણ તાપ દૂર ન થતાં અત્યન્ત વૃદ્ધિ પામવા લાગ્યો. ત્યારે વિચાર કરવા લાગ્યાં કે:—"જે એક વખત સમાગમ કર્યાથી આટલું વિરહ દુઃખ થાય છે તો શા વાસ્તે તેમને ખોળવા જોઇએ" આ પ્રમાણે વિચાર કર્યા છતાં પણ તે રસિક પ્રભુની મધુરતા હૃદયમાંથી ન ખસવાથી પુનઃ આખા અંગનું વર્ણન કરી દે છે. )

(૬૯) **त्रैलोक्याद्भुतसौ०** ત્રણે લોકમાં અદ્‌ભુત સૌન્દર્યવાળી ગોપીજનોને ફળ સમયે આપ મનોહર પ્રકટ થનારા છો. આપ તો હંમેશાં સુખ આપનારા છો. પરંતુ આપનો વિરહ અમને અધિક દુઃખરૂપ થાય છે. વિરહમાં કે સમાગમમાં, સુખમાં કે દુઃખમાં, રાત્રીએ કે દિવસે, કોઇ પણ વખતે અમારૂં મન આપનામાંથી ખસતુ નથી, આપનું માધુર્ય, આપના ગુણો, અમોને સાંભરી આવે છે.

૨. સવારથી આરંભી સાંજ સુધીમાં પુષ્પ શય્યા અને માલા રચતાં, અભ્યંગ સ્નાન કરતાં, અનેક પ્રકારે નીવી ધારણ કરતાં, કેશ ઓળતાં, સુગંધ દ્રવ્યનો લેપ કરતાં, તિલક અને અંજન રચતાં, આ પ્રમાણે સર્વ અંગે સુન્દરતા થઇ રહેતાં આપ સંધ્યાકાળે આવીને અમારા મનને બલાત્કારે આપના તરફ ખેંચી લ્યો છો, અમારા મનને બહુ વારીએ છીએ, રીસથી આપને અર્પણ નથી કરતાં, છતાં પણ બલાત્કારે આપ અમારા મનને હરી લ્યો છો.

(આ પ્રમાણે સંધ્યાકાળનું વર્ણન કરી ક્રમે એકાન્તમાં મળેલા, તે વખતના સ્વરૂપને વર્ણવે છે.)

મૂ૦—સાક્ષાત્કેલિકલામૂર્તિઃ પરિહાસરસાર્ણવઃ ॥
યમુનોપવનશ્રેણીવિહારી વ્રજનાગરઃ ॥ ૨૨ ॥

**અર્થ**—૭૦ ચોસઠકલામાં કેલિકલાની તો આપ સક્ષાત્ મૂર્ત્તિ છો-૭૧ નર્મ (હાસ્ય) વચન બોલવામાં ચતુર હોવાથી હાસ્યરસના સમુદ્ર છો, ૭૨ યમુનાજીના કાંઠા ઉપર આવેલા બાગની પંક્તિમાં વિહાર કરનારા છો, ૭૩ વ્રજમાં આપ ચતુર છો.

**રહસ્ય**—(૭૦) સાક્ષાત્કેલિક૦—ચોસઠકલામાં સાક્ષાત્ કામકેલિરૂપી કલાની તો મૂર્ત્તિ છો, જેવી રીતે દુર્ગાદેવીના સમાન અંગવાળી સુવર્ણની મૂર્ત્તિમાં પણ દુર્ગાદેવીની મૂર્ત્તિપણું પ્રસિદ્ધ છે. તેવી રીતે કેલિકલાની મૂર્ત્તિ આપને અમે કહેતાં નથી, આપતો જેમ સોનાની મૂર્ત્તિ શિવાય જે સાક્ષાત્ દુર્ગાદેવી હોય છે તેવી રીતે આપ સાક્ષાત્ કેલિકલાની રૂપ છો. અને તે સાક્ષાત્ દુર્ગાદેવી સાથે જેમ દેવ લોકોનો વ્યવહાર છે તેમ આપનો વ્યવહાર અમારી સાથેજ છે—આપ કેલિકલાની મૂર્ત્તિરૂપ હોવાથી આપનું દરેક અંગ જોતાં કામ ઉદ્દિપક થાય છે—આપ રસિક શિરોમણિ છો.

(આ પ્રમાણે રાતસમયે દર્શન થએલા પ્રભુનું વર્ણન કરી રસાન્તરનું વર્ણન કરે છે.)

( ૭૧ ) परिहासमार्णवः—હાસ્ય આવે એવાં વચનને બોલનારા છો. જેની અંદર થતો જે રસ તેના સમુદ્રરૂપ છો. કેમકે આપ જ્યારે મર્મવચન બોલો છો ત્યારે આપના બોલેલા વચનનો વિચાર કરતાં, તે વચનરસમાં મગ્ન થઈ જતાં, તેવામાં બીજું નર્મ (હાસ્ય) વચન તેનાથી પણ અધિક રસવાળુ બોલતા, ત્યારે પ્રથમ બોલેલાના રસનો પાર ન આવ્યો હોય ત્યાર પહેલાં બીજા હાસ્યવચનના રસમાં અમે મગ્ન થઈ જતાં, આ પ્રમાણે વારંવાર નર્મ ( પરિહાસ ) વચનના સમુદ્રરૂપ આપ છો. આપના કેવલવચનથી આનન્દ થાય છે એમ નહિ, પરંતુ આપની ભ્રુકુટી, કટાક્ષ વિગેરેથી પણ રસોત્પત્તિ થાય છે. આપ રસિકશિરોમણી છો*

૨. વળી કોઈ વખત ગોપીજનો હાસ્યરસનો સમુદ્ર રેલાવે, ત્યારે આપ નર્મ ( હાસ્ય ) વચનથી ગોપીજનોને જીતી શકતા ન હતા. ૩ આપ સાયંકાળે આવવાનું કહી જ્યારે આવતા ન હતા. અને સવારે આવતા ત્યારે હું

* રસિક સિદ્ધાન્તમાં કહ્યું છે :–શૃંગારરસ એજ સર્વ રસમાં પ્રધાનરસ છે બાકીના બધા વિરરસ વગેરે રસો ગૌણ છે–જેમ મોટા રાજાને સર્વ સાહિત્ય સોનાનાંજ હોય છે બાકીનાં ગૌણ ગણાય છે. પરંતુ ધાતુપણું જતું રહેતું નથી તેવી રીતે ભગવાન્ મુખ્ય નર્મ (શૃંગાર ) રસના સમુદ્રરૂપ છે. બાકીના રસ ગૌણ છે. વિરરસ રાક્ષસ વિગેરેના મારવામાં અને બીજા રસો તે તે ઉપયોગમાં આપ યોજો છો.

આપની સાથે બોલતી ન હતી, તે વખતે આપ હાસ્ય વચનોથી એવી રીતે બોલતા કે મારું માન જતું રહી હું આપનામાં અનુરકત ( પ્રીતિવાળી ) થતી હતી. તો હે રસિક ચન્દ્ર ? આપ કેમ મને હાલમાં પ્રીતિવાળી કરતા નથી ? ( આવી રીતે હાસ્યવચન બોલી, વિશેષ લીલા કરવાને શ્રી રાધિકાજી સાથે, શ્રીયમુનાજીના કાંઠા ઉપર જતા હતા, તેથી યમુનાજીના કાંઠાનું સ્મરણ આવતાં તેનું વર્ણન કરે છે)–

**૭૨. યમુનોપવનશ્રેણીવિહારી**—યમુનાજીના કાંઠા ઉપર આવેલા બાગની પંકિતઓમાં વિહાર કરનારા છો.

( લીલા બે પ્રકારની છે સ્થળ ઉપર થતી, જળમાં થતી, તેમાં કેવળ સ્થલ લીલા અત્યાર સુધી વર્ણવી અહિઆં અન્ને લીલાનું વર્ણન કરે છે)—

૨. બાગની અંદર આપ બેસતાં, સુતાં, ચાલતાં, ઉભા રહેતાં એમ અનેક પ્રકારે રમત ગમત કરતા. વળી યમુનાજીના પાસે આવેલું જે વૃન્દાવનમાં ગોપીજનોની ( શ્રેણી ) પંકિતઓ સાથે પણ અનેક રીતે વિહાર કરતા હતા.

૩. યમુનાજીના કાંઠા ઉપર આવેલા બાગમાં (વેઃ હારી) વખતને હરનારા આપ રસો છો. આપની સાથે સમાગમમાં સંપૂર્ણ રાત્રી ક્ષણાર્ધની માફક જતી રહે છે. પરંતુ આપના વિયોગનો ક્ષણ જેટલો વખત યુગ સમ થઈ પડે છે. માટે પ્રકટ થાઓ ?

( શું આ પ્રમાણે સ્વચ્છંદ લીલા કરવાથી વ્રજના લોકો નહોતા જાણતા ? )

(૭૩) **व्रजनागरः**—આખા વ્રજમાં આપ ચતુર છો. કેમકે આપ અનેક પ્રકારે લીલા કરતા પરંતુ તે લીલાના અધિકારી શીવાય કોઈ પણ વ્રજમાં જાણતું ન હતું. ( ભાગવતમાં કહ્યું છે કે—" **नासूयन् खलु कृष्णाय** " ભગવાનની સ્વચ્છંદ લીલાને જાણીને પણ કોઇ વ્રજજન ઈર્ષ્યા કરતું ન હતું કેમકે શ્રુતિરૂપ ગોપીજનને વાસ્તેજ પ્રભુ પ્રકટ થયા છે.

વ્રજસ્થ ગોપીજનોમાં આપ ( નાગર ) ચતુર છો. અને બીજી જગ્યાએ તો જાણે આપ કંઇ ના જાણતા હો ? તેવી રીતે વરતો છો.

(ભગવાન્ મળશે શા વાસ્તે મહદ્દુઃખ કરો છો કેમકે તે વ્રજનાગર છે. તેથી જરા પણ દૂર નહિ જાય, એવું વિચારી કહે છે.

**मू०—गोपीजनासक्तो वृन्दारण्यपुरन्दरः**

**आभीरनागरीप्राणनायकः कामशेखरः ॥२३॥**

**અર્થ**—૭૪ વૃન્દાવનમાં રહેતાં ગોપીજનમાં આસક્ત, ૭૫ વૃન્દાવનના ઇન્દ્ર એટલે સ્વામી. ૭૬ ગોપાંગનાઓના પ્રાણના રક્ષણ કરવાવાળા. ૭૭ કામના શેખરરૂપ છો, ( એવા હે પ્રભો ! પ્રકટ થાઓ ? )

**રહસ્ય—૭૪ गोपाङ्गनाजनासक्तः**—ગોપ સંબંધી જે સ્ત્રીઓ, ગોપીજનો, તેમાં આસક્ત પ્રીતિવાળા છે. તેથીજ તેમને તજીને અમારી પાસે આવતા નથી. તે ગોપાઙ્ગનાઓએ ( जन ) દાસીભાવને પ્રાપ્ત કરેલો છે તેથી તેઓ નિરભિમાની છે. અને હું તો આપની રસિક પ્રીતિથી થએલા મદના માનવાળી છું; માટે મારી પાસે તે જરૂર આવશે, એવી મારી આશા ફોકટ છે. વળી તે ગોપીજનો બહુ છે અને રજની અધિકતાથી *પુંભાવને પામી ગઇ છે, તેથી ભગવાન્ આવવા વાસ્તે તૈયાર થતા હશે, ત્યારે તે ગોપીજનો આવવા દેતાં નહિ હોય, કેમકે ભગવાન્ તેમને વશ થઇ ગયા છે—માટે તેમના ઉપરાન્ત થઇ આવી શકતા નથી. તેઓને સાથે લઇ અહિંઆં આવવાને તો મારા માનને લીધે ભય લાગે છે. તેથી આવી શકતા નથી. મારી આશા પરંપરા વધી ગઇ છે. તેથી હે પ્રભો ! આપની આશા મારાથી કદાપિ છુટી શકવાની નથીજ.

( આ પ્રમાણે વિરહ વિલાપ કરતાં કોઇ સખી આવીને કહેવા લાગી કે મારે મુરલીધર જરૂર લાવી આપવા. આપ શા માટે વિલાપ કરો છો ? મને તે રસિક ચન્દ્રનું સ્થાન બતાવો—આં પ્રમાણે સ્થાન પુછવાથી સ્થાન બતાવે છે. )—

* વાત્સાયન શાસ્ત્રમાં કહ્યું છે કે—જ્યારે સ્ત્રીને અત્યંત આનન્દરસાવેશ થાય છે. ત્યારે પુંભાવ ( પુરૂષભાવ ) ને પામે છે.

(૭૫) **વૃન્દારણ્યપુરન્દરઃ**—હે સખી ! તે પ્રભુ વૃન્દાવનના ઇન્દ્ર છે. તેથી કોઇ જગ્યાએ છુપા રહે એમ નથી, તેથી મારા કહેવાની કંઇ અપેક્ષા નથી, તું વૃન્દાવનમાં જઇશ કે તુરત જાણીશજ કે તે પ્રભુ ક્યાં છે ! *વૃન્દાવનના સ્વામી છે તેથી વૃન્દાવનમાંજ હશે. ( આ પ્રમાણે સખીને કહી હવે ભગવાનને કહે છે.) આપ સાક્ષાત્ સચ્ચિદાનન્દ આ વ્રજના ઇન્દ્ર છો, તો અમને જરાપણ દુઃખ ન હોવું જોઇએ. કોઇ દિવસ ઇન્દ્ર પોતાના લોકોને દુઃખ આપતોજ નથી, માટે આપે દુઃખ આપવું યોગ્ય નથી.+

( આટલા વિરહદુઃખમાં કેમ પ્રાણ સંધાઇ રહ્યા છે ? તે શંકાની નિવૃત્તિ કરે છે. )—

---

*વૃન્દાવનના સ્વામી કહેવાનું કારણ—જેવી રીતે ઇન્દ્ર ત્રણે લોકનો સ્વામી અધિપતિ છે. પણ પોતાના દેવ લોકમાં રહે છે. તેવી રીતે કોટિ બ્રહ્માંડના અધિપતિ ભગવાન્ પોતાના અંગથીજ બનાવેલા ગોકુળમાં, અને તેમાં વળી વૃન્દાવનમાંજ ગોપીજનો સાથે ક્રીડા કરે છે, તેથી પોતાના હાથ પગ વિગેરે અંગનો વ્યવહાર પોતાના અંગમાં કરવામાં બાધ નથી. તેવી રીતે અંગરૂપ વૃન્દાવનમાં તે ક્રીડાને બાધ નથી. વિશેષ સિંહાવલોકનમાં જોવું.

+ સ્વર્ગમાં કેવલ પુણ્યોપાર્જીત શરીર હોય છે. તેથી ત્યાં બીલકુલ દુઃખ નથી. તો સ્વર્ગથી સહસ્ર રીતે ચઢીઆતા અને કોટી ઘણા સુકૃતથી પ્રાપ્ત થતા ગોલોક—વૃન્દાવનમાં, તેમાં વળી સર્વમાં મુખ્ય શ્રીરાધિકાજીને દુઃખ ક્યાંથી ! આ શંકાનું સમાધાન કરે છે કે—

(૭૬) **આભીરનાગરીપ્રાણનાયકઃ**—ગોવાળ લોકોની જે નગરી ગોકુલ છે. તે સંબંધી સ્ત્રીઓ ગોપીજનો તેના આપ પ્રાણનાથ છો. માટે આપની ઈચ્છાથીજ આ પ્રાણ રહ્યા છે. મારી ઈચ્છાથી રહ્યા નથી. સમગ્ર ગોકુલના તો રાજાની

---

આ વૃન્દાવનમાં **नराणां क्षीणपापानां, कृष्णे भक्तिः प्रजायते ॥** "પાપ વગરના મનુષ્યોનીજ કૃષ્ણમાં ભક્તિ થાય છે" તેથી પાપ માત્રનો અભાવ અને અનેક સુકૃતથી પેદા કરેલા દૈવી દેહ શિવાય શ્રીકૃષ્ણમાં ભક્તિનો લાભ થતો નથી, અને ત્યાં વૃન્દાવનમાં કેવલ ભક્તજનોજ રહે છે, તેથી ભક્તજનોને પાપથી ઉત્પન્ન થતા દુઃખનો સંભવ નથી, આ પ્રભુ સંબંધી વિરહ દુઃખ એ વિરહ દુઃખ નથી, પરંતુ અનેક પૂર્ણ ભાગ્યથી સંપાદન કરેલી પ્રભુભક્તિથી શ્રીકૃષ્ણચન્દ્રને મેળવવા વાસ્તે થતી ઉત્કટ ઉત્કંઠા એ વિરહદશારૂપે પ્રકટી રહે છે. વધારે તો શું કહેવું **यमेष वृणुते तेन लभ्यः** પણ જે ભક્ત વિરહદશામાં પ્રાણ પણ ધારણ કરી શકવા સમર્થ ન હોય એવા વિરહમૂર્છાંગતભક્તનું વરણ કરી તેને અનેક રીતે પૂર્ણાનન્દનું દાન કરે છે.

સારાંશ કે—વિરહદશાથી થતું દુઃખ તે પાપકૃત્ દુઃખ નથી, પરંતુ જ્ઞાનીના મોક્ષ કરતા લક્ષ ઘણું. મીમાંસકની સ્વર્ગપ્રાપ્તિ કરતાં ક્રોટી ઘણા સુખના સારવાળી પ્રભુ સંબંધી વિરહવેદના સામ્રાજ્ય ભોગવી રહી છે—શ્રીમદ્‌ભાગવતમાં કહે છે કે—વિરહદશાવાળી ગોપીજનના ચરણની રજ મળવી પણ દુર્લભ છે.

માફક આજ્ઞા કરનારા છો. પરંતુ અમારા પ્રાણુના તો આપ સ્વામી છો. માટેજ આપ અમારા પ્રાણુમાં બેશી અમારા પ્રાણુનું રક્ષણુ કરો છો.

આપતો આભિર (ગોપ) જનોની સ્રીઓ જે ચતુર છે તેમના પ્રાણુનું રક્ષણુ કરનારા છો. મારા જેવી *મૂઢનું રક્ષણુ કરનારા આપ નથી! માટે મારા પ્રાણુ જવાની તૈયારી છે છતાં હે પ્રભો! તેજ કારણુથી આપ પ્રકટ થતા નથી? આમ કરતાં મારી અંતિમ દશા થાય તો પણુ સારૂં? કે જેથી દુઃખની નિવૃત્તિ થાય! અરે? તેવી દશા પણુ આપ કરતા નથી! અને મળતા પણુ નથી!

(૭૭)कामशेखरः—સર્વલોકમાં શેખરભૂત કામ રૂપ છો. સર્વ લોકોને ચક્ષુરાગ કરાવી મરણુાન્ત અવસ્થા કરો છો? આપની કોટીકામ સમાન સુન્દર લાવણ્યતાથી મારૂં મન આપનામાંજ લેવાઈ ગયું છે! હવે હું શું કરૂં!

૨. મારા કામ (મનોરથ)થી આપ શેખર (દૂર) છો.

૩. આપ કામરૂપી તૃતીય પુરૂષાર્થના અધિષ્ટાતા છો!

મૂ૦—यमुनानाविको गोपीपारावारकृतोद्यमः ॥

राधावरुन्धनरतः कदम्बवनमन्दिरः ॥ २४ ॥

અર્થ—૭૮ યમુનાજીમાં નાવ ચલાવનારા, ૭૯ ગોપી જનોને (સામે) કાંઠે લઈ જવાનો પ્રયત્ન કરવાવાળા, ૮૦ રાધાને

* પોતે ચતુર છતાં વિરહ વ્યાકુળતાથી પોતાને મૂઢ કહે છે.

રોકવામાં પ્રીતિવાળા, ૮૧ કદમ્બના વનરૂપી સ્થાન (રહેઠાણ) વાળા આપ છો.

**રહસ્ય**—(હવે જલક્રીડાનું સ્મરણ થતાં તેનું વર્ણન કરે છે—કોઈ વખતે ગૃહકૃત્યમાં પહોંચી ન શકવાથી; દીવસે ભગવાનની પાસે જઈ શકાતું નહિ; ત્યારે સ્નાન વિગેરેનું બાનું કાઢીને, પ્રિય—સ્વામી યમુનાજીમાં ગયા છે—એવું સખી દ્વારા સાંભળી, તે બાનાથી યમુનાજીના કાંઠા ઉપર ગયાં. ત્યાં ખાસ તેમને (રાધિકાજીને) માટેજ નાવિકપણું સ્વીકારી નાવમાં બેશી યમુનાજીમાં વિહાર કરતા હતા. તે સાંભરી આવવાથી અનુભવનું નામ કહે છે.)

(૭૮) **યમુનાનાવિકઃ**—આપ યમુનાજીમાં નાવ ચલાવનારા છો. કામશેખર હોવાથી મારા વિરહનો અન્ત કદાપિ આવનાર નથી, હું તે દુઃખ સમુદ્રને કેવી રીતે તરીશ? પ્રભુ! આપ નાવિકરૂપ મલ્યા શિવાય; મારાથી દુઃખરૂપી સમુદ્રને તરી શકવાનું નથી.

(પ્રથમતો પોતાના એકલા સમાગમના સુખનું વર્ણન કર્યું, ત્યારબાદ યમુનાજી ઉપર સમગ્રગોપીજનો આવી પહોંચ્યાં ત્યારે તેમની સાથે લીલા કરી. તે સાંભરી આવવાથી તેનું વર્ણન કરે છે.)

(જે ગોપીજનો યમુનાજીના કાંઠા ઉપર આવ્યાં હતાં, તેમાં કેટલાંક પ્રથમ આવ્યાં હતાં તે ભગવાન્ અને ગોપી-

જનોના સંબંધથી અજાણ્યાં હતાં તેથી તેઓ ન જાણે એવી રીતે ભગવાન્ અમને મળો. તેવું તેમનું મન જાણીને ભગવાન્ )

**(૭૯) गोपीपारावारकृतोद्यमः**—ગોપીજનોને સામે પાર લઇ જવાને ઉદ્યમ કરનારા છો. ગોપીજનો સાથે યમુનાજીમાં ક્રીડા કરવાને સામે પાર લઇ જવા સારૂં જે ખભે બેસવા સમર્થ હતાં તેમને ખભે બેસાડીને, અને જે કોઈ સાધનથી આવી શકે એવાં હતાં તેમને સાધન આપી, સામે પાર લઇ જવાનો પ્રયત્ન કરનારા આપ છો.

૨. વળી કોઇ ગોપીજનને સંકેત સ્થાન સામે પાર કહ્યું હોય તો; સામે પાર જવાના કષ્ટસાધ્ય જળમાર્ગને સુસાધ્ય કરતા હતા. એવા હે દયાળુ દેવ? દીન ઉપર કૃપાકટાક્ષ ક્યારે કરશો !!૩ ગોપીરૂપી સમુદ્ર તેને વાસ્તે અવતરણ (ઉતારવા) તારવા વિગેરેનો પ્રયત્ન કરી રહ્યા છો; વધારે તો શું ? પણ **व्रजजनार्तिहरः** આખા વ્રજની પીડાને હરનારા છો. તો મારી પીડાને કેમ હરણ કરતા નથી ?

( હવે ભગવાન્ પોતાનામાં બહુ આતુર છે, એવું પોતાનું નામ બોલીને બતાવે છે. )

**(૮૦) राधावरुन्धनरतः** * શ્રીરાધિકાને (મને) રોકવામાં

---

* શ્રીરાધિકાજીને પ્રભુની લીલાનુંજ અનુસંધાન મગજમાં હોવાથી અને પ્રભુનીજ ધુન વિરહમાં હોવાથી પોતાની સાથે લીલા કરવાના પ્રસંગનું વર્ણન કરતાં નામ બોલી જાય છે નહિ તો " મને રોકનારા " એવું વાક્ય બોલત.

પ્રીતિવાળા. કોઈ વખત આપને મળવા જવા વાસ્તે વિચાર થતાં, આપને વાસ્તે પકવાન, શીખંડ, ઓટેલું દુધ, તાંબુલ, ચન્દન, માલા, વિગેરે સાહિત્ય તૈયાર કરી, છાનુમાનું બધું લઇ, ગોરસ વેચવાના બા'નાથી વનમાં કેટલીક સખીઓ સાથે આપને મળવા માટે જતી, પણ આપ તો અનેક ગોપ બાલકો સાથે હોવાથી તેઓ ન જાણે તે માટે દાન લેવાના બાનાથી અમને બોલાવ્યાં. તેમાં બીજાં કેટલાંક ગોપીજનો પાસે કંઇક જુજદાન લઈ ભગવાને વિદાય કર્યા, પરંતુ મને તો "આ બહુ માલ લઈ જાય છે તેથી બહુ દાન આપવા લાયક છે, જ્યાં સુધી તે સૌના કરતાં વધારે દાન ન આપે ત્યાં સુધી જવા દેશો નહિ ?" આ પ્રમાણે આજ્ઞા આપી મને પુછવા લાગ્યા કે-"બતાવ તારી પાસે શું છે?" "મારી પાસે છે, તે બતાવવા જેવું નથી." આવી રીતે હું વિનયથી જવાબ આપતી અને કહેતી કે-"આપના લાયક નથી." પછી મને સમજાવવાના બાનાથી નિકુંજમાં લઈ જઈ મારી સાથે સર્વ આરોગી વિહાર કરતા, તેવી રીતે હંમેશાં આપ મને રોકવામાં પ્રીતિવાળા છો.

(૮૧) कदम्बवनमन्दिरः—કદમ્બવનરૂપી મન્દિરવાળા, મંદિરમાં જેમ અનેક તોરણ, પલ્લવ, અનેક પ્રકારે ચિત્રેલું, વિગેરે અનેક સંસ્કારવાળુ હોય છે, તેમ અહિંઆં પણ અનેક પ્રકારનાં પુષ્પ, ફલ, માલા, આસન, શય્યા, દ્વારતોરણ,

ભૂમિકા વિગેરેથી શણગારેલું કદમ્બવનરૂપી મંદિર એજ આપનું રહેઠાણ છે. એવા હે પ્રભો ? પ્રકટ થાઓ, (ત્યારબાદ દૂતીથી બીજાં ગોપીજનોએ જાણ્યું કે ભગવાન્ રાધાના નિકુંજમાં છે, તેથી કંઇક બાનું કાઢીને સર્વે ત્યાં આવી ચઢેલાં જેથી તે વાત સાંભરી આવવાથી તેનું વર્ણન કરે છે. )

**મૂ૦—व्रजयोषित्सदा हृद्यो गोपीलोचनतारकः ॥**
**जीवनानन्दरसिकः पूर्णानन्दकुतूहलः ॥ २५ ॥**

અર્થ—૮૨. હંમેશાં વ્રજસ્ત્રીઓના હૃદયમાં રહી રમણ કરનારા, ( ગોપીજનને પ્રિય ) ૮૩ સર્વે ગોપીજનોના નેત્રના તારકરૂપ, ૮૪ જીવનરૂપી આનન્દ આપનામાં હોવાથી રસિક છો, ૮૫ પૂર્ણાનન્દ, સચ્ચિદાનન્દ બ્રહ્મ છો, સ્થળ અને જળક્રીડાથી પૂર્ણ આનન્દ પ્રકટી આશ્ચર્ય કરનારા છો.

રહસ્ય-(૮૨) **व्रजयोषित्सदाहृद्यः**—સર્વે વ્રજ સ્ત્રીઓના હૃદયમાં રહીને હંમેશાં રમણ કરનારા છો. ( અથવા ) સર્વે ગોપીજનોને આપ પ્રિય છો. તેથી આપના અતિશય સમાગમથી અમને અણગમો થતો નથી. જેમ જેમ સમાગમ થાય છે તેમ તેમ નૂતન લાગો છો. તેથીજ આપ હંમેશાં તેમની સાથે રમણ કરો છો. ( હવે બાહ્યરમણનું વર્ણન કરે છે. )

(૮૩) **गोपीलोचनतारकः**—સર્વે ગોપીજનોના નેત્રની

કીકીરૂપ આપ છો. જેમ સર્વને નેત્રની કીકી વધારે પ્રિય હોય છે. તેમ આપ અધિક પ્રિય છો. વળી જેમ આંખની કીકી વગર પોતાનું પણ દર્શન પોતાને થતું નથી. તેવી રીતે આપ અમારી કીકીરૂપ હોવાથી આપ જ્યારે *તિરો-ધાન થાઓ છો ત્યારે અમે અન્ધ થઇ જઇએ છીએ! અમોને કંઈ પણ સુઝતું નથી! અરે! અમારી સર્વ ઇન્દ્રિયો પણ અન્ધ થઈ જાય છે+

૨. વિરહમાં અમારાં લોચન, આંસુરૂપી સમુદ્રની અંદર ડુબી જાય છે. અને આપ અમારા લોચનના તારક-તારનારા પ્રકટ થાઓ છો, ત્યારે અમારાં લોચનના, આંશુરૂપી સમુદ્રને સુકવી આપ તારો છો, ડુબતા માણુસને ક્ષણવાર પણ પકડવાની બેદરકારી કરાય તો તેના પ્રાણ જાય છે. માટે વિરહ તાપથી ઉકળેલા આંશુસમુદ્રમાંથી મને આપ તુરત તારો? નહિ તો મારા પ્રાણ જશે!

*( આટલા વિરહમાં કેમ પ્રાણ રહી શકયા છે? )

( ૮૪ ). **જીવનાનન્દરાસિકઃ**--જીવદાનરૂપી આનન્દ આપવામાં કુશળ છે.-આપે આપેલો પૂર્વનો આનન્દ અમારા હૃદયમાં હજુ સુધી કંઇશ અંશે રહ્યો છો, તેથી અમો જીવીએ છીએ.§

---

* તિરોધન—સંતાઇ જવું. + વિરહમાં વિકલ થવું એ ભૂષણ છે.

§ જેવી રીતે વિરહદશાની આતુરતાથી આકુળવ્યાકુળ થએલા ને પ્રિયસમાગમ, તપેલી ભૂમિની અંદર પડતા વર્ષાદની આંજલિત-

૨. જીવન-જલ તેમાં ક્રીડા કરી આનન્દ આપવામાં રસિક છો,

૩. જેમ મત્સ્ય વિગેરે જળવિના એકપળ પણ રહી શકતાં નથી તેવી રીતે આપ આનન્દરૂપી રસના જ્ઞાતા હો-હોવાથી, અમે જાણીએ છીએ કે-આપને અમારા આનન્દ શીવાય અન્યસ્થાને જરા પણ ચેન નહિ પડતું હોય? તેથી જરૂર આપ આવશો? એવી આશાથી અમો જીવીએ છીએ.

(૮૫) पूर्णानन्दकुतूहलः-સ્થળ-જળ લીલા કરવાથી અત્યન્ત આનન્દવાળાં ગોપીજનોમાં આશ્ચર્ય લાગે એવી ક્રીડાને કરનારા છો. જલ-સ્થળ લીલા કરી આપ કુન્દુક લીલામાં અમારા તરફ દડો ફેંકતા, અમે આપના ઉપર દડો ફેંકતાં, તેમાં અમોને અધિક આનન્દ ઉત્પન્ન થતો*

**( હવે અપર ક્રીડાનું વર્ણન કરે છે. )**

**મૂ૦—गोपिकाकुचकस्तुरिपङ्किलः केलिलालसः**
**अलक्षितकुटीरस्थो राधासर्वस्वसंपुटः ॥ २६ ॥**

---

કર લાગે છે. તેવી રીતે હમેશાં અવિયોગ દશામાં થએલો પ્રિયસમાગમ જેટલો પ્રિય છે તેથી સહસ્ર ઘણો વિયોગમાં પ્રિય સમાગમ વહાલો લાગે છે. માટે જ સ્વમાર્ગમાં સમાગમદશા કરતાં વિરહદશા ઉત્તમ માની છે.

* સામાને વીલા પાડવારૂપી અવજ્ઞાપૂર્વક હાસ્ય લીલા કરવામાં બહુજ આનન્દ રહે છે. દડાની લીલામાં સામાને હાસ્ય પૂર્વક તરછોડવામાં બહુ ખુબી રહે છે. જેથી કુન્દુક ક્રીડામાં આનન્દ વધારે ઉપજે છે.

**અર્થ**—૮૬ ગોપિકાના સ્તન ઉપર ચોપડેલી કસ્તુરી વિગેરેના લેપથી ચોળાયલા, ૮૭ કામકેલીમાં ઇચ્છાની પુર્ણતા રહિત, ૮૮ કોઇ પણ ન જાણી શકે એવા લતાપર્ણ વિગેરેથી બનાવેલા લતા મંડપમાં બેશનારા, ૮૯ કૃપણ માણસ પોતાનું ધન જેમ સંપુટમાં મુકી તેનું પ્રાણથી વધારે રક્ષણ કરે છે, તેમ રાધિકાજીએ પોતાનું મન, અંગ, ઇન્દ્રિય-પ્રાણ-સર્વસ્વ પ્રભુરૂપી સંપુટમાં મુકયા છે એવા.

(૮૬) **गोपिकाकुचकस्तुरिपङ्किलः**--ગોપીજનોના સ્તનના ઉપર વિરહશાન્તિ સારૂં ચોપડેલી કસ્તુરીથી આપનું શરીર વ્યાપ્ત થયું છે. એવા શરીરવાળા જ્યારે ગોપીજનોની પરિષદમાં બેસો છો ત્યારે અપરંપાર શોભા થઇ રહે છે. કોઈ વખત રાત્રી અન્યત્ર ગાળી સવારમાં મારી પાસે આવતાં ગોપીજનનો સમાગમ છુપો રાખવાને અંગે વસ્ત્ર-ઢાંકતા, પરંતુ શરીર કસ્તુરીના કર્દમવાળુ માલૂમ પડવાથી જ ગોપીજન સહ કરેલો સમાગમ સમજાઈ જતો. આવીરીતે અનેક સ્થળે વિહાર કર્યા છતાં—

(૮૭) **केलिलालसः**—કામકેલિમાં જરા પણ આપની ઈચ્છા પૂર્ણ થતી નથી. “જે માણુસ જે વસ્તુમાં લાલસાવાળો હોય તે વસ્તુને ગમે તેમ કરીને મેળવે છે.” તેવી રીતે આપ અમારામાં લાલસાવાળા છો તેથી જરૂર મળશો, આપની પ્રીતિમાં કોઇ દિવસ રસાભાસ થતો નથી, સંપૂર્ણ રસવાળી

પ્રીતિ હોવાથી કોઇ વખત અમારી સાથે બહુજ ખેલતાં, જ્યારે અમોને ઘુમાન થતું ત્યારે આપ બહુજ ચપળવાણિ બોલી અમોને મનાવતા, અને બહુ પ્રકારે પુનઃ ખેલતા હતા.

૨. બહુ રીતે ખેલવા છતાં પણ પુનઃ આપનું દર્શન કરતાં માત્રમાં **કેલિલાલસા** થઇ આવતી.

( આવી રીતે ખેલતાં કોઇ જાણશે ? કોઈ આવશે ? કોઈ કહી દેશે ? ત્યારે શું થશે ? આવી બીક મનમાં થાય તો રસનો છેદ થાય માટે નિ:શંક છે એવું બતાવે છે. )

(૮૮) **અલક્ષિતકુટીરસ્થઃ**—કોઇ પણ ન જોઈ શકે એવા લતામંડપમાં આપનું સ્થાન છે, જેથી આપને કોઈ જોશે કે જાણશે એવી બીક રહેતી નથી, કોઇ ખોળનારા આવે તો પણ જડી ન શકે એવું આપનું નિકુંજ છે.

૨. કોઇ વખત આપ એવી રીતે કહેતા કે–"ચારે બાજુ એ લતા મંડપ છે. અને વચ્ચે મારૂં સ્થાન છે ત્યાં તમારે આવવું, હું જાઉં છું"–આ પ્રમાણે સ્થાન બતાવી આપ આગળ જઇને છાનામાના સંતાઇ બેસતા. અમે ત્યાં આવી આપના સ્થાનને ખોળવા માંડતાં જ્યારે આપનું સ્થાન નજડતું ત્યારે નહિ આપ આવ્યા હો જાણી અમે એકાન્તમાં વાતો કરતાં કે:-" ભગવાન મળશે ત્યારે હું આમ કરીશ ! ત્યારે બીજી કહે મને મળશે ત્યારે આવી રીતે વર્તીશ !"–આવી રીતે આપના આવવાની વાટ જોતાં કંઇ કંઈ વાર્તા કરતાં, તે બધું સાંભળી કેટલાક

વખત સુધી આપ સંતાયેલા રહી રમતમાં અસાધારણુ સીત્કાર ( ચીસોટી ) કરતા. તે સાંભળતાંજ અમે છાનાં રહી ચકીત નેત્રથી વિચાર કરતાં કે-" જરૂર નાથ અહિં આટલામાંજ છે " આમ ચુબકીથી બોલી આજુબાજુ જોતાં જ આપ એકદમ નિકુંજમાંથી નીકળી અમારા વચમાં આવી ઉભા રહેતા, "હું આમ કરીશ ? " આવી રીતે જેણીએ જે એકાન્તમાં વિચાર કરેલો તેની સાથે તેવીજ રીતે ખેલ કરવા લાગ્યા, જેથી અમારા આનન્દનો પાર ન રહ્યો. હે કુંજવાસી ? પ્રથમ અલક્ષિત છતાં પાછળથી જેમ કુટીર (મંડપ) માંથી પ્રકટ થયા, તેવી રીતે આપ કેમ પ્રકટ થઇ આનન્દ આપતા નથી ?

૩. કોઇ વખત હું નિકુંજમાં આપની આગતા સ્વાગતાની સમગ્ર સામગ્રી તૈયાર કરી વાટ જોઇ બેશી રહેતી. મને મળવા આવતાં મંડપ આગળ રસ્તામાં કોઇ ગોપીજન આપને મળતાં તેની સાથે વાત કરતાં આપ વચનો બોલ્યા કે-"તું યમુના તીરે જા ! મારે ત્યાંજ આવવું છે, બીજે કંઇ જવું નથી " તે વખતે હું ગુપ્ત રીતે પાછળ ઉભી રહેલી તેથી આ વચનો મારા સાંભળવામાં આવતાં-મેં આપને કહ્યું કે-" આપની આગતાસ્વાગતાની સામગ્રી તૈયાર કરી છે, તો આપે મારા મંડપમાં પધારી આતિથ્ય સ્વીકારવું યોગ્ય છે?" આ મારૂં બોલવું સાંભળતાંજ આપ લજ્જિત થઈ જતા

અને મને ખુશી કરવા ચટુવચનોથી ચપળતા બતાવતા ત્યારે ગુમાનથી કહેતી કે–“ ભલે આપ યમુના તીરે પધારો ? મેં તો કૌતુક સારૂં કહેલું હતું ” આવાં વક્રવચન સાંભળી વિવેકથી વિશ્વનાથ વિવિધ વિલાસ કરવા **અત્યન્ત ગૂઢ નિકુંજ ગુહામાં આવતા** હતા. તેવી રીતે રાધારાધના પ્રિય પ્રભો ! ક્યારે મળશો ?

(તેટલામાં કોઈ સખી આવી કહેવા લાગી કે:—આપની સાથે રમણ કરેલા, અને અનેક ગોપીજનો સાથે વહાલ ધરાવતા આપના સ્વામી; કોઇક લાંબા વખતે આવશે, ત્યાં સુધી આપ કેવી રીતે ધૈર્ય રાખી શકશો ?–આ પ્રમાણે બોલતી સખીને ઉત્તર આપે છે )—

( ૮૯ ) **રાધાસર્વસ્વસંપુટઃ**—રાધાનું ( મારૂં ) તો તે સર્વ સ્વરૂપજ છે. જેવી રીતે કૃપણ માણસ પોતાનું જે કંઈ સુવર્ણ વિગેરે હોય તે બધુ ગુપ્ત કરી, સંપુટમાં મુકી, પ્રાણથી પણ વધારે વહાલ ધરી, હંમેશાં રક્ષણ કરે છે, અને જરાવાર ન જોતાં આકુળ વ્યાકુળ થઈ જાય છે, તેવી રીતે મારૂં તન, મન, ધન, ઇન્દ્રિય, પ્રાણ, યૌવન, સૌન્દર્ય વિગેરે સર્વસ્વ ભગવાનને સોંપી દીધું છે. તેજ સંપુટમાં મુકી દીધું છે. અને તેનું પ્રાણથી પણ વધારે રક્ષણ કરૂં છું. મારૂં સર્વસ્વ તેમાં છે. તેથી તે જરૂર મને મળશેજ. એવી મારી આશા છે.

**મૂ૦—वल्लवीवदनाम्भोजमधुमत्तमधुव्रतः**
**निगूढरसविद्गोपीचित्ताह्लादककाननः* ॥२७**

**અર્થ**—૯૦. ગોપીજનોના મુખકમળનું મધુપાન કર-કરવાથી ઉન્મત થએલા ભ્રમરરૂપ, ૯૧. અત્યન્ત ગૂઢ રસને જાણનારા ૯૨ ગોપીજનના ચિત્તને ખુશ કરવાવાળું જેમનું વન છે એવા,—

**રહસ્ય**—(૯૦) **वल्लवीवद०**—ગોપીજનોના મુખકમલના અધરામૃત રૂપી મધુપાન કરવાથી ઉન્મત્ત થએલા ભ્રમરરૂપ, આપ અમારી ગોપીપરિષદમાં મધ્યે બેશી, ભ્રમરની માફક અમારી સાથે ગાન કરવા લાગો છો. ભ્રમર જેમ મધુસ્વાદની લાલાસાથી જરાપણ કમળને છોડી જતો નથી, તેવી રીતે આપ અમારા અધરામૃતનું પાન કરતાં; કોઈ દિવસ છોડી જતા રહ્યા નથી, તો હાલમાં હેરસિકવર! રસાસ્વાદ કેમ વિસ્મૃત કરો છો? આપ ભ્રમરની માફક એક સ્થળે રસાસ્વાદ લેતા નથી પરંતુ અનેક ગતિવાળા છો, પરંતુ મારી ઉપર આપનો અગાધ પ્રેમ છે; "માટે જરૂર પ્રભુ? પધારશો" એવી આશાથી જીવું છું.

---

* કોઇ ઠેકાણે **कलानिधिः** પાઠ છે ત્યાં એવો અર્થ કરવો કે—"ગોપીજનોના ચિત્તને ખુશી કરવામાં કલાના ભંડારરૂપ અથવા ગોપીજનોને ખુશ કરવામાં ચંદ્રરૂપ આપ છો." ટીકાકારે **काननः** પાઠ સ્વીકાર્યો છે.

(૯૧) નિગૂઢરસવિદ્—અત્યન્ત ગુપ્તરસને જાણનારા છો, જેમ ભ્રમરકમળના નાળઅને પત્રને છોડી ગુપ્ત મધુરસને ઓળખીને પાન કરેછે તેવી રીતે આપ સર્વ પ્રકારે રસોદ્દિપક કરવાની ક્રિયાને, અને મધુસ્વાદ લેવાની પરનાલિકાને આપ સમજો છો.

( ગોકુલમાં પોતે સ્વતંત્ર હોવાથી ભયરહિત છતાં, ગુપ્ત રમવાનું શું કારણ ? )

૨ ગૂઢ રસના જાણનારા છો, તેથી ગુપ્ત રીતે રમણ કરવામાં અનેક પ્રકારે રસની ઉત્પત્તિ થાય છે, માટે આપ પ્રકટ ક્રીડા કરતાન થી.

૩ કોઈ ન જાણે તેવી રીતે ગોપીવેશ ધારણ કરી મુખ વસ્ત્રથી ઢાંકીને, ગોપીજનોના મધ્યમાં ચુપકીથી બેશી જતા. ત્યારે કેટલાએક ગોપ લોકો "અહિં ભગવાન્ છે ?" તેમ પુછતા આવ્યા, ત્યારે અમોએજ ઉત્તર "આપ્યો કે અહિંઆં અમારા શીવાય પુરૂષ નથી. ત્યાર બાદ આપ ગૂઢવેશ તજી પ્રકટ થતા ત્યારે અમોને અત્યન્ત આશ્ચર્ય લાગતું. તેથી હે પ્રભો ! આપ ગૂઢ, ગોપીવેશથી અનુભવતા રસના જ્ઞાતા છો. છતાં કેમ દર્શન આપતા નથી ?

(૯૨). **ગોપીચિત્તાલ્હાદકકાનનઃ**—ગોપીજનના ચિત્તને ખુશ કરનારૂં આપનું વૃન્દાવન છે. કેમકે તે દરેક વૃક્ષ ઉપર કોમળપત્ર, સુન્દર પુષ્પ, લતાગૃહ, કુંજ, જલ ક્રીડા માટે જલસ્થાન, અને કમળ વિગેરે સર્વવિહાર સ્થાનવાળુ હોવાથી, ગોપીજનોના હૃદયને આનન્દ પમાડનારૂ આપનું વન છે.

૨. જ્યારે અમારો અને આપનો પ્રથમ સમાગમ થયો ત્યારે આપને ચિન્તા થઈ કે–"ક્યાં રાસરમણ કરીશું?" ત્યારે આપે તુરતજ.

वृन्दावनं गोवर्धनं यमुनापुलिनानि च ॥
वीक्ष्यासीत् उत्तमा प्रीती राममाधवयोर्नृप ॥

શ્રીવૃન્દાવન, શ્રીગોવર્ધન પર્વત, શ્રીયમુનાજીનાં સુન્દર તટ વિગેરે વૃન્દાવન શોભા જોઇને, બળરામને અને આપને અત્યન્ત પ્રીતિ થઈ.

(આ પ્રમાણે વૃન્દાવનમાં પ્રીતિ થવાથી ભગવાને ત્યાં રમણ કર્યું. તે સાંભરી આવવાથી તેનું વર્ણન કરે છે.)

મૂ૦—कालिन्दीपुलिनानन्दी क्रीडाताण्डवपण्डितः ॥
आभीरिकानवानङ्गरङ्गभूमिसुधाकरः ॥ २८ ॥

અર્થ—૯૩. શ્રીયમુનાજીના કાંઠા ઉપર અત્યન્ત આનન્દ કરનારા, ક્રીડારૂપી *તાંડવનૃત્ય કરવામાં ચતુર, ૯૪. ગોપીજનોના નવા(અલૌકિક) કામને રમવાની ભૂમીના ચન્દ્રરૂપ છો.

રહસ્ય—૯૩. कालिन्दीपुलिनानन्दी—કલિન્દ રાજાની પુત્રી કાલિન્દી, (શ્રીયમુનાજી)ના કાંઠા ઉપર રમવાને બહુજ આનન્દવાળા આપ છો. અને શ્રીયમુનાજીના કાંઠા

* નિયમ વગર તાલ, સુર, કે પદ્ધતિ વગરનું નૃત્ય તેને તાંડવ નૃત્ય કહેવામાં આવે છે.

ઉપર રાસ વિગેરે લીલાથી આપ આનન્દી થયા છો. હે યમુના વિહારી ! કાલિન્દી કુલ ઉપર વિહાર કરી ક્યારે વિરહ વેદના શાન્ત કરશો. ?

૯૪. **क्रीडाताण्डवपण्डितः**—ક્રીડારૂપી તાંડવમાં આપ ચતુર છો. ક્રીડામાં કોઈ સાથે ખેલતાં; તેને અધુરી મુકી બીજી કોઇને જઇ ભેટતા, તેમ આલિંગન કરતાં પણ ચુંબન અન્યને કરતા, ત્યાંથી પાસે રહેલી શ્રીગોપિકાને છોડી અન્ય શ્રીગોપિજનને પકડતા. આવા ક્રીડા નૃત્યમાં આપ પણ્ડિત હોવાથી એવી રીતે વર્તતા કે ઉત્તરોત્તર અધિકાધિક રસાનન્દ વિશેષ વધી જતો.

૯૫. **आभीरिकानवानङ्ग०**—ગોપીજનોના કામને રમવાની ભૂમીના ચન્દ્રરૂપ છો.+

૨. ગોપીજનોની જે નવી અનંગ ભૂમી (સ્તન વિગેરે) તેમાં સુધારસને ઉત્પન્ન કરવાવાળા.

( વિશેષ ક્રીડાનું વર્ણન કરે છે. )

૩. ગોપીજનોની નવી કામ ક્રીડા સારૂ પુષ્પ વિગેરેની શય્યારૂપી રંગભૂમીમાં આપ. દર્શન, સ્પર્શ, આશ્લેષ, વિગેરે રમણ કરી આપ ચન્દ્રની માફક તેમના તાપને હરનારા છો. આ ક્રીડામાં આપનો અમૃતરૂપ હસ્ત લાગતો હતો.

---

+ નામાંક ૧૭ માં "**व्रजान [illegible]ः**" આ વાક્યમાં કામ સંબંધી અનેક રીતે વિચારો દર્શાવ્યા છે તેમાં જોઇ લેવું.

( હવે તે વખતે બતાવેલી પોતાની ચતુરતાનું વર્ણન કરે છે. )—

મૂ૦-विदग्धगोपवनिताचित्ताकूतविनोदवान् ॥
नानोपायनपाणिस्वगोपनारीगणावृतः ॥ २९ ॥

અર્થ—૯૬. અત્યન્ત ચતુર ગોપીજનોના ચિત્તમાં મનોરથવડે પહેલાં વિચાર કરેલા વિનોદને કરનારા, અર્થાત્ ગોપીજનોના મનના અભિલાષો પૂર્ણ કરનારા, ૯૭ અનેક પ્રકારના ઉપહાર ( ભેટો ) જેમના હાથમાં છે. એવાં ગોપી-જનના સમુહથી વિંટાયલા.

રહસ્ય(૯૬) विदग्धगोपव०—અનેક પ્રકારે ભગવાન્ સ્વાધિન રાખવામાં ચતુર ગોપીજનો જે મનમાં વિનોદના મનોરથ કરે, તે મનોરથને આપ જાણી જઈ તેજ પ્રમાણે આપ વર્તો છો. દિવસે ભગવાનની અસમાગમ અવસ્થામાં ગોપીજનો વિચાર કરે કે.—“ રાત્રે ભગવાન્ આવશે ત્યારે; હું અધિક હાસ્ય કરીશ ! આવી રીતે અત્યન્ત ખેલીશ ? પ્રભુની સાથે આવી રીતે વિનોદથી વર્તીશ ? વિગેરે મનોરથો કરી રહે ત્યારે રાત્રીએ ભગવાન્ આવી જેના જેવા વિનોદ-મનોરથ હોય તેના તેવાજ મનોરથને તેમના કહેવાની વાટ ન જોતાં પાર પાડતા હતા. ભક્તની ઇચ્છાને પૂર્ણકરનારા આપ છો. તો હે વિદગ્ધ ! વિરહ દગ્ધનો વિનોદ કયારે પૂરો કરશો ?

૨. કોઇ વખત મને ( શ્રીરાધિકાજીને ) બોલાવીને આપે બીજા કાર્યમાં ચિત્ત પરોવ્યું ત્યારે મને વિચાર થયો કે–"હું આજે ભગવાનને ચુંબન કરી લઇશ" આ વિચાર જાણતાં મને અંકમાં બેસાડી આપે પુછ્યું કે–"કેમ આજે શા સમાચાર છે ?" ત્યારે હું જવાબ આપવા બદલે અકસ્માત્ આપને ચુંબન કરી કહેતી કે–"આજ સમાચાર છે" ત્યારે વિશેષ વિનોદ થઇ રહેતો. આવી રીતે હે વિનોદ વિલાસી! મારા મનની વાત જાણી જતા; તો હાલમાં મારી વિનંતી કેમ વિસરી જાઓ છો ?

( "આ પ્રમાણે એકાન્તમાં કેટલીક ગોપીજનો સાથે રમતા ભગવાન્ યમુનાતટ ઉપર છે" એમ દૂતી દ્વારા જાણીને અનેક વસ્તુઓ લઇને ત્યાં તટ ઉપર ગયાં તેનું વર્ણન કરે છે" )

(૯૭). **नानोपायनपा०**—જ્યારે આપ અનેક ગોપીજનો સાથે ખેલતાં થાકી ગએલા જાણી તુરત અમે અનેક પ્રકારની સામગ્રીઓ લઈ આવતાં. કોઈ સુન્દર *શિખંડક શિરે ધરેલી ગોપીજન શિખંડ લઇ આવે, તો કોઇ [1]કહાનને પક્વાન લાવી આપે, કોઇ વિદગ્ધા [2]દુગ્ધ લઇ આવે, તો કોઇ [3]અચ્યુત ચામાં ચતુરા ચન્દન લઇ આવતી, કોઈ [4]તારૂણ્યતીવા તામ્બૂલ લઇ આવતી, તો કોઈ [5]મદનમદમંડિતમંડના

* મુકુટ, ૧ કહાન–કૃષ્ણ, ૨ વિલાસી, ૩ સેવામાં, ૪ તરૂણાવસ્થાથી ચંચળ બનેલી, ૫ કામના મદથાં શણગાર સજેલી,

[1]મત્ત ભ્રમતભ્રમરકમનીયકમલમાલાને લાવતી, તો કોઈ [2]કુસુમશરશરશ્રમિતા [3]સુષમા–કુસુમા શેષમાલાને લઈ આવતી. આ પ્રમાણે ગોપીગણ અનેક [4]ઉપહારની હારો લઈ હાજર થતાં અને શ્રીયમુનાજીની સુન્દર ઝાડીની છાયામાં આપને વિંટાઈવળી બેસતાં.

અમો આપને માટે લૌકિક વૈદિક સર્વ કર્મનો ત્યાગ કરી આપનું સેવન કરીએ છીએ. અને આપ લોક વેદાતીત ઉત્તમ ફળરૂપ રસાનન્દનું દાન કરો છો, તેવી રીતે હાલમાં કેમ રસાનન્દનું દાન કરતા નથી ?

( શ્રીયમુનાતટ ઉપર જે કરવાંમાં આવ્યું તેનું વર્ણન કરે છે. )

૩૦—वाञ्छाकल्पतरुः कामकलारसशिरोमणिः ।
कन्दर्पकोटिलावण्यः कोटीन्दुललितद्युतिः ॥ ३० ॥

અર્થ—૯૮. હૃદયની ઈચ્છાને ( પૂર્ણ કરવાથી ) કલ્પતરૂ વૃક્ષ છો. ૯૯ કામકલાના રસના અધિપતિ છો. ૧૦૦ કરોડો કામદેવના સરખા તે સુન્દર તેજવાળા છે. ૧૦૧આપની કાન્તિ, કરોડો ચન્દ્ર કરતાં પણ વધારે સુંદર છે.

---

૬ ઉન્મત ભમતા ભમરાવાળી સુંદર કમળની માળાને, ૭ કામદેવના બાણથી પીડાતી, ૮ અસન્ત શોભાવાળાં અનેક ફુલોની માળાને, ૯ ભેટોની પંક્તિઓ.

**રહસ્ય (૯૮) वाञ्छाकल्पतरुः**—શ્રીયમુનાજીનાં, ખીલેલાં વિમળ કમળ, કયૂર શબ્દ કરતા મયૂરો, કલ શબ્દ બોલતા કલહંસો, રસવાળાં સરસમાં નલિની તટ ઉપર સુન્દર કુસુમ, વ્યાપ્ત જોઇને, રમવા માટે સુન્દર સ્થલી છે એમ લાગતાં, અને અત્યન્ત ગંભીર પવન જોઇને જલક્રીડાની ઇચ્છા થઇ, ત્યારે ભગવાને જલક્રીડાથીજ શ્રમને દૂર કરવાનો વિચાર કરી, તેમની તેતે વાન્છાઓ કલ્પતરૂની માફક પૂર્ણ કરવા ગોપીજનો સાથે જલક્રીડાઓ કરી, ( આ પ્રમાણે જલક્રીડાનું વર્ણન કરી ત્યાં આગળ કરેલી બીજી લીલાનું વર્ણન કરે છે. )

( ૯૯ ). **कामकलारसशिरोमणिः**—કામકલારૂપી રસના શિરોમણિ હોવાથી આપના જેવો બીજા કોઈ પણ રસને જાણતું નથી, આપજ રસરૂપ છો, લૌકિક કામરસ મર્યાદામાં અતિ તુચ્છ ગણવામાં આવ્યો છે. પરંતુ આ કામરસ તો આપ પોતેજ રસરૂપ છો. (**रसो वै सः यं लब्ध्वा आनंदी भवति** ) જે આપનો રસ પ્રાપ્ત કરવાથી સંપૂર્ણ બ્રહ્માનન્દ મળે છે. જેના આગળ મોક્ષ તુચ્છ છે. આ પ્રમાણે જલક્રીડા કરી, તટ ઉપર આવી, અંગની આર્દ્રતા :(ભીનાશ) મટાડી, વસ્ત્ર વિગેરે ધારણ કરીને બધાં સાથે ભોજન કર્યું. ત્યાર-બાદ ગોપીજનોએ કાંચલી વિગેરે પહેરી, અને ગોપીજનોએ કરેલા આસન ઉપર બીરાજેલા આપને લલાટમાં તિલક કરી

કપોલતલથી આરંભી લલાટ વિગેરે સ્થળમાં ચંદનની નાગરિક અર્ચાઓ ચીત્રી, માલા વિગેરે પહેરાવી, અમે પણ સામાસામી તિલક, અંજન કરી, પુષ્પમાલા ધારણ કરીને આપની ચારે બાજુએ વિંટાઈ વળી બેઠાં, આ વખતની શોભામાં—

૧૦૦ **कोटिकन्दर्पलावण्यः**—અસંખ્ય કામદેવ કરતાં પણ અધિક લાવણ્યતા (શોભા) વાળા દેખાઓ છો. (**चकास गोपीपरिषद्गतोर्चितस्त्रैलोक्यलक्ष्म्यैकपदंवपुर्दधत्**) ગોપીજનની સુન્દર સભામાં બીરાજેલા એવા આપનું અંગ ત્રણે લોકની લક્ષ્મીના સ્થાનવાળુ થઇ શોભવા લાગ્યું. ત્રણે લોકમાં તેના સમાન શોભા થઇ નથી, અને થવાની પણ નથી. આ પ્રમાણે તટમાં આસન ઉપર બેશી અનેક પ્રકારે અંગસંગ નિવૃત્તિવાળા કરી, વાણિ વિનોદ કરતાં અમને પૂર્વ વિરહતાપવાળી કરતા તેવી રીતે હે પ્રભો! હાલમાં પણ અંગ સંગ પૂર્વક વિરહતાપની નિવૃત્તિ કરો? કેમકે આપ—

(૧૦૧) ***कोटीन्दुललितद्युतिः**—અસંખ્ય ચન્દ્રથી પણ અધિક સુન્દર તેથી નિર્મલ તેજવાળા હોવાથી બીજી કોઇ કાન્તીથી આપનું તેજ જરાપણ પરાભવ પામતું નથી. અને હંમેશાં એકરૂપ હોવાથી આપની કાન્તિ જોઇ અમારાં

***कोटिकन्दर्प** અને **कन्दर्पकोटि** એવા બે પાઠ છે. ટીકાકારે પ્રથમનો પાઠ સ્વીકારેલો છે.

મુખકમળ બહુજ ખીલી રહે છે. આપના આગળ લૌકિક ચન્દ્ર નિસ્તેજ હોવાથી બીલકુલ ઉપયુક્ત થતો નથી, આપની કાન્તિના પ્રભાવથીજ અમારા તાપની નિવૃત્તિ થઇ જાય છે, તો પછી આપના અંગ સંગથી વિશેષ આનન્દ થાય એમાં શું કહેવું ? અને આપની કાન્તિનોજ અમને પરિચય હોવાથી ચન્દ્રાદિકના તેજથી પણ આપ જાણે અમારી પાસેને પાસેજ રહેતા હો એમ માલૂમ પડે છે કારણ કે—

**मू०—जगत्त्रयमनोमोहकरो मन्मथमन्मथः ॥**
**गोपसीमंतिनीशश्वद्भावापेक्षापरायणः ॥ ३१ ॥**

**मू०—नवीनमधुरस्नेहः प्रेयसीप्रेमसंचयः ॥**
**गोपीमनोरथाक्रान्तो नाट्यलीलाविशारदः ॥३२॥**

**અર્થ**—૧૦૨ ત્રણે જગત્માં અમેજ સ્રીઓ છીએ આ પ્રમાણે અમારા મનને વશ કરનારા, અર્થાત્ આપ એવી રીતે લીલા કરો છો કે અમે આપનામાંજ તત્પર રહીએ. ૧૦૩ વિરહતાપથી બળી ગએલા કામને ઉત્પન્ન કરનારા છો, તેથી મન્મથ મન્મથરૂપ છો. ૧૦૪ ગોપ સ્રીઓ જે

* બન્ને શ્લોક સાથે મુકવાનું કારણ કે કેટલાક સ્તોત્ર પ્રકટ કર્તાઓએ ૩૨ મો શ્લોક પ્રથમ અને ૩૧ મો શ્લોક પછી છાપેલો છે. પરંતુ ટીકાકારે **जगत्त्रय** શ્લોક પ્રથમ સ્વીકારેલો છે. તેથી અમો તે પ્રમાણે સ્વીકારીએ છીએ.

આપનામાં નિરંતર રહેલા ભાવની અપેક્ષાવાળાં છે. ૧૦૫ હંમેશાં નવાને નવા અને મધુર સ્નેહવાળા, ૧૦૬ પ્રિયા ગોપીજનોના સ્નેહના સમૂહરૂપ છો. ૧૦૭ ગોપીજનના મનોરથથી આપ વિંટાઇ વળ્યા છો. અર્થાત્ હંમેશા ગોપીજનના મનોરથને સંપાદન કરવામાં આપનું મન રોકાયું છે. ૧૦૮ નાટ્યલીલામાં ચતુર છો.

**રહસ્ય**—(૧૦૨) **જગત્રયમ૦**—ત્રણે જગત્‌માંઅમે આપની સાન્નિધ્ય રહેનારી સ્ત્રીઓ, તેજ સ્ત્રીઓ છીએ બીજી નથી. (**भजते तादृशी क्रीडा या श्रुत्वा तत्परो भवेत्**) એવી રીતે આપ અમારી સાથે ખેલો છો કે જે ક્રીડાને સાંભળીને પણ આપનામાં તન્મય થઇ જાય તો પછી અમે ખેલનારાં આપનામાં પૂર્ણાનન્દમય થઇ જઇએ તેમાં શી નવાઇ ?

સ્ત્રીઓનો તો વશ થવાનો સ્વભાવજ છે તો વશ થયાં તેમાં શીઅધિકતા ? આ શંકાનું સમાધાન કરે છે.

(૧૦૩.) **मन्मथमन्मथः**—આપ કોઇને વશ થતા નથી પરંતુ આપને સર્વ કોઇ વશ થઈ રહે છે. વિરહ દશાનો સ્વભાવજ છે કે–તે શરીરના દરેક અંગને સુકવી દેછે. ચિત્તનું ભાન રહેતું નથી. આવી રીતે વિરહનો કઠિન પ્રભાવ હોવાથી કામ વિગેરે ભાવો પણ તિરોહિત્ત થઇ ગએલા તેને આપ દર્શન આપતા માત્રમાંજ તે ભાવો પ્રકટ કરી આપો છો. આપજ તે ભાવરૂપે પ્રકટ થઈ. અને ભાવસ્વરૂપ હૃદયમાં બીરાજ-

તાંજ તુરત ભાવ ઉત્પન્ન કરો છો. તેજ આપનું રસિકપણું સુચવી આપે છે.

(૧૦૪.) **ગોપ સીમંતિની**—ગોપીજનના કામ ભાવને પૂર્ણ કરવામાં આપ તત્પર છો.

૨. ગોપિકાઓની "હુમેશાં આપની સાથે રહેવાની" અપેક્ષાના મૂળ કારણરૂપ આપ છો. આપનામાં એવા રસિક ધર્મો રહેલા છે કે આપને ક્ષણવાર પણ વિલા મુકવા અમે ઇચ્છતાં નથી. કારણ કે—

(૧૦૫.) **નવીનમ૦**—હંમેશાં નવોને મધુર સ્નેહ આપનામાં રહેલો છે. નવો અંકુર જેમ વધીને મોટો થાય છે. તેમ આપનો સ્નેહ હંમેશાં નવો હોવાથી પ્રતિક્ષણે વધતોજ જાય છે. તેમજ તે મધુર હોવાથી તેના વિશેષ પરિચયથી તેના ઉપર ઉપેક્ષા થતીજ નથી.

૨. ( જરા પ્રણય ક્રોધ કરી બોલે છે. ) અરે પ્રભો ! આપતો નવિન નવિન ગોપીજનોમાં મધુર સ્નેહવાળા છો. તેથી મારી દરકાર કરતા નથી ( હવે પોતાના ધર્મો કહે છે કે ),

(૧૦૬). **પ્રેયસીપ્રેમસંચયઃ**—આપની પ્રિયાના પ્રેમનો સંચય આપનામાંજ છે. અરે ? પ્રિયાના પ્રેમના પુંજરૂપ છો. કોઈ માણસ પોતાની ગુપ્ત વસ્તુઓ ભેગી કરી એક જગ્યાએ ગુપ્ત રીતે મુકી દે છે તેવી રીતે અમારો ઘરબાર, દેહ-પુત્ર,

ધન વિગેરેમાં રહેલો સ્નેહ કોઈ ન જાણે તેવી રીતે આપનામાંજ સંતાડીને મુકયો છે. તે વધિ જઇ ઢગલારૂપ થઇ ગયો છે. ખરેખર! બધાં ગોપીજનો આપનું પ્રાકટય અહિંઆં થશે જાણી બધાંનો ત્યાગ કરી ગાઢ ભાવથી હૃદયમાંજ આપના સંબંધી પ્રેમનો સંચય કરી વાટ જોઇ બેશી રહ્યાં હતાં. તે આપ હાલમાં પ્રકટ થયા છો. (**चिरात् त्वयि धृतामाशाम्**) અમોએ આપનામાં ઘણા વખતથી આશા બાંધીછે.

૨. પ્રેયસીના પ્રેમના સંચયરૂપ છો. કેમ કે—કોઈ વખત આપ "અહિંઆં તે (રાધા) મળશે" આ પ્રમાણે વિચાર કરીને પુષ્પ, ચંદન, અંજન કંચનઆસન, કસ્તુરી, તામ્બૂલ, માલા, વિગેરે સાહિત્ય લઈને આપ નિકુંજમાં મારી વાટ જોઇને બેસતા ત્યારબાદ હું આવું ત્યારે આપ અનેક શ્રૃંગાર કરીને પ્રેયસી (મારી) સાથે પ્રેમના સંચયરૂપ આપ ખેલતા હતા. હે પ્રભો? પુનઃ પ્રેયસીના પ્રેમ મારી સાથે પાત્રો કયારે ભજવશો. (આન્તર ક્રિયા કહે છે.)?

(૧૦૭) **गोपीमनोरथाक्रान्तः**—ગોપીજનના મનોરથ કરવામાં આપ હંમેશાં તત્પર રહો છો. તો હે પ્રભો? મારો મનોરથ પૂર્ણ કરવામાં કેમ વિસ્મૃત થયા છો? (ભક્તના ગૃહમાં બીરાજતા હોય તો કેવી રીતે મળશે? આ શંકાનું સમાધાન કરે છે) ગોપીજનોમાંજ આપનું મન છે તેથી અમારા શીવાય બીજાનો ભાવ આપના હૃદયમાં નહિજ હોય!

કારણ કે આપ અમારે વાસ્તેજ પ્રકટ થયા છો. આપનાં પ્રથમ દર્શન થયાં તે સમયથીજ થયેલા મનોરથથી અમે ઘર, પુત્ર વિગેરે વિસ્મૃત થઈ ગયાં છીએ, એક વખત આપે અમારો મનોરથ પૂર્ણ કરવા નૃત્ય કરીને પણ આનન્દ કર્યો હતો કેમ કે આપતો—

(૧૦૮) **नाटयलीलाविशारदः**—નાટય લીલામાં પણ ચતુર છો. નાટય—( શાસ્ત્રીય શુદ્ધ માર્ગ ) અને લીલા—( દેશીય નૃત્ય ) બન્નેમાં આપ ચતુર છો. એક વખત આપના આગળ નૃત્ય કરતાં આપ દરેક પદના આલાપના અન્તમાં બહુ સારૂ બહુ સારૂ આ પ્રમાણે બોલી મસ્તક ડોલાવતાં હતાં અને મારા નૃત્યને આપ અનુરાગ ચક્ષુથી જોઈ રહેતા અને નૃત્યના અન્તમાં મને ભેટી ચુંબન લેતા, જેથી આપ નૃત્ય લીલાને જાણવામાં રસિક છો.

( આ પ્રમાણે નૃત્યની રસિકતાનું વર્ણન કરી પ્રભુએ કરેલા નૃત્યની થએલી સરસતાના કારણનું વર્ણન કરે છે.)

**મૂ૦—*नृत्यक×रभसावेशः प्रमदाप्राणवल्लभः ॥**
**रासोल्लासमदोन्मतो राधिकारतिलंपटः ॥ ३१ ॥**

**અર્થ**—૧૦૯ ( નૃત્યના દરેક પદના અન્તમાં અભિનય

---

* ટીકાકારે ૧૦૯ અને ૧૧૦ નામ ભેગાં રાખ્યાં છે.

× **रभसोहर्षवेगयोरिति विश्वकोशः** રભસ એટલે આનન્દ

બતાવાથી થએલા ઉત્સાહથી)-હરેક અંગમાં આનન્દાવેશ થઇ રહેલા, ૧૧૦, ગોપીજનોને પ્રાણથી પણ વધારે વહાલા છો. ૧૧૧ રાસના આનન્દનથી થએલા મદથી ઉન્મત્ત થએલા ૧૧૨ શ્રીરાધિકાજીની પ્રીતિને છોડવાને અશક્ત છે.

**રહસ્ય (૧૦૯) નૃત્યરંગરસાવેશઃ**—નૃત્યમાં હરેક પદના અન્તમાં અભિનય બતાવવાની ઇચ્છાથી થતા ઉત્સાહવડે આપના હરેક અંગમાં રતીસાવેશ (આનન્દાવેશ) ઉત્પન્ન થતો જે આનન્દથી આપ તદ્રૂપ થઇ જતા અને રસિકતાનો પાર ન રહેતો * કોઇ વખત નૃત્યના આનન્દમાં મગ્ન થતાં આપ મારી સાથે નૃત્ય કરતા હતા.

[ ૧૧૦ ] **પ્રમદાપ્રાણવલ્લભઃ**—અત્યન્ત મદયુક્ત ગોપીજનોને પ્રાણથી પણ વહાલા છો. ( આપ રસિક છો, રસમદ મત્ત છો તેવી રીતે આપના રસાસ્વાદથી હું પણ ( રસમત્ત છું. એવું બતાવવા પ્રમદા શબ્દ મુક્યો છે. બન્ને રસિક હોવાથી સરસતા રસ વધી જતો હતો.

૨. પ્રમદાઓ (ગોપીજનો) આપને પ્રાણથી પણ વધારે વહાલી છે.

૩. રાસક્રીડા પહેલાં પોતે અન્તરધ્યાન થઇ અમારી અત્યન્ત વિરહ વેદના જોઇ આપ પ્રકટ થયા હતા. તેથી અ-

---

* આરંભમાં શુદ્ધ પુષ્ટિમાર્ગીય નૃત્ય કરતા પછી તેવુંજ દેશી નૃત્ય કરતા.

મોને ભય લાગે છે કે આપ કઇ વખતે ક્યાં ગુપ્ત થઇ જશો? આવા ભયથી અમારા પ્રાણને વિરહ દશામાં પણ જાળવી રાખીએ છીએ. કારણ કે તે પ્રાણ આપને ખોળવા માટે અને ખોળી કાઢ્યા પછી પ્રાણની અન્દર ગુપ્ત રાખવાને માટે અમો **પ્રમદાઓએ પ્રાણને વલ્લભ** વહાલા કર્યા છે.

[ ૧૧૧ ] **रासोल्लासमदोन्मत्तः**—રાસરૂપી આનન્દના મદથી આપ તેમાં મત્ત થયા છો. રાસમાં રસપૂર્ત્તિ વારંવાર થવાથી + મદ ઝરતા હાથીની માફક આપ આત્મારામ. પૂર્ણબ્રહ્મ અને પૂર્ણકામ છતાં તે ધર્મોનું વિસ્મત થયું હોય એમ મદોન્મત્ત થતા. રાસનો એવો ધર્મજ છે કે ત્યાં આગળ અન્ય વસ્તુનું સ્મરણ નજ રહે.

( ૧૧૨ ) **राधिकारतिलंपटः**—શ્રીરાધિકાજીની ( મારી ) પ્રીતિમાં આપ એવા સંયુક્ત થયા છો કે તેને તજી જવા જરા પણ સમર્થ નથી તો હે રાધા ! આરાધના પ્રિય પ્રભો ! મને તજી ક્યાં ગયા છો ?

૨. "હું પણ આપની પ્રીતિમાં તલ્લીન થઇ છું." એવું સર્વ કોઈ જાણે છે. કોઈ વખત નિકુંજમાં અત્યન્ત રતિ શ્રમિત થઈ આપને આશ્લેષ સહનિદ્રાલુ થઇ ત્યારે કોઈ ગોપિકા પ્રણથી ભરેલા અમૃત સમુદ્રની તરંગ સરખા વર્ણ-

+ આ વાક્ય બહુજ રસિકતા બતાવે છે.

વાળી પંક્તિઓથી ત્યાં સુતેલા જાણી પાછળ ભાગે ઉભી રહી અત્યન્ત રાધા સ્નેહથી થએલા ઉત્સાહને કહેવાની ઇચ્છાવાળી થઇ. પોતે રસિક્તા સારૂં આ પ્રમાણે બોલી કે—" જુઓ. **राधिकारतिलंपटः अत्रास्ति** રાધિકાની રતિમાં તલ્લીન થએલા શ્રીકૃષ્ણ અહિંઆં છે." અર્ધ જાગતી હું આ વચન સાંભળતાંજ મારી સાવધાનતાને માટે તૈયારી કરવા લાગતી અને મારાં કંકણ ઝંકાર થવાથી આપ પણ જાગી ઉઠતા. ત્યારબાદ આવેલી મારી સખી ગોપિકાને એકાન્તમાં મારી દરેક વાર્તાને વર્ણવીને મહાન્ આનન્દ થઇ રહેતો, તે આનન્દનું પાન ક્યારે કરાવશો ? ( હવે રમણ સમયનું સ્મરણ કરીને વર્ણન કરે છે )

**મૂ૰—खेलालीलापरिश्रान्तस्वेदाङ्कुरचितानन: ॥**

**गोपिकाङ्कलसच्छ्रीमान् मलयानिलसेवित: ॥**

**અર્થ**—૧૧૩ ક્રીડામાં બંધાદિરૂપ લીલાથી થાકી ગએલા ૧૧૪ સ્વેદના અંકુરોથી જેમનું મુખ વ્યાપ્ત છે એવા ૧૧૫ ગોપિકાના અંકમાં ક્ષણ માત્ર બેઠેલા–૧૧૬ શ્રીમાન મલયચંદનના સુગંધીદાર વાયુથી સેવાયલા.

**રહસ્ય**—( ૧૧૩ ) **खेलालीलापरिश्रान्त:** [ ૧૧૪ ] **स्वेदाङ्कुरचितानन:** ખેલા એટલે ક્રીડા તેમાં લીલા એટલે બંધાદિરૂપ રમણ, કરવાથી શ્રમિત થએલા આપને પરસેવાના બિન્દુઓવાળું આપનું મુખ થતું હતું.

૨. કોઈ વખત આપ અને હું એકાન્તમાં બેશી શરત કરતાં કે "જે આ ખેલમાં જીતે તે હરેક રીતે પોતાને ફાવતી ચુંબન વિગેરે લીલા કરે" આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી પાસાથી ખેલતાં હતાં. ખેલમાં આપ જ્યારે જીતતા ત્યારે આપને ફાવતી લીલા કરતા, હું જ્યારે જીતતી હતી ત્યારે મારે ફાવતી હું લીલા કરતી, *આ પ્રમાણે ખેલમાં અને લીલામાં થાકી જતાં આપના મુખ ઉપર પરસેવાના બિન્દુઓ આવી જતાં. તે બિન્દુઓ જાણે મુક્તાફળ હોય એમ અધિક શોભતાં હતાં. ( હવે પ્રીતિવાળા પ્રભુનું વર્ણન કરે છે. )

(૧૧૫) **गोपिकाङ्कलसत्**—શ્રીગોપિકાના અંકમાં આંખ મીચકારા જેટલા ક્ષણમાત્ર બેઠેલા આપ ખેલી રહ્યા પછી ગોપિકાના અંકમાં બેસતા ગોપીજનો આપને ખભે બેસાડી પોતાને ઘેર લઇ જતાં ત્યાં સ્નાનાસન ભોજન વિગેરે કરાવતાં (આ પ્રમાણે ખેલતાં શ્રમ શી રીતે જતો હતો તે કહે છે.)

( ૧૧૬ ) **श्रीमान्**—શ્રીમલયાચળ ચંદન સંબંધી સુગંધીદાર વાયુથી સેવાયલા છો. મન્દમન્દ, શીતળ, સુગન્ધી-

* આવી રીતે ખેલતાં શ્રીરાધિકાજીને પણ શ્રમ થતો, પરંતુ એક એવો નિયમ છે કે—"રસની અધિકતા થતાં સ્ત્રી પણ પુરૂષ ભાવને પામી જાય છે" વળી શ્રીરાધિકાને શ્રમ લાગે પરંતુ ભગવાન મોહનરૂપ છે, તેથી તેમના હાથનો સ્પર્શ માત્રમાં શ્રમને શાન્ત કરનારા છે.

દ્દાર વાયુથી પરસેવાના બિન્દુઓ સુકાઇને આપનો શ્રમ શાન્ત થતો હતો.

(શ્રીમાન્ વાયુ કહેવાનું કારણ કહે છે) લક્ષ્મીજીએ વિચાર કર્યો કે,-"આ અવસર પછી મારો સમય આવશે," આ વિચારથી તે વૃક્ષમાં લજ્જાથી પોતાના આત્માને સતાડીને ગુપ્ત રીતે ઝાડીમાં બેસી રહ્યાં. ત્યાં પોતાનો ઉપયોગ નથી જાણી પોતે દક્ષિણ દિશામાં જઇ બેઠાં, ત્યારે ત્યાંથી મલયાચળના ચંદનના વાયુ સાથે મિશ્રિત થઇ ભગવાનના મુખાસ્વાદની સુગંધી લેવા આવતાં, આવી રીતે લક્ષ્મીજી સાથે મલયાચળનો વાયુ આપની સેવા બજાવી રહ્યો છે.- આપની સેવા લક્ષ્મીજી હમેશાં કરેછે,(श्रयत इन्दिरा शश्वदत्राहि) ગોપિકાના અંકમાં આપને બેઠેલા જોઇ ગોપીજનવશ થએલા માની લક્ષ્મીજી પોતાની નિરાશા માની, વાયુ સાથે રહી, સેવા કરે છે.

(જ્યારે પ્રભુના મંત્રની એક માલા પુરી કરી અને મેરૂ રૂપ સાત નામનો ઉચ્ચાર કરતાં વિશેષ વિરહાવસ્થાથી અધિકાધિક કલેશ થતાંજ પ્રભુ પ્રકટ થયા, પ્રકટ થતા માત્રમાંજ શ્રીરાધિકાજીના આનન્દનો પાર ન રહ્યો. નિરતિશય આનન્દથી તે પ્રભુની અધિકાધિક શોભા અને સુગન્ધગન્ધવાહની સુગન્ધિ લેતાંજ પોતેજ ફલરૂપ નામ બોલ્યાં કે આપતો શ્રીમાન્ છો. અને મલયાચળના સુગંધીદાર વાયુથી સેવાયલા છ પ્રસો

પધારો. ( હવે ફલરૂપ શ્લોકનું નિરૂપણ કરે છે. )

**મૂ૦—इत्येवं प्राणनाथस्य, प्रेमामृतरसायनम् ॥**
**यः पठेच्छ्रावयेद्वापि स प्रेम्णि प्रविलेद् ध्रुवम् ॥३५॥**

**અર્થ**—આ પ્રમાણે પૂર્વે કહેલાં પ્રાણનાથ, પરમાનન્દ શ્રીકૃષ્ણનાં નામરૂપી પ્રેમામૃત રસાયનનો જે પાઠ કરશે. અને જે સંભળાવશે તે જરૂર શ્રીકૃષ્ણ પ્રભુના પ્રેમમાં મગ્ન થશે.

**રહસ્ય—इत्येवं**-ઉપર કહેલાં એકસો સોળ નામ કે **प्रेमामृतरसायनम्**-જેમાં પ્રેમરૂપી અમૃતરૂપ રસનું સ્થાન છે પ્રેમરૂપી અમૃતને રસાયનરૂપ ઔષધ છે. અર્થાત્ પ્રેમથી થએલી વિરહાવસ્થાની વ્યથા મટાડવામાં સાધનરૂપ છે. વળી અમૃતરૂપ છે તેથી પીવામાં પણ બહુ સુગમ પડશે. અને તે **प्राणनाथस्य** પ્રાણના નાથ શ્રીકૃષ્ણનાં નામરૂપી ઔષધનું પાન કરવાથી અનેક દુઃખો જતાં રહેશે. તેમજ પ્રાણની અંદર બીરાજેલા રસિક પ્રભુનું પ્રાકટય કરનારાં આ નામ જે કોઈ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી કે પુરૂષ. *પશુ કે પક્ષી, જે કોઇ પાઠ કરશે, તેનું શ્રવણ કરશે, કીર્તન કરશે, મનન કરશે, સંભળાવશે, તેને જરૂર **प्रेम्णि** ભગવાનનો પ્રેમ પ્રાપ્ત થશે. **ध्रुवम्** તે પ્રેમરૂપી અવિનાશી ફલ અલૌકિક છે. સામાન્ય નથી. કે જે પ્રેમથીજ

* ગજેન્દ્ર મોક્ષમાં પશુએ પ્રભુની સ્તુતિ કરી હતી

स्नेहोभक्तिरीतिप्रोक्तः ॥ સાક્ષાત્ ભક્તિરૂપ હોવાથી તે પ્રેમ- अश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता. અનેક રસ રસિક રાસદાન ચતુર, કોટી મન્મથ મન્મથરૂપ, પૂર્ણાનન્દ, પુરુષોત્તમ સાથે અનેક અલૌકિક શૃંગારરસૈક પ્રધાન કામ- ભોગની પ્રાપ્તિ થાય છે. ભક્તને અધિન થઈ રસિક પ્રભુ વર્તે છે. આવા ફલને પ્રાપ્ત કરાવનારાં રસિક પ્રભુનાં નામ જરૂર ગોપીજનોના સમાન ફલને આપે છે. શ્રીગુંસાઈજી શ્રીવિ- ઠ્ઠલનાથજી વ્યાખ્યાનની સમાપ્તિ કરતાં કહે છે કે.

तदेतत्सर्वस्वं निजहृदि निगूढं व्रजवधू ॥
प्रसाद श्रीभाजि प्रणयिरसिकानामतिमुदे ॥
प्रयत्नेन स्वेन प्रकटितमजस्त्रमपितरां ॥
व्रजस्त्रीसौभाग्य झटिति विदधातु प्रियतमं ॥ १ ॥
इति वृन्दावनाम्भोधिचन्द्रदास्यार्थिना कृतम् ॥
प्रेमामृतौषधस्येदं विठ्ठलेनानुपानकं ॥ २ ॥

ભાવાર્થ—આ સર્વ પ્રેમામૃતનું અમારા હૃદયમાં ગૂઢ રહેલું રહસ્ય તે પરમભક્ત શિરોમણિ શ્રીગોપિકાના પ્રસાદને ભોગવનારા રસિક ભક્તોના હર્ષને માટે મારા અધિક પ્રય- ત્નથી પ્રકટ કર્યું. તે રહસ્યાધિપતિ પ્રભુ વ્રજસ્ત્રીના જેવું સૌભાગ્ય (ફલ) અમને તુરત આપો. ૧

વૃન્દાવનરૂપી સમુદ્રને હર્ષ પમાડનાર ચન્દ્ર શ્રીકૃષ્ણની

સેવાની ઇચ્છાવાળા શ્રીવિઠ્ઠલ પ્રભુએ પ્રેમામૃતરૂપી ઔષધનું રહસ્યરૂપી અનુપાન રસિક પ્રભુની વિરહવેદનાવાળાને માટે કર્યું છે. (અનુપાન વગર ઔષધનો ગુણ નથી તેમ રહસ્ય સમજ્યા શીવાય પ્રેમામૃતનો પાઠ કરવો યોગ્ય નથી.)--

इति श्रीमद्विठ्ठलप्रभुकलितललितरहस्यनिरूपणानुसारेण ।
हरिशङ्करात्मजांचमनलालशास्त्रिकृत गुर्जरगिरा·
नुवादेन संयोजितं "श्रीमद्वल्लभाचार्य
विरचितं श्रीकृष्णप्रेमामृतं"
संपूर्णम्

# સિંહાવલોકન.

---*---

**શ્રીકૃષ્ણ પ્રેમામૃત**—પરબ્રહ્મ, પૂર્ણાનન્દ, રાસરસેશ, પ્રભુ શ્રીકૃષ્ણ સંબંધી સ્નેહ-ભક્તિ, અથવા પ્રેમરૂપી અમૃતનો ભંડાર જેમાં છે તેનું નામ શ્રીકૃષ્ણ પ્રેમામૃત ગ્રન્થ છે.

**ગ્રન્થનો ઉપક્રમ**—નિત્ય લીલામાં વિરહાવસ્થા અને સંયોગાવસ્થા એવી બે અવસ્થાઓ છે. નિત્ય લીલામાં મદતા દૂર કરવાને અથવા તો સંગમાવસ્થામાં પ્રેમોત્કર્ષ કરવાને ભગવાન્ ભક્તોમાં વિરહાવસ્થાને પ્રકટ કરે છે. એક સમયે શ્રીરાધિકાજીને માન પ્રાપ્ત થતાં તે માનની દીર્ઘસીમા થવાથી અનેક પ્રકારે શ્રીમાધવે દૂતીદ્વારા મનાવ્યા છતાં પણ માન ન મુકયું ત્યારે તે પ્રેમના ભૂષણરૂપ માનને વિરહથી ઉતારવાને શ્રીમુરલીધર નિકુંજમાં પધાર્યા તે સમયે થએલા દીર્ઘ વિરહને શાન્ત કરવાને શ્રીરાધિકાજીએ પ્રભુની તે તે લીલાઓનું અનુસંધાન કરી પ્રેમભર હૃદયમાંથી પ્રેમામૃતથી ભરેલાં પ્રભુનાં નામ ગાયાં તેજ નામ શ્રીકૃષ્ણ પ્રેમામૃતરૂપે વિલસી રહ્યાં છે.

વિરહાવસ્થા આ ગ્રન્થનું મૂળ કારણ હોવાથી વિરહાવસ્થાનું સ્વરૂપ બતાવતા પહેલાં આ ગ્રન્થના અધિકારીનું સ્વરૂપ દર્શાવવું ઉચિત છે.

**અધિકારી**—**अवजानन्ति मां मूढाः प्राकृतिं योनिमाश्रितं ॥**

ક્ષર અને અક્ષર બ્રહ્મ કરતાં પણ અતીત પરબ્રહ્મ પુરુષોત્તમનું સ્વરૂપ જેમ શર્કરાની પુતળીનું કોઇ પણ અંગ શર્કરા શીવાય અન્ય ભાસતું નથી, તેવી રીતે આનન્દઘન પ્રભુનાં હસ્ત પાદાદિ સર્વાંગ આનન્દમય છે. "**आनन्दमयोऽभ्यासात्**" તેમજ ગોપીજનો વિગેરેની સાથે કરેલી લીલા તેમાં પણ લૌકિકતાનો ભાસ નથી, સર્વથા

અલૌકિક લીલાના કર્તા છે. પરબ્રહ્મ પુરુષોત્તમની જ્યારે દૈવીજનોના ઉદ્ધાર કરવાની કે આસુરનો સંહાર કરવાની ઇચ્છા થાય છે. ત્યારે પોતે લીલા વિગ્રહ ધારણ કરી તે તે કાર્યો તેના યોગ્ય ચતુર્વ્યુહ. ( પ્રધુમ્ન, અનિરૂદ્ધ, વાસુદેવ, અને સંકર્ષણ, ) દ્વારા કરાવે છે. પરંતુ આ પ્રેમામૃતના નાયક તો ચતુર્વ્યુહ રહિત નિરાકાર ( પ્રાકૃત આકાર રહિત ) શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુ પોતેજ છે. આવી રીતે પરબ્રહ્મનું સ્વરૂપ જેના ધ્યાનમાં આવ્યું છે. અને તે પરબ્રહ્મકૃત શાસ્ત્રોક્ત લીલાઓની અલૌકિક્તા જેના દૈવી હૃદયમાં સંપૂર્ણ રીતે ઠસી છે. તેમજ રસ-શાસ્ત્રોક્ત સર્વ રસમંડન શૃંગારરસના વિપ્રયોગ ભેદનું જેને ભાન છે, વળી અક્ષરબ્રહ્મ કરતાં ઉત્તમ ગોલોકના સ્વરૂપનું જેણે મનન કર્યું છે, બ્રહ્મસૂત્રોક્ત ચતુર્થાધ્યાયાન્તર્ગત લીલામાં જેને દૃઢ શ્રદ્ધા છે. તે આ ગ્રન્થનો ઉત્તમ અધિકારી છે.

જેણે માહાત્મ્યજ્ઞાન કર્યું નથી. પરંતુ સ્વમાર્ગમાં સંપૂર્ણ નિષ્ટા વાળા, અને શ્રીકૃષ્ણ પ્રભુની લીલા સ્વાદની લીપ્સાથી લીલાનું શ્રવણ મનન કરનારા મધ્યમાધિકારી છે.

કેવળ બ્રહ્મ સંબંધકર્યા પછી કંઇ પણ ( ભક્તિ વર્દ્ધિની વિગેરે ગ્રન્થોમાં બતાવ્યા મુજબ) ભક્તિ વૃદ્ધિને માટે પ્રયત્ન કર્યો નથી પરંતુ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ પુરુષોત્તમ તરફ પ્રેમવાળાનો તો પ્રેમામૃતમાં કંઇક પણ અધિકાર રહે છે. પરંતુ જેઓ ગીતા વાક્ય પ્રમાણે **अवजानन्ति मां मूढाः** જે મૂર્ખ લોકો પ્રાકૃત અંગવાળા શ્રીકૃષ્ણને માને છે: તે ખરેખર અનધિકારીજ છે.

**ગ્રન્થ વિષય**—ગ્રન્થનું કારણ વિરહાવસ્થા છે. વિષય વિરહાવસ્થા છે. ફલ પણ વિરહાવસ્થા છે. અને પ્રેમામૃતના પાઠથી અમારી

અભિલાષા પણ વિરહાવસ્થા પ્રાપ્ત કરવાની છે. માટે વિરહાવસ્થાનું સ્વરૂપ દર્શનીય છે.

રસ + આઠ પ્રકારના છે. તે સર્વમાં શ્રૃંગારરસ પ્રધાન છે. શ્રૃંગારરસમાં રતિ નામનો સ્થાયિભાવ છે. યોગ્ય નાયક અને યોગ્ય નાયિકાનો સંબંધ તેને રસદર્શક શાસ્ત્રોમાં આલંબન વિભાવ કહે છે. અહિંઆં ભગવાન શ્રીરાધિકાજીના આલંબન વિભાવ છે. બન્ને એકરૂપ છે. બ્રહ્મજ છે. અભિન્ન છે છતાં લીલામાં ભિન્નરૂપ માલૂમ પડે છે. * ભગવાન્ રસરૂપ છે. रसोवै सः તેથી શૃંગાર રસના સર્વ લક્ષણો ભગવાનમાં છે. એમ નિશ્ચિત છે.

શૃંગારમાં ચુંબન, કટાક્ષ, અને આલિંગન એ અનુભાવ છે. અને વિષયને રસાભાસ કહેવામાં આવે છે.

આવો શૃંગારરસ બે પ્રકારનો છે, ૧ સંયોગાત્મક ૨ વિપ્રયોગાત્મક સમાગમ અવસ્થાને સંયોગાત્મક કહેવાય છે. વિયોગાવસ્થાને વિપ્રયોગાત્મક કહેવાય છે. અર્થાત્ યોગ્યનાયિકા શ્રીરાધિકાજીનો યોગ્ય નાયક શ્રીકૃષ્ણ સાથે અસમાગમાવસ્થામાં વધી ગએલો રતિ સંબંધી રસ તે વિપ્રલંભાવસ્થા છે, આ વિપ્રલંભ એટલે વિયોગ તે ચાર પ્રકારનો છે. ૧ પુર્વરાગ, ૨ માન, ૩ પ્રવાસ, ૪ કરૂણાત્મક આ ચારમાં બીજો પ્રકાર માન એ આ પ્રેમામૃતમાં મુખ્ય છે. બાકીના ત્રણે ગૌણરીતે દેખાઇ આવે છે. જુઓ આરંભમાંજ "દૂતીનેઅનેક પ્રકારે

---

+ શ્રૃંગાર, હાસ્ય, કરૂણ-રૂદ્ર, વીર, ભયાનક, બિભત્સ, અદ્ભુત, અને નવમો શાન્તરસ પણ કહે છે. આ સર્વમાં उत्तमः प्रकृति प्रायोरसः १ शृंगार उच्यते ॥ * ( વિદ્વન્મંડનમાં આ વિષય ચર્ચાયેલ છે )

ભગવાને શ્રીરાધિકાની પાસે મોકલ્યા છતાં માન ન છોડ્યું ત્યારે પોતે નિકુંજમાં પધાર્યા.”

આ પ્રમાણે વિપ્રયોગ અવસ્થાના સ્વરૂપનું વિસ્મરણ ન થવું જોઇએ

શંકા—પ્રભુનો આનન્દમય દેહ છે. તે સચ્ચિદાનન્દમય પ્રભુના શ્રીઅંગમાં માણસના જેવા પંચમહાભૂતમાં રહેનારો કામ માનવો યોગ્ય નથી. જો કામ માનશો તો જરૂર લૌકિક પંચમહાભૂતના દેહવાળા ભગવાન્ માનવા પડશે. અને તેમને વિરહ થાય છે અને તે નિકુંજમાં અનેક પ્રકારે લીલા કરે છે, એ પૂર્ણાનન્દ પ્રભુને મારી દૃષ્ટિથી યોગ્ય લાગતુ નથી.

સમાધાન—ખરેખર આ શંકારૂપી હૃદરોગનું નિવારણ કરવુ યોગ્ય છે. જયાં સુધી પ્રભુએ અનુગ્રહ કરી પોતાના તરીકે સ્વીકારેલ નથી. ત્યાં સુધી જીવ પ્રભુકૃત લીલાઓને સમજવા અધિકારી બનતો નથી. માટે પ્રભુ લીલાઓ સમજવાને ખરેખરૂં સાધન પ્રભુને શરણે જવું એ ઉત્તમ છે. તો પણ શંકાનું સમાધાન કરતાં જણાવું છું કે, સાંભળ ! અલૌકિક દેહ ધારણ કરનાર જીવ રસીક પરમાત્મા સાથે સર્વાન્ કામાન્ અશ્નુતે સર્વ જાતના કામોને ભોગવે છે. એવું શ્રુતિ કહે છે. કામ લૌકિક શરીરનોજ આશ્રય કરી રહે છે એમ નથી. પરંતુ અલૌકિક કામ પ્રભુના શ્રીઅંગમાંથી રસિક ભક્તો ભોગવે છે. પ્રભુમાં પ્રેમ, આસક્તિ અને વ્યસન પ્રાપ્ત થતાં પ્રભુ મેળવવાને ઉત્કંઠા થઇ જાય છે, તે વિરહાગ્નિમાં લૌકિક કામ, ક્રોધ, લોભ, મોહનો નાશ થઇ જાય છે. નાન્યત્ શ્રુણોતિ કંઇ પણ લૌકિક વસ્તુનું સ્મરણ તેને રહેતું નથી. આવી વિરહાવસ્થામાં અલૌકિક દેહને ધારણ કરનાર ભક્ત પ્રભુની સાથે સર્વ રીતે આનન્દમય રસનું પાન કરે છે. લૌકિક

વાસનાનો સ્પર્શ પણ તે લીલામાં નથી તેનું સ્પષ્ટ દૃષ્ટાન્ત એક-વેણુ નાદ થતાંજ ગોપિજનોને પ્રભુ દર્શનની લાલસા થઇ તેમાં જે ગોપીજનોને પતિઓએ રોકી રાખી તેથી પ્રભુનું ધ્યાન કરતાં તેઓએ પ્રાણ છોડયા,પ્રભુપદને પામ્યાં. પરંતુ અન્ય ગોપીજનોની માફક દર્શન કરી લીલાસ્વાદ લેઇ શકયાં નહિ કેમકે તેઓએ પ્રભુ તરફ જાર બુદ્ધિ રાખેલી તેથી તેઓને લૌકિક કામ બાધરૂપ થયો. લૌકિક વાસનાથી કદાપિ પણ પ્રભુને મેળવી શકાય નહિ, ભજનાનન્દ કદાપિ મળી શકતો નથી શ્રી, મહાપ્રભુજી કહે છે કે,—

**क्रिया सर्वोऽपिसैवात्र परं कामो न विद्यते**
**तासां कामस्य संपूर्त्ति निष्कामेनेति ताश्तथा॥**

પ્રભુકૃત લીલામાં ક્રિયા સર્વ તેજ છે. રસ શાસ્ત્રોક્ત છે. પરંતુ લૌકિક કામની તેમાં ગંધપણ નથી. વ્રજાંગનાઓ અલૌકિક દેહવાળાં છે. તેથી તેમની કામની પૂર્તિ નિષ્કામથી કરેલી છે. સર્વ રસના સ્થાન રૂપ સર્વ રસના ભંડારરૂપ, રસિક પ્રભુ સર્વ મક્રિયાઓ કરે છે. સર્વ ક્રિયાના સ્થાનરૂપ તો એકલા પ્રભુજ છે, **कामाख्य सुखमुक्तं कृष्णेनानु कृतेनचापरः॥** આધિદૈવિક કામ સંબધી સુખ તો શ્રીકૃષ્ણપ્રભુજ ભોગવે છે. કોટિ બ્રહ્માંડના સ્વામી શ્રીકૃષ્ણ લૌકિક કામનું અનુકરણ કરતાજ નથી. ભક્તની ઇચ્છા પ્રમાણેજ પ્રભુ સ્વરૂપ પ્રકટ કરે છે. ભક્તના-હૃદયમાં રસાત્મક પ્રભુનું ધ્યાન જેવી રીતે થઇ રહે છે, તેવી રીતે પ્રભુ પ્રકટ થાય છે. સિંધાલુણનો કટકો જેમ મહાર અને સર્વ રીતે ખારાશવાળો છે, તેવી રીતે પ્રભુના હસ્તપાદાદિક સર્વ આનંદમય છે. કોટિમન્મથ મન્મથ સ્વરૂપવાળા છતાં તેમાં કામ નથી. સર્વ શ્રીઅંગજ કામરૂપ છે, આનન્દરૂપ છે, મનુષ્યમાં દેહભાગ કામાવેશ થાયછે,

મોહિત થાય છે, શરીર ધ્રુજે છે. તેવી રીતે પ્રભુમાં છેજ નહિ, પ્રભુમાં કામાવેશજ નથી. કામ અને શ્રીઅંગમાં ભેદજ નથી, સર્વ કામનાથી પ્રભુ પૂર્ણ છે ગોપીજનો પણ संत्यज्य सर्वविषयानू तव पादमूलं સર્વ વિષય વાસનાને છોડીને પ્રભુને શરણે આવ્યાં ત્યારેજ તેમનો સ્વીકાર કર્યો હતો. માટે ભગવાન્માં કે વ્રજભક્તમાં લૌકિક કામ છેજ નહિ. પ્રભુમાં પ્રથમ પ્રેમ થાય પછી પ્રભુ કૃપા કરે તો આસક્તિ થાય અને તે આસક્તિથી જગતના સર્વ પદાર્થોમાંથી રાગ છૂટી જાય, વિષય કે કોધપણ વાસના સંસારમાંથી નિવૃત્ત થાય, ત્યારે સર્વાત્મભાવપૂર્વક પ્રભુમાં વ્યસન થાય છે. આ વ્યસન પછી પ્રેમોત્કૃષ્ટતા થતાં વિરહાગ્નિમાં પ્રારબ્ધ કર્મ બળી જઇ અલૌકિક દેહ ધારણ થાય ત્યારે બ્રહ્મરૂપ થવાય છે. બ્રહ્મરૂપથયા પછી,

“ब्रह्मविद् आप्नोति परं । तदेषाऽभ्युक्ता । सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ” બ્રહ્મને જાણનારાઓ પરબ્રહ્મ પુરુષોત્તમને પામે છે સત્ય, જ્ઞાન, અને અનન્તવાળુ બ્રહ્મ છે. જે હૃદયાકાશરૂપ ગુહામાં રહેલુ જાણે છે. તે નાના પ્રકારના ભોગ કરવામાં ચતુર એવા શ્રીકૃષ્ણ સાથે અનેક પ્રકારના કામો ભોગવે છે.” આટલી સ્થિતિને. લાયક થાય ત્યારે રાસરસિક ચતુર પરબ્રહ્મ શ્રીકૃષ્ણ સાથે કામોને ભોગવાય છે. ગોપીજનો પણ તેવીજ સ્થિતિએ આવેલાં, પ્રભુમાં સર્વાત્મભાવને પામેલાં. લૌકિક સર્વ વિષયે ને છોડી પ્રભુમાં તલ્લીન થએલા, વિરહાગ્નિથી પ્રારબ્ધ કર્મ બળી ગએલા ગોપીજનોનો અધિકાર અને પરબ્રહ્મ સહલીલાની યોગ્યતા થઇ તે तु ब्रह्महृदंमग्नाः બ્રહ્મહ્રદમાં તેમને મગ્ન કરી શ્રીકૃષ્ણ પ્રભુએ જ્યારે ઉદ્ધાર કર્યો ત્યારથી બ્રહ્મરૂપ થએલાં

પરબ્રહ્મને પામી વિપશ્ચિત્ બ્રહ્મની સાથે અનેક ભોગ ભોગવે છે. એમ શ્રુતિ પોકાર કરીને કહે છે.

મુરલીનાદ થતાંજ જ્યારે ગોપીજને પરબ્રહ્મ સહ નૃત્ય કરવાને આવ્યાં, ત્યારે ભગવાને તેઓએ પાછાં જવા કહ્યું અને ઘણાં સમજાવ્યાં ત્યારે વિનંતિ કરતાં કહે છે કે " અમારે કોઇ વિષય વાસનાની ઇચ્છા નથી. અમોએ " " ગૃહ, પતિ, ધન. દેહ અને આત્મા સુદ્ધાં પણ આપને અર્પણ કરી દીધો છે અમારે કોઇના ઉપર વાસના નથી. જો વાસના હત તો જ્ઞાની કરતાં પણ ઉત્તમ સ્થિતિરૂપ આપના ચરણને કેવી રીતે મેળવી શકત."

## देवो यथादिपुरुषो भजते मुमुक्षुन्

" અમે મુમુક્ષુ છીએ. સંસારની ઇચ્છાવાળાં નથી. માટે આદિપુરૂષરૂપ આપે અમારો સ્વીકાર કરી અમને ભજવા જોઇએ. અર્થાત્ અમારો ત્યાગ કરવો જોઇએ નહિ."

આ પ્રમાણે નિષ્કામ ગોપીજનોની સાથે થએલી નૃત્યલીલા નિષ્કામ છે. તેમનો સ્વીકાર કર્યો અને જ્યારે સૌભાગ્ય મદ આવ્યો ત્યારે પ્રભુ તિરોહિત થઈ ગયા. શ્રીરાધિકાજીને સાથે રાખ્યાં. અને તેમની સાથે અનેક રીતે વનગમન કર્યું, નિકુંજલીલા કરી, અને તેમને પણ માન થતાં ત્યાંથી તિરોહિત થયા. પછી અનેક રીતે તેઓ તલસતાં પુનઃ પ્રકટ થઇ રાસરસમંડન પ્રભુએ નૃત્ય કર્યું.

આ રાસમાં જો લોકિક કામ હતતો. શ્રીમહાપ્રભુજી કહે છે કે—

**कामेन पुरितः कामः संसारं जनयेत्स्फुटम्**

**कामाभावेन पूर्णस्तु निष्कामः स्यान्न संशयः ॥**

કામથી કામ પુરતાં સંસાર થાય છે. અને નિષ્કામથી નિષ્કામ થાય છે. કામથી કામ પુરતાં સંસારના પુત્ર પૌત્રની પરંપરા જોવામાં આવે છે. પરંતુ પ્રભુ સાથે તો અહતા મમતાના નાશપૂર્વક પ્રભુમય થવાનું મુખ્ય સાધન પ્રભુની રાસલીલાનું વર્ણન છે. તેનું મનન કરવામાં આવે તો भक्तिं परां भगवति प्रतिलभ्य कामं हृद्रोगमाश्वपहिनोति अचिरेण धीरः વિદ્વાન્ માણસ શ્રેષ્ટ ભક્તિને પ્રાપ્ત કરે છે. અને હૃદયના કામાદિ સર્વ સંસારની વાસનાઓને ત્યાગ કરી શકે છે. પ્રભુ સ્વરૂપાનન્દનું દાન કરે છે. તેથીજ આ નિષ્કામ લીલા પરબ્રહ્મ સચ્ચિદાનન્દને ભૂષણરૂપ છે.

આવી નિષ્કામ લીલામાં શૃંગાર એ મુખ્ય રસ પ્રભુમાં છે. रसं ह्येवायं लब्ध्वा आनन्दी भवति પ્રભુના આનન્દરસની પ્રાપ્તિ કરી ભગવદીયો આનન્દી થાય છે. માટે ભગવાન્ રસરૂપ છે. રસોમાં શૃંગારરસ મુખ્ય છે અને તે શૃંગારરસનો બીજો પ્રકાર વિપ્રયોગ રતિ નામના સ્થાયી ભાવ સાથે શોભી રહેતાં પ્રભુ સાથે અનેકવિધલીલાને યોગ્ય થાય છે. માટે આ વિરહાવસ્થા તે દુઃખમય સ્થિતિ નથી. ક્ષીણ પાપવાળા મનુષ્યોની શ્રીકૃષ્ણમાં ભક્તિ થતાં પરબ્રહ્મ પરમાનન્દ મેળવવાને માટે બ્રહ્માનન્દ કરતાં પણ વધારે સુખના સારરૂપ પ્રભુ સંબંધી વિરહાવસ્થા સર્વ રીતે સર્વ સુખોમાં પૂર્ણ સુખની સીમાને બતાવી, ધ્વજા ફરકાવી રહેલી છે.

**પરબ્રહ્મનો વિપ્રયોગ એજ સર્વ રીતે રસાસ્વાદનું કારણ છે.**

લૌકિકની અંદર કરેલો વિપ્રયોગ લૌકિકવાસના વધારે છે. પરંતુ ભગવાનનો વિપ્રયોગ એજ હૃદરોગને હણી તારનાર છે શ્રીગુંસાઇજી કહે છે કે—

**रसिकाएव जानन्ति गोपीश प्रेमजं सुखं**
**अन्ये विरहजं दुःखं श्रुत्वा कातरतां गताः**

ગોપીપતિના પ્રેમનું સુખ તો રસિકોજ જાણે છે બીજાઓ વિરહ દુઃખને સાંભળી શંકિત હૃદયવાળા થઈ કાયર થઇ જાય છે. માટે પ્રેમામૃતરૂપી રસ અરસિકોને માટે નથી પરંતુ રામરસાળરસિક ભક્તોના હૃદયમાં મુકવાને પ્રકટ કરેલો છે.

**પ્રેમામૃત એટલે શું?**—ઉપર જણાવેલી વિપ્રયોગાવસ્થાથી શ્રીરાસરસ શિરોમણિ શ્રીરાધિકાજીએ પ્રેમમય હૃદયથી શ્રીકૃષ્ણનાં અમૃતરૂપ નામ જે ગાયેલાં છે. તેજ આ શ્રીકૃષ્ણપ્રેમામૃત છે.

આ ગ્રન્થ ઉપર શ્રીગુંસાઇજીની ટીકા છે. તે ટીકામાં કોઇ જગ્યાએ એક નામના બે ત્રણ અર્થ કરેલા છે. તો તેને એક બે એવાં આંકથી બતાવવામાં આવ્યા છે. અને શ્રીગુસાંઇજીની ટીકાનુસારજ અનુવાદ કરવામાં આવ્યો છે. સદરહુ ટીકા સંવત ૧૬૦૮ માં લખાયેલી છે.

શ્રીગુંસાઇજી આ ટીકારૂપી અનુપાન પ્રેમામૃતરૂપી ઓષધની સાથે રસિકજનોને પાવાને માટે ટીકાના અન્તમાં ભલામણ કરે છે. કેમકે अरसिकेषु रसस्य निवेदनं "અરસિકોને રસનું નિવેદન વિષરૂપ થઇ પડે છે." આજ કારણથી ટીકાની અંદર અરસિકને વિષરૂપ ન નિવડે તેટલા માટે શબ્દોને વાક્ય રચનામાં પરોવી રસિકને રસાસ્વાદ અને અરસિકને વાર્તાલાપ નિવડશે, પરંતુ વિષરૂપ તો નહિજ નિવડે.

આ પ્રેમામૃતનો પાઠ ખરેખર અમૃતમય કરનાર છે. અમૃતના ભંડારરૂપ કહીએ તો પણ ચાલે. અસ્તુ.

॥ श्रीकृष्णाय नमः ॥



## *॥ अथश्रीमद्विट्ठलेश्वर ग्रथित ग्रन्थानां ॥

### ॥ द्वितीयोल्लासः ॥

## *॥ अथश्रीभुजंगप्रयाताष्टकम् ॥

શ્રીમદ્પર બ્રહ્મ પુરુષોત્તમાવતાર શ્રીવિઠ્ઠલેશ્વરજી ભુજંગ પ્રયાત છંદથી ભુજંગ પ્રયાતાષ્ટકનો આરંભ કરે છે. *શ્રીગુંસાઇજી આ ગ્રન્થના આરંભના શ્લોકમાં અમૃતરસથી ભરપૂર વેણુનું વર્ણન કરતાં પ્રભુ પ્રાકટ્યની અભિલાષા દર્શાવે છે.

---

* શ્રીમદ્ વિઠ્ઠલેશ્વરની વાણી ઓળખવાનાં કારણો. ૧. તે પ્રભુની વાણીમાં પદલાલિત્ય અધિક આવે છે. ૨. સમાસનાં જોડકડાં દીર્ઘ આવે છે. ૩. વાક્ય ચાલતા સુધી દીર્ઘ હોય છે. ૪. પ્રાસલાવવાની ખુબીતો શ્રી વિઠ્ઠલ પ્રભુનીજ છે. ૫. અર્થ ગાંભીર્ય અને અલંકાર વાળી ભાષા તો શ્રીગુંસાઇજીનીજ છે આ સર્વના દાખલા રૂપ આ ભુજંગપ્રયાતાષ્ટક છે. આ સ્તોત્રને શ્રીમહાપ્રભુજી વિરચિત કહે છે. પરંતુ આ વાણી શ્રીગુંસાઇજીની સ્પષ્ટ માલૂમ પડે છે. તેથી શ્રી ગુંસાઇજી કૃત છે.

* શ્રીવિઠ્ઠલેશ્વરજી પોતે સાક્ષાત્ પરબ્રહ્મ પૂર્ણાવતાર છતાં આલના ઉપર ઉપકાર કરવાજ આ સ્તોત્ર આ લખે છે,

'सुधाधामनैजाधराधारवेणुं कराग्रैरुदग्रैरतिव्यग्रशीलैः ॥
सदा पूरयंश्चारयन्गोवरूथान्पुरः प्रादुरास्तां ममाभीरवीरः॥

**અર્થ**—પરમ બ્રહ્મ શ્રીકૃષ્ણુ અમૃતના સ્થાનરૂપ પોતાના અધરોષ્ટના આધારે વેણુ રાખી, તે વેણુ ઉપર અત્યન્ત ચંચળ અને ઉંચી અંગુલિઓ વડે વાયુને પુરતા અર્થાત્ અધરોષ્ટથી વાયુપુરી અંગુલીઓથી સ્વર ગતિ કરી બંશી વગાડંતા, અને ગાયોના સમૂહને ચારતા, એવા, ગોપાલવીર, શ્રીકૃષ્ણુ મારા આગળ પ્રગટ થાઓ? સારાંશ જે પરમ બ્રહ્મ, રસિક, પૂર્ણ પુરુષોત્તમ, બંશીધર એવા પુષ્ટ પ્રભુમારા આગળ પ્રકટ થાઓ? (આવી રીતે વિરહ અને દિનતાથી આર્તિ બતાવવામાં આવે છે.)

નીચેના બીજા અને ત્રીજા શ્લોકનો સંબંધ એક છે. "પ્રગટ થાઓ" એવી અભિલાષા દર્શાવી, હવે પ્રગટ થયા પછી હે પ્રભો? મને આપની સાથે રસિક રાસ રસ યોગ્ય બનાંવી લીલામાં સ્વીકાર કરવા રૂપી મારા ઉપર કૃપા કરો? આવી રીતે લીલાની અભિલાષા દર્શાવતાં શ્રીરાધિકાજી સાથે કરેલી લીલા અને અલૌકિક કામનું વર્ણન કરે છે.

यशोदायशोदानदक्षांबुजाक्ष प्रतीपप्रमाद प्रहाणप्रवीण॥
निजापाङ्गसङ्गोद्भवानङ्गगोपाङ्गनापाङ्गनृत्याङ्गणाभूतदेह ॥ २ ॥
सदाराधिकाराधिकासाधकार्थ प्रतापप्रसादप्रभो कृष्णदेव ॥
अनङ्गीकृतानङ्गसव्यग्रजङ्गमा[illegible] प्रकामाधकन्ने प्रकाद ॥ ॥३॥

**અર્થ**—હે યશોદાને યશદાન આપવામાં કુશળ ? કમળના સરખા નેત્રવાળા ? શત્રુના અધિક મદને નાશ કરવામાં કુશળ છો ! (છતાં) આપના કટાક્ષથી જેમને કામ ઉત્પન્ન થઓ છે એવાં ગોપીજનોના કટાક્ષોને નૃત્ય કરવાનું સ્થાન આપનો દેહ છે. એવા ॥ ૨ ॥ હમેશાં શ્રી રાધિકાજીની આરધના (મનોરથો) ને પૂર્ણ કરવા માટે પ્રતાપ અનેકૃપાને દર્શાવનારા ? હે પ્રભો ? હે કૃષ્ણ હે દેવ ? (શંકરે બાળીને) અંગવગરના કરેલા કામથી સેવાયલા, અમારા હૃદયના વિરહ તાપથી પાપને, હરનારા હે પ્રભો ? પ્રસન્ન થાઓ ? **સારાંશ**—જેવી રીતે શ્રીરાધિકાજીના મનોરથ પૂર્ણ કરોછે તેવી રીતે આપ અલૌકિક રસિક રાસ લીલામાં મારો સ્વીકાર કરી મારા મનોરથો પૂર્ણ કરો ? કેમકે આપના વિરહતાપથી અમારાં પાપ–પુણ્ય રૂપી પ્રારબ્ધ કર્મ બળી ગયાં છે. ॥૩॥

હવે પ્રગટ થએલા પ્રભુને હૃદયમાં પધારવાની વિનંતી કરે છે.

**रमाकान्त शान्त मनोपान्ता मन्तः स्थिरीभूतपादाम्बुजस्त्वं भवाशु**
**सदा कृष्णकृष्णेतिनाम त्वदीयं विभो गृण्हतो हेयशोदाकिशोर**

**અર્થ** હે રમાકાન્ત–લક્ષ્મીપતિ ? હંમેશાં કૃષ્ણ ! કૃષ્ણ !! કૃષ્ણ !!! આ પ્રમાણે આપનુંજ નામ જપનારા એવા મારા હૃદયમાં સ્થિર ચરણ કમળવાળા થાઓ ? શાન્ત છતાં શત્રુનો નાશ કરનારા હે યશોદાબાલ ! મારા હૃદયમાંજ આપનું ચરણ કમળ સ્થિર કરી રહો ?

**સારાંશ**—જ્યારે વિરહદશાની. પરાકાષ્ટા થાય છે; ત્યારે યશોદાનંદન પ્રભુનું નામજ સ્વસ્થતાના હેતુભૂત થાય છે. રસિકપ્રભુને હૃદયમાં સ્થિર થવા પ્રાર્થના કરે છે. ૪

હૃદયમાં પ્રભુને સ્થિર થવાની વિનંતિ કરી, હૃદયમાં સ્થિર થઇ બિરાજેલા પ્રભુને "બહાર પ્રકટ લીલા કરવા પ્રસન્ન થાઓ." એવી વિનંતી કરે છે.—

**स्फुरद्रङ्गभूमिष्ठमञ्चोपविष्टोच्छलच्छत्रुपक्षे भयञ्चोनिनीषो ॥**
**अलिजातजुष्टोत्तमस्रग्धर श्रीमनोमंदिर त्वं हरे मे प्रसीद॥५॥**

**અર્થ**—મલ્લયુદ્ધ કરવાની શોભતી રંગભૂમીમાં મંચ (ખાટ) ઉપર બેઠેલા શત્રુ પક્ષમાં ભયને ઉત્પન્નકરનારા, અને સુગંધીથી ભ્રમરોના સમૂહથી સેવાયલા ઉત્તમ હારને ધારણ કરનારા. મારા મનરૂપી મંદિરવાળા, હે હરિ ? કૃષ્ણ મારા ઉપર પ્રસન્ન થાઓ. **સારાંશ–મલ્લાનામશનિ॰** કંસને ત્યાં મલ્લયુદ્ધ કરતી વખતે રંગ ભૂમીમાં માંચા ઉપર કંસ વિગેરે શત્રુઓ બેઠા હતા ત્યારે તેમના મનને પરમભયરૂપ પ્રભુ નિવડયા હતા, પરંતુ મારા મનમાં તો મંદિર કરી રહેલા છો. એવા પ્રભો ? બહાર પ્રકટ થઈ અધર સુધાપાનથી રસિકલીલા કરાવો. ૫.

હવે કહે છે. પ્રસન્ન થતા સુધીમાં અમારા પ્રાણ વિરહમાં ધારણ શકે:–તેટલા પુરતુ આપ અમારૂં રક્ષણ કરો ? અથવા અમારા ઉત્કટ ભાવમાં કોઈ વિઘ્ન ન થાય. અને આપ

અમારા હૃદયમંદીરમાંથી જરા પણ બહાર ન જાઓ. એવી રીતે અમારૂં રક્ષણ કરો ? એવું ત્રણ શ્લોકથી કહે છે—

स्मरस्मेरकस्मात्त्वमस्मान्स्वतो न स्मरस्यम्बुजस्मेरनेत्रा कांपिन्॥
स्मितोद्भावितानङ्गगोपाङ्गनाङ्गोल्लसत्स्वाङ्गसत्सङ्गकंपेशपाहि॥६॥

અર્થ—હે કામનાથી પણ અધિક સુન્દર ! (અમો આપને શરણે આવ્યા છીએ,) તેથી આપ પોતેજ અમોને કેમ સંભારતા નથી ? હે કમળને પણ હસી કાઢે એવા નેત્રવાળા ! અને હાસ્યથી જેને કામ ઉત્પન્ન થયો છે એવાં ગોપીજનોના અંગની સાથે સુંદર શોભતા પોતાના અંગનો સંગ કરનારા હે કૃષ્ણ ? મારૂં રક્ષણ કરો ? ૬.

रमाराम रामामनोहारिवेषोद्धतक्षोणिपालौघपापक्षयघ्न ॥
दरोत्फुल्लपंकेरुहस्मेरहास प्रपन्नार्तिहृन्नंदसूनो प्रसीद ॥७॥

અર્થ—હે લક્ષ્મીના આરામ કરવાના સ્થાનરૂપ ! અને સર્વ સ્રીઓને મોહ પમાડે એવા મનોહર વેષવાળા, અને ઉદ્ધત ભૂપાલના સમૂહરૂપી પાપને નાશ કરવાવાળા ? જરાક ખીલેલાં કમળના સરીખા સુન્દર હાસ્યવાળા, હે શરણાતભકતોના ત્રિવિધ તાપને હરનારા નન્દપુત્ર શ્રીકૃષ્ણ મારા ઉપર પ્રસન્ન થાઓ.

कुरंगीदृशाभंगसंगेन शश्वन्निजानंददानंदकंदातिकाल ॥
कलिंदोद्भवोत्फुल्लपंकेरुहाक्ष स्वभक्तानुरक्ताक्तपाद प्रसीद॥८॥

**અર્થ**—કુરંગી (હરણી) ના સરખાં નેત્રવાળી ગોપીજનોને અંગ સંગથી હંમેશાં (આનન્દ) એટલે આનન્દને આપનારા, આનન્દના મૂળરૂપ—પૂર્ણાનન્દરૂપ, કાલની ગતિને પણ ઓળંગી ગએલા, એવા હે કૃષ્ણ ? કલિન્દ પુત્રી શ્રીયમુનાજીમાં થએલા કમળના સરખા નેત્રવાળા, અને જેમના ચરણકમળમાં ભક્તો પ્રીતિવાળા થયા એવા લાલ ચરણવાળા, પ્રભો ! મારા ઉપર પ્રસન્ન થાઓ ! ૮

હવે આ સ્તોત્રનો સર્વોત્તમતા દર્શાવવા પૂર્વક આ સ્તોત્રના પાઠથી થતા ફળનું નિરૂપણ કરે છે.

**भुजंगप्रयाताष्टकेनानुयातो भुजंगे शयानं हरिं संस्तवीति ॥**
**रतिस्तस्यकृष्णेभवत्याशु नित्याकिमन्यैःफलैर्फल्गुभिःसेवकस्य९**

**અર્થ**—આ શ્રીભુજંગ પ્રયાતાષ્ટકમાં પ્રીતિ રાખી ભુજંગ (સર્પ) ના ભોગ ઉપર શયન કરનારા શ્રીહરિની સ્તુતિ કરે, તો જરૂર પરમાત્મા શ્રીકૃષ્ણમાં તુરત નિત્યભક્તિ પ્રાપ્ત થાય છે, તો આથી વિશેષ બીજાં નકામાં ફળ મેળવવાનું સેવકને શું પ્રયોજન છે ?

**સારાંશ**—આ સ્તોત્રનો પાઠ કરવાથી ઉત્તમોત્તમ ફલ શ્રીકૃષ્ણમાં ભક્તિ થાય છે. પુષ્ટિમાર્ગમાં મુખ્ય સાધન ભક્તિ છે. અને તે ભક્તિ દૃઢ થઇ શ્રીપૂર્ણ પ્રભુમાં રતિ થાય તેજ પરમ ફળ રૂપ છે. તેવી રતિ પ્રભુની અનન્ય

ભક્તિનું સ્વરૂપ છે, માટે ફલ પણ ભક્તિ છે. વળી શ્રીગુંસાઇજી કહે છે કે—આવાં ઉત્તમ ફલ શીવાય બીજા નકામાં ફલ મેળવાને ફાંફાં મારા સેવકે મારવાં નહિ.

इति श्रीविठ्ठलेश्वररचितं भुजंगप्रयाताष्टकं संपूर्णम्॥

## ॥ अथ श्रीगोकुलाष्टकम् ॥

શ્રીગુંસાંઇજી શ્રીગોકુલની ઉત્તમતા દર્શાવવા અને ગોકુલ સર્વ લોક કરતાં ઉત્તમ છે. બીજા લોકમાં જ્ઞાની જઈ શકે છે. પણ અહિંઆં પરમ ભગવદીયજનને આ ગોકુલ રૂપી સ્થાન પ્રાપ્ત થાય છે. એવું અલૌકિક ગોકુળ એ પર બ્રહ્મ પરમાત્માનું સ્થાન છે. પરમાન્નદ લીલાની રસિક ભૂમીતો સર્વ રીતે અક્ષર ધામ વ્યાપી વૈકુંણ્ઠ કરતાં પણ કોટી ઘણા સુખના સ્થાન રૂપ ગોકુલનું વર્ણન કરતાં, ગોકુલાધિપતિ શ્રીકૃષ્ણની સ્તુતિ કરે છે.

श्रीमद्गोकुलसर्वस्वं श्रीमद्गोकुलमंडनम्।
श्रीमद्गोकुलदृक्तारा श्रीमद्गोकुलजीवनम् ॥१॥

**અર્થ**—૧. પરમરસિકભક્તોના સ્થાન હોવાથી શ્રી ગોવર્ધન, ગોસમૂહ, વિગેરે સર્વ અલૌકિક સામગ્રી ગોકુલમાં

હોવાથી શ્રીગોકુલ એજ આપનું ધન છે. ૨ શ્રીગોકુલના શણગાર રૂપ આપ છો. ૩. સર્વ ગોકુલને આપ આંખની કીકી રૂપ છો, તેથી ગોકુલવાસીઓ આપને જરા પણ જોતા નથી, તો જેમ આંખની કીકી વગર માણસ આંધળુ થાય છે. તેમ આપના દર્શન શીવાય આખું ગોકુલ અંધ થઈ જાય છે ૪. સર્વ શ્રીગોકુલના જીવન રૂપ છે. આપના વગર સમગ્ર ગોકુળના જનો મરણાસન્ન થઇ જાય છે.

श्रीमद्गोकुलमात्रेशः श्रीमद्गोकुलपालकः ॥
श्रीमद्गोकुललीलाब्धिः श्रीमद्गोकुलसंश्रयः ॥ २ ॥

અર્થ—૫ શ્રીગોકુલ માત્રના આપ સ્વામી છો ૬ શ્રી ગોકુલને પાળનારા છો, બ્રહ્માનન્દમાંથી કૃપાપાત્ર જીવોનો ઉદ્ધાર કરીને પરમભકતોને ગોકુલમાં અનેકવિધ લીલા કરી સુધાપાન કરાવો છો માટે આપ ગોકુલમાં લીલાના સમુદ્ર રૂપ છો. ૮. સર્વ ગોકુલના આશ્રયભૂત આપજ છો.

श्रीमद्गोकुलजीवात्मा श्रीमद्गोकुलमानसम् ॥
श्रीमद्गोकुलदुःखघ्नः श्रीमद्गोकुलवीक्षितः ॥ ३ ॥

અર્થ—૯. શ્રીગોકુલના જીવાત્મા રૂપ આપ છો. જીવમાં આનન્દનો તિરોભાવ હોય છે. પરંતુ જ્યારે પરમાત્મા લીલૈક:યોગ્ય ભક્તને પોતાની સાથે અનેક પ્રકારની ક્રીડામાં યોજે છે ત્યારે તે ભક્તનાં અન્ન, પ્રાણ, ઇન્દ્રિય, જીવાત્મા

સર્વ પ્રભુરૂપ થાય છે. તેથી ગોકુલના જીવાત્મા રૂપ આપ છો. ૧૦ તેવીજ રીતે શ્રીગોકુલના મન રૂપ છો ૧૧ ગોકુલસ્થજનો જ્યારે આપને જોતાં નથી ત્યારે તેમને બહુજ વિરહ વેદના થાય છે. ગોકુલના તેવા વિરહથી થતા દુઃખને હરનારા છો. ૧૨ આખું શ્રીગોકુલ આપનેજ જોઇ રહ્યું છે.

श्रीमद्गोकुलसौंदर्यं श्रीमद्गोकुलसत्फलम् ॥
श्रीमद्गोकुलगोप्राणः श्रीमद्गोकुलकामदः ॥ ४ ॥

અર્થ--૧૩ સર્વ ગોકુલની સુન્દરતા રૂપ, ૧૪ આખા શ્રીગોકુલના સદ્ભાગ્ય રૂપ છો. જ્યારે ભાગ્યનો ઉદય થાય છે ત્યારે મહત્ફળ મળે છે. તેવી રીતે ગોકુલનાં મહત્ભાગ્યનો ઉદય થયો જેથી આપ ફળ રૂપ ત્યાં પ્રગટ થયા. ૧૫ આખા ગોકુલના પ્રાણ આપજ છો સર્વે પ્રાણનો આધાર આપ છો. ૧૬. જ્યારે ભગવાનનાં દર્શન ભક્ત કરે છે ત્યારે ભક્તને ભગવાનની સાથે અનેક વિધલીલાની અભિલાષા થાય છે. તે અભિલાષાને પૂર્ણ કરનારા.

श्रीमद्गोकुलराकेशः श्रीमद्गोकुलतारकः ॥
श्रीमद्गोकुलपद्मालिः श्रीमद्गोकुलसंस्तुतः ॥ ५ ॥

અર્થ—૧૭. શ્રીગોકુલના ચન્દ્રરૂપ ૧૮. શ્રીગોકુલના તારાભૂત ૧૯. શ્રીગોકુલરૂપી કમળના આપ ભ્રમર છો. જેમ ભ્રમરો કમળના સારસારરૂપ મધુનો સ્વાદ લેછે, તેમ આપ

શ્રીગોકુલસ્થ ગોપીજનોની અધર સુધાના સ્વાદને લેનારા છો. ૨૦. સર્વ શ્રીગોકુલથી આપ સ્તુતિ કરાયલા છો. સમગ્ર શ્રીગોકુલ અહર્નીશ આપનીજ સ્તુતિ કરે છે. ॥૫॥

**श्रीमद्गोकुलसंगीतः श्रीमद्गोकुलकारणकृत् ॥**
**श्रीमद्गोकुलभावात्मा श्रीमद्गोकुलपालकः ॥ ६ ॥**

અર્થ—૨૧. શ્રીગોકુલવાસી ગોપીજનોથી (જયતિત પદં વિગેરે પદોવડે) હંમેશાં ગવાયલા છો. ૨૨. શ્રીગોકુલમાં આપ નૃત્ય (રાસલીલા)ને કરનારા છો. ૨૩. શ્રીગોકુલની આપની સાથે કાન્તિ, ગતિ, મોહ, મદ, સ્વપ્ન વિગેરેના ભાવરૂપી આત્મા છો. ૨૪. શ્રીગોકુલના પોષણ કરનારા. શ્રીગોકુલ ઉપર પરમ અનુગ્રહ કરનારા છો.

**श्रीमद्गोकुलहृत्स्थानः श्रीमद्गोकुलसंवृतः ॥**
**श्रीमद्गोकुलदृक्पुष्टः श्रीमद्गोकुलमोदितः ॥ ७ ॥**

અર્થ—૨૫. મન, બુદ્ધિ, ચિત્ત, ને અહંકાર આ ચાર મળી અન્તઃકરણ થાય છે. જ્યારે આચાર લૌકિક માંગું થાય છે ત્યારે અધોગતિ થાય છે. પરંતુ અલૌકિકયોગ્યતાવાળા ભક્તના અલૌકિક દેહ પ્રાણ અને ચિત્ત, બુદ્ધિ મન અને અહંકાર-પ્રભુ રૂપ થઈ જાય છે. તેથી કોઇ જાતનો તેને ભય રહેતો નથી. તેવી રીતે આપ શ્રીગોકુલના સ્થાનરૂપ છો. ૨૬. શ્રીગોકુલથી વિંટાયલા છો. ૨૭. સર્વ શ્રીગોકુલની દૃષ્ટિથી પોષાયેલા

છો. ૨૮. અને ભક્તને જોઈ ભગવાન્ અધિક હર્ષ પામે છે અને ભક્તને વશ થઈ રહે છે. જેમ સત્સ્ત્રીઓ પોતાના પતિને વશ કરી હર્ષ પમાડે છે તેવી રીતે આપને શ્રીગોકુલ હર્ષિત કરે છે.

**श्रीमद्गोकुलभोग्यश्रीः श्रीमद्गोकुललालितः ॥**

**श्रीमद्गोकुलभोग्यश्रीः श्रीमद्गोकुलसर्वकृत् ॥ ८ ॥**

**અર્થ**—૨૯ શ્રીગોકુલને ભોગવવા યોગ્ય લક્ષ્મીરૂપે આપ છો. ૩૦ સમગ્ર શ્રીગોકુળ આપનેજ ખેલાવવામાં બહુ પ્રીતિવાળું છે. ૩૧ કેમકે આખા ગોકુલના ભાગ્યની શોભારૂપ આપજ છો. આપનાથી સમગ્ર શ્રીગોકુલની શોભા દીપી રહી છે, આપજ તેના પરમભાગ્યરૂપ છો. ૩૨ શ્રીગોકુલજ આપનું સર્વ અલૌકિક કૃત્ય કરવાનું સ્થાન છે. ૮

હવે આ અંતિમ શ્લોકમાં આ સ્તોત્રનો પાઠ કરવાથી થતા ફળની સ્થિતિ દર્શાવતાં આ ભગવાનનાં પવિત્રતાના નામ મારા હૃદયમાં રહો એવી વિજ્ઞપ્તિ કરે છે.

**इमानि श्रीगोकुलेशनामानि वदने मम ॥**

**वसंतु संततं चैव लीलाश्च हृदये सदा ॥ ९ ॥**

**અર્થ**—આ શ્રીમદ્ગોકુલેશ્વરનાં નામ મારા મુખમાં હમેશાં રહો ? અને આ નામોમાં ગવાએલી લીલા મારા

હૃદયમાં ગુંથાઇ રહે, અર્થાત્ મારા હૃદયમાં હંમેશાં પ્રભુની લીલાની ભાવના થયા કરો.

**સારાંશ**—શરણની ઇચ્છાવાળા ભકતે હંમેશાં પ્રભુના નામોચ્ચાર પૂર્વક પ્રભુનામની લીલાની ભાવનારૂપ આ સ્તોત્રનો પાઠ કરવો.

इति श्रीविठ्ठलेश्वरविरचितं गोकुलाष्टकं संपूर्णम् ॥

# अथश्रीपर्यङ्क (पालना) विज्ञप्तिः

## विवृत्तिविशिष्टा.

વિજ્ઞપ્તિની વિવૃત્તિ આરંભતાં પ્રથમ સ્તુતિ કરે છે.

**श्रीकृष्णं श्रीमदाचार्यं नत्वा श्रीविठ्ठलं प्रभुं ॥**
**भावैस्तदीयैः सरसैर्वर्ण्यते तत्कृतिः स्फुटा ॥ १**

શ્રીકૃષ્ણને, શ્રીમદાચાર્ય વલ્લભપ્રભુને અને આ વિજ્ઞપ્તિના કરનાર શ્રીમદ્ વિઠ્ઠલ પ્રભુને નમસ્કાર કરીને; અને તેમના રસયુક્ત ભાવોવડે તેમની કરેલી વિજ્ઞપ્તિરૂપી કૃતિનું સ્પષ્ટ વિવેચન કરાય છે.

**ઉપક્રમ**—પરબ્રહ્મ પુરુષોત્તમાવતાર અગ્નિકુમાર શ્રીમદ્ વિઠ્ઠલપ્રભુ પોતે, લીલામધ્યપાતિ હોવાથી, ફલરૂપ અંતરંગ લીલાનો અનુભવવાળાછે. અને હાલમાંજ પ્રાકટ્ય થએલું હોવાથી

ફલ વિલંબને સૂચવનારી બાલલીલા જોવાથી થએલા વિરહમાં ઉત્કટભાવથી આકુળ વ્યાકુળ થઈ જવામાં વર્ણન કરાવતી લીલારૂપી અવલંબનમાં અને પ્રકટભાવરૂપ સાક્ષાત્કારમાં પણ સાક્ષાત્ રસનો અનુભવ કરવાનો વિલંબ નહિ સહન થઇ શક્યો. જ્યારેઅને ભગવાન બાલલીલાવડે જેમ નિંદ્રા આવી હોય તેમ ચક્ષુ રાખીને નિંદ્રાનું અનુકરણને કરે છે. જે વખતે પ્રભુ નિંદ્રાનું અનુકરણ કરે છે. તે અવકાશમાં સંપ્રદાયને જાણનારા હોવાથી મુખ્ય શ્રુતિરૂપ પ્રાર્થનાઓ કરી. તે પ્રાર્થના કેવી હતી તે જણાવતાં કહે છે કે—પોતાના દાસ્યની યાચનાવાળી, અને દાસ્ય અને પાલનનો સામાસામી હેતુ અને હેતુ મદ્ભાવ હોવાથી, કેમકે દાસ્ય વિના પાલન સંભવે નહિ. તેથી દાસ્યને પાલનના હેતુને જણાવનારી, પોતે પણ સમાજ (પુષ્ટિમાર્ગ)માં હોવાથી સમાજ ફલમાં મંત્રની માફક સાધનભૂત એવી. “ચિરં પાહિ” વિગેરે આશિષો, કે જે આશિષો વિઠ્ઠલપ્રભુ પોતે પુરુષોત્તમ હોવાથી અનુભવમાં લીધેલી તે આશિષોમાં જે આશયો કહેવામાં આવ્યા હોય તેના અનુવાદરૂપ આ પાલના પોતાના સેવકોમાં દયા સ્વભાવને લીધે પ્રકાશ કરે છે. તે આશિષોના અનુવાદરૂપ આ પલનાનો આરંભ કરે છે—

**प्रेङ्खपर्यङ्क शयन चिरविरहतापहरमतिरुचिर**
**मीक्षणं मकटय प्रेमायन ॥ ध्रुवम् ॥ १ ॥**

**અર્થ**—હિંડોળાવાળી શય્યામાં શયન કરેલા, અને

પ્રેમના સ્થાનરૂપ રસિક પ્રભુ ! ઘણા વખતના વિરહતાપને હરનારૂં, અત્યન્ત સૌન્દર્ય, અને આલસ્ય વલિત વિગેરે ભાવવાળું આપનું ઇક્ષણ (નેત્ર) અમારા તરફ પ્રકટ કરો ?

રહસ્ય—પ્રેઙ્ખપર્યઙ્કશયન—હીંડોલાવાળી શય્યામાં કાંઈ જવા આવવાની ક્રિયા તે સમયે નહિ હોવાથી, નિદ્રા વગર નિદ્રાનું અનુકરણ કરતા સૂઇ રહેલા પ્રભુને વિજ્ઞપ્તિ કરે છે. હીંડોળાવાળી શય્યા કહેવાનું કારણ એકે—દોલતી શય્યાપૂર્વક આલિંગન વિગેરે રસિકક્રિયાવાલું આપનું નેત્ર અમારા તરફ પ્રકટ કરો ? એવો આશય સૂચવે છે.

તે શ્રી નેત્રનાં વિશેષણ કહે છે-(ઘણા વખતનાં લાંબા વિરહતાપને હરનારૂં, )—આ ચિર વિરહતાપનો અને પલનાનો અનુવાદ કરવામાં આ પ્રમાણે આશય છે:—શ્રીગુંસાઈજીનેપોતાના વંશનું પ્રાકટયકરવાનું કારણ પોતાના દૈવીજનોનો ઉદ્ધાર કરવાને અને શ્રીમદાચાર્યના માર્ગના પ્રકારનો ફેલાવો કરવા, તેમજ શ્રીસુબોધિનીજી વિગેરે ઉપર સ્વતંત્ર રીતે વિસ્તાર કરવાને પુરૂષભાવ ધારણ કરી પ્રકટ થએલા હોવાથી, પ્રભુ સાન્નિધ્યજ વહાલું લાગે છે—માટે ગોપીજનોની માફક " त्रुटिर्युगायते " એક પળ પણ યુગ સમાન થઇ પડે તો રાત્રીના ચાર પહોરના વિરહથી હજારો યુગ સમાન લાંબા લાગતા વિરહતાપનું હરણ કરનારૂં શ્રીનેત્રનું વર્ણનકરવામાં આવ્યું છે, તે લાંબા વખતના રાત્રિના વિરહતાપને દીવસે હરણ કરવાને પ્રાર્થના કરે છે.

અથવા તો શ્રીકૃષ્ણપ્રભુ શ્રીગુસાંઇજીના અવલંબ (ટેકા) રૂપ છે. તેથી તેઓ હંમેશાં લીલા મધ્યપાતિ હોવાથી સંગમરસનેજ અનુભવતા રહે છે. જ્યારે ભગવાનને પોતાના સ્વરૂપના અનુભવની ઇચ્છા * થાય ત્યારે પ્રભુ શ્રીગુસાંઇજીને નિત્યરાસ સમાજમાંથી ભિન્ન કરી જ્ઞાન શૂન્યોનો સ્વીકાર કરી શકાય એવો યોગ્ય અવતારના પ્રકારથી શ્રીવિઠ્ઠલને પ્રકટ કર્યા. (તેથી જ્યાં લીલા કરવાની ઇચ્છા થાય છે ત્યાંજ પુંભાવ, કે સ્ત્રી ભાવની અપેક્ષા રહે છે.)

પરંતુ વિશેષ એટલે કે—**જેવી રીતે** કુમારિકાઓની વસ્ત્રહરણ લીલા, અને રાસલીલાના પ્રસંગમાં રાસરમણ લીલાની ઇચ્છા હતી તેથી કુમારીકાઓનાં વસ્ત્ર હરણ કરી તેમાં પુંભાવ * વ્રતના વરદાન વખતે તે કુમારિકાઓમાં સ્થાપન કર્યો. પરંતુ તે પુંભાવ અત્યન્ત ગુપ્ત રાખ્યો અને સ્ત્રીભાવ પ્રકટ કર્યો **તેવી રીતે** અહિંઆં આજ પ્રકારે (શ્રીવિઠ્ઠલ પ્રભુ સ્વરૂપે) લીલા કરવાનો વિચાર કરેલો હોવાથી તે સ્ત્રીભાવ ગુપ્ત અને પુંભાવ પ્રકટ કરેલો છે, તેટલોજ વિશેષ છે.

---

* કુમારિકાઓનાં જ્યારે વસ્ત્ર હરણ કર્યાં ત્યારે ભગવાન સાથે જે ગોપ બાલકો હતા તે કુમારિકાઓનું આધિદૈવિક સ્વરૂપ હતું. તે ગોપ બાલકોનું પુંભાવ આધિદૈવિક સ્વરૂપ તે કુમારિકાઓમાં સ્થાપન કરવાને ભગવાને નમસ્કાર કરવા કહ્યું, તે વખતે તેમનામા ભગવાને દૃષ્ટિદ્વારા આધિદૈવિકસ્વરૂપપુંભાવસ્થાપન કર્યો. (જુઓ સુબોધિની)

પરંતુ જેવી રીતે કુમારિકાઓને પ્રભુના પ્રાકટયનું જ્ઞાન હતું અને કાલના જ્ઞાનનો અભાવ હતો, અને તેજ પ્રાકટ્યના જ્ઞાનથી શ્રીયશોદાજીને ત્યાં પુત્ર પ્રાકટ્ય સાંભળીને પોતાના આત્માને અર્પણ કરવાને આત્માનેજ જેમ શણગારવા લાગ્યાં. અવું ભાગવતમાં કહેવામાં આવ્યું છે, તેવી રીતે અહિંઆં પોતાનો અવતાર (શ્રીવિઠ્ઠલપ્રભુ) હોવાથી તેમને સંગમરસના અનુભવનું જ્ઞાન ખરૂં, પરંતુ કુમારિકાઓની માફક કાલનું જ્ઞાનનો અભાવ હોવાથી અર્થાત્ વિરહને અમુક વખત થયો. તેવું નહિ સમજવાથી રાત્રીનો વિરહતાપ દીર્ઘ લાગવાથી ઘણા **વખતને વિરહતાપ** હરણ કરવાને અને સંગમરસનો અનુભવ કરવા આ વિજ્ઞપ્તિ છે.

**શંકા**—તાપ હરણ કરવામાં ઈક્ષણ (નેત્ર) ની પ્રાર્થના કરો છો. પરંતુ સંપત્તિમાં કોઇ વખત તે ચક્ષુના અભાવથી મનનાં આશય મટી જવાથી મનની ચંચલતા થવાની અને મનની ચંચલતાથી પુનઃ વિરહાવસ્થા થશે તો પછી ઇક્ષણની પ્રાર્થના કરવી વ્યર્થ છે.

## ઇક્ષણનો બીજો અર્થ.

**સમાધાન**—રાત્રીએ વિરહવડે લીલાનું સ્મરણ થવાથી લીલા વિશિષ્ટ સ્વરૂપનો અનુભવ હૃદયમાં થતી વખતે જેભાવો

ઉત્પન્ન થાય છે તે ભાવોમાં "यस्य मनो यत्र संलग्नम्" જેનું મન જેમાં ચોટયું તેને તેજ રૂચિકર લાગે છે" આ ન્યાયથી ઉત્પન્ન થએલા ભાવોમાં મન ચોટવાનું, તેથી મન ભાવોમાં સ્થિર થશે, અને તમારી શંકામાં કહેલી ચંચળતા થશે નહિ, એવું સૂચવવા પદમાં "अति रुचिरम्" પદ મુકયું છે. અર્થાત્ અનેક પ્રકારના ભાવ અને સુન્દરતાવાળુ નેત્ર છે. તેથી ચંચળતા થશે નહિ.

एः कामस्य इ लक्ष्मी तस्या इक्षणं ज्ञानं यत्र

याः लक्ष्म्याः क्षणं सुखं तु स्वरूपं अनेन इति इक्षणं

કામદેવથી અધિક શોભાનું જ્ઞાન જેમાં થાય છે. એવું ૧.

પોતાના સમાન સ્વભાવ અને વ્યસન હોવાથી લક્ષ્મી વિગેરેનું સુખમાં અમારો અંશ હોવાથી તે સુખને અમારામાં પ્રકટ કરો. ૨.

**શંકા**—આ ઇક્ષણ પ્રકટ કરવાનો ભાવ, પ્રેમના સ્થાનરૂપ. કોઇ વસ્તુમાં પ્રેમ થાય ત્યારબાદ ભલે તે ભાવ કરો. પરંતુ સર્વમાં સમાન અને સર્વત્ર ઉદાસીન ઇશ્વરમાં પ્રેમ કરવાનું કંઇ કારણ નથી? અર્થાત્ સર્વમે સમાન દ્રષ્ટિથી જોનાર પ્રભુમાં પ્રેમ કે દ્વેષ કરવાનું શું કારણ? અને ર.ત્રે લીલા સ્મરણ તેમજ ઇક્ષણ પ્રકટ કરવાની પ્રાર્થના ફોગટ છે?

સમાધાન—" आत्मनः कामाय सर्वं प्रियं भवति."

આ પ્રમાણે શ્રુતિ છે. ભગવાન્ આત્મરૂપ હોવાથી પ્રેમના પરમસ્થાનરૂપ ભગવાનજ છે. અને તે આત્માને માટેજ બીજી સર્વ વસ્તુઓ પ્રિય લાગે છે. માટે ભગવાન શીવાય બીજી સર્વ વસ્તુઓ પ્રેમાભાસ (અસત્પ્રેમ)રૂપ છે. ભગવાન્ આત્મરૂપ હોવાથી ભક્તને વશ રહે છે. પ્રેમ રજ્જુથી બંધાય છે. તેથી પ્રભુમાંજ પ્રેમ કરવો યોગ્ય છે. ॥ ૧ ॥.

તીવ્રભાવવાળા ભક્તોને તો વિરહમાં આટલો વિલંબ થતાંજ દશમી ( મરણ અવસ્થા ) થાય. તો પ્રાર્થના કરવાનું સામર્થ્ય શી રીતે રહેશે ?

આ શંકાનું સમાધાન કરવાને નીચેનો શ્લોક આરંભે છે.

तनुतरद्विजपङ्क्तिमतिलाञ्छितानि
हसितानि तव वीक्ष्य गायिकानाम् ॥
इयदवधिपरमेतदाशया समभवज्जीवितं तावकीनाम्॥२॥

અર્થ—સૂક્ષ્મ દંતપંક્તિને અને તેની પાસે સુન્દર આપનાં હાસ્ય જોઇને આવાં વીક્ષણ, હાસ્ય વિગેરે અનેક ભાવોની આશાવડે અત્યાર સુધી આપના ગાયકોને ( દશમી અવસ્થા ન થતાં ) જીવન રહ્યું છે.

રહસ્ય—तनुतर०—અહિંઆં દંતોની પંક્તિને સ્નેહ કલારૂપ કહેવાથી સ્નેહરસ બતાવે છે. યોગ્યાવસ્થાની નાયિકા-

ની નાયકમાં લાગેલી આલંબનરૂપી પ્રેમની ચિત્તવૃત્તિ તે રતિ કહેવાય છે. સ્થાયિભાવના રતિ વિગેરે આઠ ભેદ છે. અને નવમો શમ નામનો રસ છે. રતિ નામનો સ્થાયિભાવશૃંગારરસમાં રહેનાર છે.

વળી સૂક્ષ્મદંત પંક્તિ સ્નેહ કલારૂપ હોવાથી રતિ નામના સ્થાયીભાવવાળા શૃંગારરસ સૂચવી આપે છે. દંતની પંક્તિઓ સૂક્ષ્મ હોવાથી ભાવ પણ તનુતર ( સુક્ષ્મતા )વાળો છે. કેમ કે તુરત ઉત્પન્ન થએલો રસભાવ છે. પરંતુ તે સંયોગ અને વિપ્રયોગ એવા બે પ્રકારનો હોઈ દંતની પંક્તિની જેમ પરંપરા છે તેમ ભાવની પરંપરા હંમેશાં અવચ્છિન્ન રીતે રહે છે. તેથી અત્યાર સુધી જીવન રહેલું છે.

શંકા—આપે ભગવદ્રૂપમાં ભગવાને કરેલુ જ્ઞાપન (હાસ્ય વિગેરે) કહ્યું પરંતુ ભક્તને જ્ઞાપિત અર્થનું સર્વ રીતે જ્ઞાપન ન થાય તો આગળ કાર્ય થાય નહિ. માટે પ્રભુ કૃત જ્ઞાપન વ્યર્થ પડે છે ? આ શંકાનું સમાધાન કરતાં કહે છે કે—

**अतिलालिता॰**—જ્ઞાપક હંમેશાં ભાવની પાસે રહેલું હોવાથી એક એવો નિયમ છે કે "**हासोजनोन्मादकरी च" माया** હાસ્યરૂપી માણસને ઉન્માદ કરનારી માયા છે. આ પ્રમાણે માયા ઉન્માદ કરનારી હોવાથી તે માયા સ્નેહભાવની પાસે રહેલી હોવાથી અને મનોહર હોવાથી ભગવાન

સંબંધી ઉત્કટ પ્રેમ થતાં ભગવાન્‌માં સ્નેહ,ભગવાન્‌માં મોહ, અને ભગવાન્‌માં ઉન્માદ થાય છે. અને ઉન્માદવાળાં માણુસને જેમ "सा सा सा सा जगति" તે, તે, તે, અને તેજ જગતમાં છે. બીજું કંઇ નથી, આવી દશા થાય છે. તેમ ભગવાન્‌માં ઉન્માદ થનારો સર્વત્ર ભગવાનનેજ જગત્‌માં જુએ છે. એવું ભાન ઉન્માદથી થાય છે. તેથી કોઇ પણુ અંશે ભગવાને કરેલા જ્ઞાનમાં બાધ આવતો નથી, અને ભગવાને કરેલી સ્મૃતિમાં ખલેલ પહોંચતું નથી. માટે તમારી શંકા વ્યર્થ છે.

**શંકા**—સ્થાયિભાવાત્મક ભગવાન્‌માં અવિચ્છિન્ન રસ-વ રહ્યા કરે છે, તે વખતે જો વિરહ થાય તો દશમી (મરણુ) અવસ્થાનો દોષ થશે! અને વિક્ષણુ નકામું થશે.

**સમાધાન**-તેવો દોષ થવાનો પ્રસંગ નહિ આવે. કેમકે હાસ્ય દર્શન કરનારને હાસ્ય, ઉન્માદ અને મોહ કરનાર છે. તેથી મરણાવસ્થા ન થતાં પ્રભુના હાસ્યનાં દર્શન કરતાંજ તેમાંજ ઉપર જણાવ્યા પ્રમાણે મોહિત થઇ તન્મય થઈ રહે છે. અર્થાત્ નવમી પ્રભુમાં મોહ નામની અવસ્થામાં ભક્તનું ચિત્ત રહે છે. માટે દશમી અવસ્થા થશે નહિ.

**શંકા**—કાર્યની ઈચ્છા થાય તેમાં કારણુની સ્થિતિ હોય ત્યાં સુધી કાર્યની સ્થિતિ કંઇક પણુ હોવી જોઇએ. તેવી રીતે ભક્તની પૂર્વાસ્થા જે નવમી વિરહાવસ્થા કાયમ

હોય તો દશમી ઉત્તરાવસ્થા (મરણ) માં પ્રતિબંધક કેવી રીતે નિવડે ? અર્થાત્ મરણાવસ્થા થવી જોઇએ, આ શંકાનું

સમાધાન કરતાં કહે છે.

**गायिकानाम्**—પ્રભુનું ગાન દશમી અવસ્થાને રોકનાર છે કેમ કે **तव कथामृतं तप्तजीवनं**, ભગવાનની કથારૂપી અમૃત વિરહથી તપેલાઓને જીવવામાં સાધનરૂપ છે.

**શંકા**—ગાનથીજ જીવન ધારણ થાય છે તો શા માટે વીક્ષણ કરવાની જરૂર છે ?

**સમાધાન**—જ્યાં સુધી સ્થાયિભાવાત્મક ભગવાનનો સાક્ષાત્કાર થાય નહિ ત્યાં સુધી પ્રભુનું ગાનજ સાધનભૂત છે અને જ્યારે ભગવાન્નો સાક્ષાત્કાર થાય ત્યારે તો સંગમજ થાય છે. પરંતુ સંગમદશા થતા પહેલાં ગાન દશામાં વિક્ષણ, સ્મિત, વિગેરે અનેક પ્રકારની લીલાના અનુભવની આશાથી અત્યાર સુધી મહાન્ પ્રયત્ને ગાનથી જીવતર ધારણ કરી રાખ્યું છે. તે ગાનનો અભાવ થાય તો જીવતર રહે. નહિ તો વિક્ષણ થાય નહિ, અને વિક્ષણની આશાથી ગાન વિગેરેથી જીવતર ધારણ કરવાને પ્રયત્ન થાય છે. તેવી રીતે ગાન અને વિક્ષણને અન્યોન્યાશ્રય રહેલો છે.

**શંકા**—ભગવાન્ તો આત્મામાં રમનારા છે. તે આત્મારામ છતાં આપની સાથે શા માટે રમશે ?

**સમાધાન**—તાવકાનામ્-સર્વાત્મભાવથી ભગવદ્રૂપ બનેલા અર્થાત્ ભગવાનના આત્મીય બનેલા ભગવદીયો સાથે ભગવાન્ રમણ કરે છે. તેથી આત્મારામ કહેવું યથાર્થ છે. આત્મીય શીવાય બીજા કોઈ સાથે રમણ કરતા નથી.

હે ભગવાન્ ! આપે પ્રતિજ્ઞા કરી છે કે–**ये यक्तलोक धर्मांश्च मदर्थेतान् बिभर्मि अहं** "મારે વાસ્તે જેમણે સગાં સંબંધી વિગેરે સમગ્ર લૌકિક કાર્યને અને સર્વ ધર્મોને છોડી દીધા છે તેમને હું ધારણ કરૂં છું. આ પ્રમાણે આપે પ્રતિજ્ઞા કરી છે. તે પાલન કરવાની ખાતર પણ ઈક્ષણને પ્રકટ કરો. ॥૨॥

**શંકા**—પ્રતિજ્ઞા પાલન કરવાની વાત ખરી. પરંતુ અવસ્થા બાધ કરનારી થશે તો ?

**સંમાધાન** કરતાં કહે છે કે—

**तोकता वपुषि तत्र राजते दृशि तु मदमानिनीमानहरणम्**
**अग्रिमेवयागि ।किमु भाविकामेऽपि निजगोपिकाभावकरणम्॥ ३**

**અર્થ**—હે પ્રભો ? આપની બાલ્યતા તો ફક્ત શ્રી અંગમાંજ માલૂમ પડે છે. ક્રિયા કે જ્ઞાનમાં બાલ્યતા નથી, અને આપની દૃષ્ટિ તો સૌભાગ્ય મદથી માનવાળાં થએલાં ગોપીજનોના માનને હરણ કરનારી છે. તો આ પ્રમાણે જેમને કામોદ્દભવ થવાનો વિલંબ છે. એવાં ગોપીજનોના ભાવપૂર્ણ કરવામાં તો શું કહેવું ? ॥ ૩ ॥

અતિબાલ્યલીલામાં સ્વીકાર કરેલા તેમને માટે શ્રીઅંગમાં બાલ્યતા શોભી રહી છે. ક્રિયા અને જ્ઞાનમાં બાલ્યતા છેજ નહિ. **ये यथा मां प्रपद्यन्ते.** આ [१]લોકમાં કહ્યું છે કે જે મને જેવી રીતે શરણે આવે છે. તેવી રીતે હું તેને સેવું છું. નંદ વિગેરે બાલ્યભાવથી પ્રભુને માનતા તેમને માટે બાલ્યતાની લીલા દર્શન કરવાની યોગ્યતા છે—

વળી જેઓનો અન્તરંગ લીલામાં સ્વીકાર કરેલો જેમણે ગૃહ વિગેરેનો ત્યાગ કરેલો છે, એવાં લીલાની ઇચ્છાવાળાં ગોપીજનોને માટેજ શ્રીઅંગમાં બે ચક્ષુ રહેલાં છે. કે જે નેત્ર સૌભાગ્યમદવાળાં ગોપીજનોના માનને હરણ કરવાનું કાર્ય કરે છે. જેવી રીતે ભુજ દંડને જોવાથી મદ ઉતરી જઈ દાસી ભાવને પ્રાપ્ત કરે છે તેવી રીતે આપનાં નેત્ર જોઈ મદ ઉતરી જાય તેમ કરવું.

બાલ્યાવસ્થામાં પણ ભગવાનના નેત્રમાં બે પ્રકારે પ્રતીતિ થઇ હતી. કેમ કે કંસની સભામાં ભગવાન્ મલ્લ લોકોને વજ્ર સમાન, પુરૂષોને પુરૂષોના મધ્યમાં શ્રેષ્ટ જણાયા, સ્ત્રીઓને કામરૂપ જણાયા. વિગેરે જુદી જુદી રીતે પોતના ભાવની માફક માલૂમ પડયા.

આ પ્રમાણે ગોપીજનોમાં જેમને કામ ઉદ્ભવ થવાને વિલંબ છે. એવી અગ્રિમ વયવાળાં પોતાનાં ગોપીજનોનો ભાવ પૂર્ણ કરવામાં શું કહેવું ? અથવા પ્રભુમય થઇ રહેલાં

અનન્યપૂર્વા ગોપીજનો પ્રભુએ આપેલો પ્રિયના સમાગમથી વધી ગએલા ભાવ વડે પ્રભુને વશ થઇ રહેલાં હતાં, તેથી તેઓ ચાલવાને પણ અસમર્થ થઇ ગયેલાં છે, અથવા–પોતાની ગોપિકાઓમાં સ્થાયિભાવરૂપ રસ પ્રકટ કરવાનું શું પ્રયોજન છે? કેમકે કાર્ય ઉત્પન્ન થયા પછી અર્થાપત્તિ પ્રમાણે કારણ જ્ઞેય છે. તેમ છતાં કારણને પુનઃ નિરૂપણ કરવું વ્યર્થ છે. તેવી રીતે–માનહરણ વિગેરે વ્યભિચારીભાવ થયા પછી સ્થાયી ભાવ ઉત્પન્ન કરવો વ્યર્થ છે.

અથવા તો આપની બાલ્યતા તો અનિર્વચનીય ( વર્ણન ન થઇ શકે એવા ) આપના અંગમાં સ્વધર્મ યુક્ત જ્ઞાન અને ક્રિયા યુક્ત શોભી રહી છે. પરંતુ નેત્ર તો માનનીનાં માન જેમ હરણ થાય તેવી રીતે વર્તે છે. આવી રીતે અવસ્થા વિરૂદ્ધ બાલ્યાવસ્થામાંજ સાધન વગરજ જોતાં માત્રમાંજ માનિનીના માનને હરણ કરે છે. તો આગળ પ્રૌઢ વયમાં કામ ઉત્પન્ન થએલાં અને હાસ્ય, વચન, દૃષ્ટિ વિગેરેથી જણાઇ આવતા ભાવોવાળાં નિજ ગોપીજનોના ભાવોને પૂર્ણ કરવામાં આપને શો વિલંબ છે? ॥૩॥

શંકા—પહેલાં કહ્યું કે બાલ્યતા શ્રી અંગમાંજ શોભી રહી છે. નહિ કે—ક્રિયા કે જ્ઞાનમાં દેખાય છે. ત્યારે તમારા કહેવા પ્રમાણે બાલક ઉઠવાને અસમર્થ હોવાથી બાલ્યાવસ્થામાં ફક્ત ચરણુજ ઉંચા નીચા કરે છે. બીજું કંઈ

જણાતું નથી. તેથી ક્રીયા કે જ્ઞાનમાં બાલ્યતા નથી એવું શાથી માલુમ પડે ?

સમાધાન—

व्रजयुवति हृद्यकनकाचलारोहणोत्सुकं तव चरणयुगलम् ॥
अभ्यासमिव नाथ सपदि कुरुते मृदुल मृदुलम्॥४॥

અર્થ—હે પ્રભો ? વ્રજ સ્ત્રીઓના હૃદયરૂપી સુવર્ણાચલ ઉપર તુરત ચઢવાને ઉત્કંઠાવાળા આપના ચરણો અભ્યાસ કરતા હોય એમ હે નાથ ! વારંવાર સરળ રીતે મૃદુતાથી ઉંચા નીચા કરે છે.

રહસ્ય—વ્રજ એટલે ચાલવાનો ધર્મવાળું. એવું સ્વભાવથી ચળ એવાવ્રજ સંબંધી અને તેમાં વળી તરૂણ અવસ્થાથી ચંચલ થએલાં ગોપીજનોના હૃદયરૂપી ચંચળ સ્થાનમાં રહેલા સ્તનરૂપી સુવર્ણાચલ તે ઉપર ચઢવાને ઉત્કંઠાવાળું હે પ્રભુ ? આપનું ચરણ કમળ છે.

અથવા તો—સોનાના અચળને ચઢવાને ઉત્કંઠાવાળુ ભગવાનને પણ મનોહર કનકાચળ મોહ પમાડે છે તેથી તે ઉપર ચઢવાને ઉત્કંઠાવાળુ—ચરણ યુગલ છે. જો કે બહુ પર્વત ઉપર આક્રમણ કરવાને બે ચરણ અસમર્થ લાગે પરંતુ પ્રત્યેકનું આક્રમણ બે ચરણથીજ અનુક્રમે કરવા ઉત્કંઠા ધરાવે છે. “ આપનો રસાત્મક ભક્તિને આપનારો

ચરણુ અમારા હૃદય ઉપર ધારણુકરી ત્રિવિધ તાપને અને વિરહ તાપને દૂર કરો. " એ પ્રમાણે ગોપીજનો પ્રાર્થના કરી શકે તે પ્રાર્થના સત્ય કરવાની ખાતર પર્યંકમાં ચરણોને વારંવાર કોમળ કોમળ ઉંચા નીચા હલાવી બાળપણમાં વિદ્યાભ્યાસની માફક અભ્યાસ કરે છે.

અથવા હે નાથ ? આપનું શ્રી ચરણુ ગોપીજનોના વૃક્ષ: સ્થળને જોવાથી ઉત્સુક થઈ વારંવારકોમળ કોમળ ચલા-યમાન થાય છે. કેમકે મોહક વસ્તુ જોઇ ચલાયમાન થાય એવો નિયમ છે.

વળી મૃદુ કોમળ આપના ચરણો સુવર્ણના સમાન કઠણુ ગોપીજનોના સ્તનના ઉપર આરોહણુ કરવાને ધીમે ધીમે આપ બાલ્યાવસ્થામાં આરંભથી અભ્યાસ કરી રાખો છો તેથી આપનો ચરણુ પર્યંકમાં કોમળ કોમળ ચંચળ થાય છે. અર્થાત્ ઉંચો નીચો થાય છે.

ગોપીજનો ભગવાનને આલંબનવિભાવ રૂપ છે. જ્યારે રસની અધિકતા થાય ત્યારે પુંભાવ પ્રાપ્ત થતાંજ સ્ત્રી વખતે દૃઢ બંધ વિશેષ કરવાને આજથી આપનો ચરણુ અભ્યાસ કરતો હોય એમ ચંચળ લાગે છે.

શંકા—વળી ચંચળ વસ્તુ ઉપર આક્રમણ કરવું ઘણું અશક્ય છે. કેમકે વ્રજ એટલે ચલગતિવાળુ તે સંબંધી યુવા·

વસ્થાથી ચંચળ બનેલી ગોપીજનો ચંચળ સ્તનો છતાં તેમને અચળ એવી ઉપમા કેમ [१]લોકમાં આપી ? **સમાધાન** કે—તામસ ગોપિકાઓ રાજસથયાં અને રાજસ પછી સાત્વિક થઇને તેઓ નિર્ગુણ થયાં. માટે આધારને ચંચળ સ્વીકાર્યું છે. કેમકે તે ચંચળ આધાર નિર્ગુણ થતાં અચળ સ્થાનમાં સ્થિર થશે. કેમકે ભગવાનના ચરણ કમળનો સ્પર્શ થવાથી તે ચલાયમાન ગોપીજનો નિર્ગુણ થતાં અચળ પ્રભુના સ્થાનને પ્રાપ્ત કરશે એવું સૂચવનારા પ્રભુના શ્રીચરણ પર્યંકમાં મંદ મંદ ડોલે છે. ॥ ૪ ॥

શંકા--લોકમાં જેવો વેશ તેવી આકૃતિ એ પ્રમાણે નિયમ પ્રસિદ્ધ છે. માટે પ્રાર્થિત દાનમાં વેશ પણ બાધક રૂપ છે. અર્થાત્ નૂતન વેશ કરી સુન્દરતા કરવી એ બાધક રૂપ છે. આ શંકાનું સમાધાન કરતાં કહે છે કે--

**अधिगोरोचना तिलकं**

**अलकोग्द्रथितविविध मणिमुक्ताफलविरचितम् ॥**

**भूषणं राजते मुग्धतामृतभरस्पंदिवदनेन्दु राक्षितम् ॥ ५ ॥**

**અર્થ**--કુંકુમ વિગેરેથી કરેલા તિલક ઉપર ગોરોચન તિલક કરેલું છે એવું અને કેશની અન્દર ગુંથેલા પદ્મરાગમણિ, મોતિ વિગેરેથી રચેલું આભૂષણ શોભી રહ્યું છે એવું, મુખારવિન્દ, સુન્દરતારૂપી અમૃતથી ભરેલું અમૃતરસને વર્ષાવનારૂં છે.

રહસ્ય—(અધિનો અર્થ—ટીકાકાર—"ઉપરના ભાગમાં" એવો સ્વીકારે છે.) કુકુંમ વિગેરેથી તિલક કર્યાબાદ દૃષ્ટિદોષ ન થાય તેટલા સારૂં લોકમાં કસ્તુરી વિગેરેનું તિલક ઉપરના ભાગમાં કરવામાં આવે છે. તેવી રીતે તિલક અને ગોરોચનની અચાવાળુ—ભગવાનનું મુખારવિન્દ છે. કે જે મુખારવિન્દમાં કેશની અંદર ગુંથેલું એવું જુદી જુદી જાતના પદ્મરાગ વિગેરે મણિઓ—મોતી વિગેરેથી બનાવેલું આભૂષણ શોભી રહ્યું છે, તે ફક્ત જોવાને માટેજ છે. ભગવાનને તેવા આભૂષણથી શોભા સજવાની જરૂર નહોતી કેમકે—તેમનું મુખારવિન્દ અત્યન્ત બાલ્યાવસ્થાની સુન્દરતાના ધર્મરૂપી અમૃતથી ભરેલું છે, અને તે અમૃતરસને વર્ષાવનારૂં છે.

હવે તાત્પર્યાર્થ કે—મુગ્ધ એટલે કોટી કંદર્પ (કામના) કરતાં પણ વધારે લાવણ્યતાવાળા અને જેના દર્શન સ્પર્શન, ભાષણ વિગેરેથી ઉત્પન્ન થએલા અમૃત (મોક્ષતુલ્ય સુખ)થી પણ અર્થાત્ ચતુર્વિધ મોક્ષના કરતાં પણ અધિક જે અમૃતપાન ( લીલાસ્વાદ ) ને કરનારૂં ભગવાનનું મુખારવિન્દ છે, કે જે મુખારવિન્દને જોવાથી પહેલાં ગણાવેલો રસ ઉત્પન્ન થાય છે.

ઉપરના શ્લોકનું બીજું વ્યાખ્યાન કરે છે.—

તિલકની ચારે તરફ ગોરોચનનું તિલક કરેલું છે. ચારે તરફ કહેવાનો ભાવાર્થ એ છે કે—જે કંઈ જે કાર્યને માટે

નિર્માણ કર્યું હોય તે તેની સંપૂર્ણ ફલસિદ્ધિ ભગવાન કરે છે.

શ્રૃંગારમાં કસ્તુરી વિગેરેની અર્ચાયુક્ત તિલક કર્યું છે, છતાં તેને નહિ કહેતાં વશીકરણ શાસ્ત્રમાં કહેલા ગોરોચનનું તિલક કરેલું છે, એવું કહેવાનું કારણ એ કે—જે જે રાજસ-તામસ ભક્તોમાં અર્થાત્ તેવા તેવા ભાવવાળા ભક્તોમાં ભગવાન્ જ્યાં જ્યાં શ્રીનેત્ર ફેંકે છે, કટાક્ષ કરે છે. ત્યાં ત્યાં તે ભક્તોને નિર્ગુણ કરી તેમનું મન પોતામાં વશ કરી લે છે. એવો ગોરોચન તિલકનો ભાવ વશીકરણ નિકળે છે. હવે તેવીજ રીતે ભક્તિના ભંડારરૂપ તિલકવાળા મુખારવિન્દ આગળ ભક્તિની ચારે તરફ અનુકૂળતાએ બેઠેલા અલકરૂપી મુક્ત જીવો સ્વાનુભવથી રચેલા ગ્રન્થોમાં ગ્રન્થેમાં વિવેચનરૂપે કહેવામાં આવેલા જુદી જુદી જાતના ભક્તિમાર્ગીય સાત્વિક, રાજસ, તામસ, ભાવ સાધન ભૂતમણિઓ વિશેષ તેજને લીધે નિધિરૂપે રહ્યા છે—તેથી તે સાત્વિકપણું સુચવે છે, જેવી રીતે નિધિનું સારી રીતે રક્ષણ કરવામાં આવે છે. તેવી રીતે સાત્વિક ભંડારરૂપ ભાવનું અન્ય માર્ગીય સાધનોથી રક્ષણ કરવું એમ સૂચવી આપે છે.

રજોગુણનો સ્વભાવ બુદ્ધિને વિક્ષેપ કરવાનો હોય છે તેવી રીતે અહિંઆં મણિની ચકચકતામાં મન ખેંચાય છે, તે માયારૂપ હોવાથી મોહરૂપપણું છે, બીજામાર્ગનાં સાધનો જોવામાં આવે છે છતાં પણ તેમાંજ (મણિમાં) આગ્રહ થાય

છે, તેથી હઠ ધર્મરૂપ તામસપણું પણ છે. માટે સાત્વિક-રાજસ તામસ વિગેરે જુદા જુદા ભાવવાળું મણિપણું છે.

મુક્તાફલ—તે નિર્ગુણ સાધન સૂચવે છે. ઉપર મણિની માફક સગુણ સાધન સૂચવતું નથી ભક્તિમાર્ગીય ઉત્તમ ફલ પ્રાપ્ત થશે. ભક્તિમાર્ગીય ઉત્તમ ફલનો સંબંધ થશે, સર્વ ફલથી ઉત્તમ એવું ફલ પ્રાપ્ત થશે, માટેજ મુક્તાફલને ઉત્તમ ફળથી ભૂષણરૂપે કહ્યું છે—

આ પ્રમાણે મણિ અને મોતિ વિગેરેથી અધિક શોભી રહેલું ભગવાનનું મુખારવિન્દ આનન્દરસનું પાન કરાવનાર છે, માટે શ્લોકમાં "વદનેન્દુ સ્મિતમ્" કહ્યું છે, આવા વદનેન્દુની શોભા જોવાથી સ્વરૂપરસનું જ્ઞાન થાય છે.

તેથી તમારી શંકાના સમાધાનમાં કહેવાનું કે-ઉપરોક્ત પ્રભુનો વેશ અને આકૃતિ અમારા ભાવને વધારે છે-નહિ કે કોઈ રીતના બાધને કરનારી છે, કેમકે પ્રભુનું દર્શન સ્પર્શન કરતાંજ અમારૂં મન તેમાં જોડાઈ જાય છે. ॥ ૫ ॥

શંકા—ભૂષણોથી કરેલો શણગાર વેશ તો બન્ને ધર્મને બતાવનાર છે પરંતુ દૃષ્ટિ દોષને નિવારણ કરવા માટે કરેલો વેશ તેતો પ્રાર્થિત દાન કરવામાં બાધકરૂપ છે—આ આ શંકાનું સમાધાન કરતાં આગળનો શ્લોક આરંભે છે—

**भूतले मातृ रा[illegible] न [illegible] रति**

**प्रार्थित शोभया [illegible] ॥**

स्मर धनुषि मधु पिबन् अलिराज
इव राजते मणीय मुख मुपनयन् ॥ ६ ॥

**અર્થ**—ભ્રુકુટિ ઉપર માતાજી શ્રીયશોદાજીએ કરેલા અંજનના બિન્દુથી અતિશય શોભાવડે ( આશ્ચર્ય ઉત્પન્ન કરી ) દૃષ્ટિ દોષને દૂર કરતા, વળી તે બિન્દુની એક અપર શોભા થઇ આવી કે—ભગવાનની ભ્રુકુટિને કામનું પુષ્પ બનાવેલું ધનુષ રૂપે માનીને બિન્દુ રૂપી ભ્રમરનો રાજા મધુ-પાન કરવા આવ્યો હોય એમ મુખારવિન્દ અત્યન્ત શોભવા લાગ્યું. આવી રીતે આપનામાં પ્રેમવાળા જનોના સુખને વધારતા હે પ્રભો ? આપનું નેત્ર અમારા તરફ પ્રકટો.

**રહસ્ય**—ભ્રુકુટી કામના ધનુષરૂપ હોવાથી અને તે કામધનુષ પુષ્પનું બનેલું હોવાથી તે પુષ્પનો મધુરૂપી રસના સમુદ્રની ઉછળતી છોળોને ભ્રુકુટીરૂપી તટ રોકી રાખે છે, તેવી ભ્રુકુટી તટ ઉપર ભગવાનની અગણિત શોભાથી શ્રીનેનજર લાગે તે રૂપી દૃષ્ટિદોષ દૂર કરવાને માટે અંજનબિન્દુ કરવામાં આવ્યો છે. તે દોષને દૂર કરીને અધિક શોભી રહ્યો છે લોકમાં તો "શોભામાં ખામી લાવવાથી દૃષ્ટિદોષ ન લાગે" એવા આશયથી દૃષ્ટિબિન્દુ કરી શોભામાં ન્યૂન કરવામાં આવે છે-પરંતુ અહિંઆં તો અંજનબિન્દુથી શોભા ન્યૂન ન થતાં અત્યંત વધી પડી, તેથી શ્લોકમાં **અતિશયિત શોભા** કહેવામાં આવ્યું છે. શોભા અતિશય વધી જવાથી ભક્તોના હૃદયમાં જે આશ્ચર્ય

રસ ઉત્પન્ન થાય તે આશ્ચર્યતાથી અમૃતબિન્દુ અહિંઆં દૃષ્ટિદોષને દૂર કરે છે. અન્યથા મુખની વિકૃતિ (બેડોળપણું) કરી દૃષ્ટિદોષ દૂર કરવાને તો ઘણાં સાધન છે. સારાંશ કે–શોભા ન્યૂન કરવાની ખાતર કરેલું અંજનબિન્દુ અહિંઆં શોભાની અત્યંત વૃદ્ધિ કરે છે, આવી શોભા કોઇ પણ વસ્તુમાં નથી.

૨ અમે તો કહીએ છીએ કે–અમારી દૃષ્ટિદોષને દૂર કરવાને માટેજ અંજનબિન્દુ છે, જ્યારથી આરંભી પ્રભુની ભ્રકુટી ઉપર કરેલું અંજનબિન્દુનું દર્શન કરવામાં આવ્યું ત્યારથી આરંભી “પ્રભુને અર્પણ કરી ભગવદીય કર્યા શીવાયના પદાર્થનું દર્શન થતાં જે દોષ થાય” તે દોષ દૂર કરવાને આ અંજનબિન્દુ છે. આ અંજનબિન્દુના દર્શન સામર્થ્યથી અમોને ભગવદીય શીવાયના કોઈ પદાર્થનું દર્શન થતુંજ નથી.

## (હવે કેવી રીતે અંજનબિન્દુ શોભે છે તે દર્શાવેછે.)

**અલિરાજ**—સામાન્ય ભ્રમરાઓ જેમ સારા સામાન્ય અને હલકા પુષ્પોમાંથી પણ રસ લેછે તેવી રીતે ભ્રમરોનો અધિપતિ લેતો નથી–ભ્રમરાધિપતિનો કામદેવના બાણના પુષ્પોમાંથી કે તેના સમાન પુષ્પોમાંથી મધુરસનું પાન કરે છે, કામધનુષ પુષ્પનું હોય છે, તે પુષ્પના પ્રકટ રસનુંજ પાન કરે છે.

આ રીતે શ્લોકમાં ભગવાન્ ને મન્મથ ( કામ ) રૂપ કહ્યા તે કામરૂપ પ્રભુ ભ્રુકુટીરૂપી ધનુષ ચઢાવી આગળ અ- આશ જેવાને તે ધનુષથી વશ કરી મધુપાન કરાવશે તેવો આશય તે સૂચવી આપે છે. માટે આ શ્લોકમાં કહે છે કે– સ્નેહવાળા ભક્તોના સુખને પ્રકટ કરતા અર્થાત્–પ્ર એટલે અત્યન્ત નમ્ર તે, પ્રણયી કહેવાય–પોતાના કામધનુષથી વશ કરેલા પ્રભુમાં તલ્લીન થએલા ભગવદીયોને હંમેશાં સુખને કરનાર છે, અંજનબિન્દુના દર્શન પ્રભાવથીજ ભગવાન્માં નિગ્રહ થઈ જાય છે, અને નિગ્રહ થતાં દિનતા પ્રાપ્ત થાય છે, દિનતાથી વિરહ અને વિરહથી ભગવદાર્તિ થતાંજઅલૌકિક લીલા સ્વાદરૂપી સુખ મળે છે, માટેજ તે અંજનબિન્દુ શોભી રહ્યું છે.

તેથી શંકાના સમાધાનમાં કહેવાનું કે પ્રાર્થિત દાનથી થતા પ્રભુના સુન્દર વેશથી બાધક જ્ઞાન થતું નથી, ઉલટું સાધક જ્ઞાન થાય છે.

આ પ્રમાણે ધ્રુવપદ સાથે છ કારિકાથી પ્રભુના સર્વાંગનું વર્ણન કર્યું. અથવા સાડાપાંચ કારિકાથી કહીએ તો ચાલે ધ્રુવપદને અડધી કારિકા ગણવી. જેમકે, ધ્રુવપદની સાથે પ્રથમ કારિકાથી શયનક્રિયા અને દૃષ્ટિનું નિરૂપણ કર્યું. બીજી કારિકાથી દંત અને હાસ્યનું વર્ણન કર્યું. ત્રીજીથી શ્રીઅંગ અને કટાક્ષનું વર્ણન કર્યું. ચોથીથી ચરણક્રિયાનું વર્ણન કર્યું છે. અને પાંચમી કારિકાથી મુખચન્દ્રની શોભાનું વર્ણન કર્યું

અને છઠ્ઠીથી ભ્રુકુટી અને તેના ઉપર કરેલા અંજનબિંદુની વર્ણન કર્યું. આ પ્રમાણે છ ધર્મ અને છ ક્રિયાનું એટલે દ્વાદશાંગ પુરૂષનું વર્ણન કર્યું. અથવા છ કારિકાથી ભગવાનના છ ગુણોનું વર્ણન કર્યું. અને સાતમી કારિકાથી ધર્મી ભગવાનનું વર્ણન કરે છે. તેનો ક્રમવાર નિરૂપણ નથી.

પરંતુ પ્રથમ કારિકાથી જ્ઞાનનું વર્ણન કરે છે, તે જ્ઞાનનું વર્ણન કરતાં સૂચવે છે—જ્યારે સામાન્ય જીવો અથવા તો દૈવીસૃષ્ટિમાં ઉત્પન્ન થએલા જીવોનાં સાધનફળ જોઈ તેમજ તેનો ભાવ જોઈ યોગ્ય ફલ આપે છે. ત્યારે જ્ઞાન થાયછે.

બીજી કારિકામાં યશ વર્ણવે છે. તે યશ ક્યારે પ્રાપ્ત થાય તે જણાવે છે. જ્યારે ઉદ્ધાર ન થઇ શકે એવા નિ:સાધન જીવોનો ઉદ્ધાર કરવાના સમયે યશ પ્રકટ થાય છે.

ત્રીજી કારિકાથી ઐશ્વર્યનું સૂચન કરે છે. તે કર્તુમ્ અકર્તુમ્—અન્થાકર્તુમ્ સમર્થપ્રભુનું ઐશ્વર્ય જ્યારે સાધનની અપેક્ષા વગર ઉદ્ધાર કરે છે ત્યારે પ્રકટ થાય છે કોઇ વખત લૌકિક પ્રવાહની સ્ફુર્તિ છતાં પણ અનુગ્રહનું દાન કરવું એ નાના પ્રકારે કરવાને સમર્થપણું સૂચવી આપે છે. સ્ત્રી દેહને જે સાયુજ્યમુક્તિ આપવી તે અન્યથાકર્તું બતાવી આપે છે આ પ્રમાણે ઐશ્વર્યનું ભાન ત્રીજી કારિકાથી થાય છે.

ચોથી કારિકાથી વીર્ય બતાવે છે કે—અનેક વિધ સંસારોપાધિથી ક્ષુદ્ર થઇ ગએલાનો ક્ષુદ્ર દોષ નિવારણ કરી,

પોતાના સમાનબલને પ્રકટ કરીને સ્વસમાન લીલામાં તેમનો પ્રવેશ કરાવે છે. તે વીર્ય સૂચવે છે. અને પોતે ભગવાન્ છતાં ભક્તને આધિન થઇ રહેવારૂપી વીર્ય પણ બતાવે છે.

પાંચમી કારિકાથી શ્રીનું દ્યોતન કરે છે. જ્યારે ભક્તને માટે કોટી કંદર્પથી પણ અધિક લાવણ્યતા–સૌન્દર્યતાને પ્રકટ કરે છે ત્યારે શ્રીદર્શાવી આપે છે.

છઠ્ઠીથી દોષ નિવારણ કરવાથી વૈરાગ્યયુક્ત થતાંજ ભગવત્વ સિદ્ધ થવાથી અમારો અંગીકાર કરો. એ પ્રમાણે છઠ્ઠી કારીકાથી વૈરાગ્ય બતાવે છે. અને સાતમીમાં ધર્મી સ્વરૂપ ભગવાનનું વર્ણન છે.

બીજા પક્ષથી એવી રીતે સમજવું કે- પ્રથમ કારિકાથી જ્ઞાનેન્દ્રિયલીલાનું વર્ણન કર્યું. બીજી થીહસવું. આલ્હાદ એ મનનું કારણ હોવાથી મનલીલાનું વર્ણન કર્યું, ત્રીજીમાં અલૌક વિગ્રહનું વર્ણન હોવાથી શારીરીક લીલાનું વર્ણન કર્યું. ચોથીથી પ્રાણ–ધર્મરૂપ બલના કાર્યનું વર્ણન કરે છે. તેથી પ્રાણલીલાનું વર્ણન છે. અને બાકીની બે કારિકાથી અત્યંત શોભાનું વર્ણન કરવાથી કોટી કામદેવની શોભાથી પણ અધિક શોભાવાળા સ્વરૂપવડે ભક્તનો ઉદ્ધાર કરવાપણું સૂચવે છે.

આ પ્રમાણે ષડ્ધર્મ અને ક્રિયા સાથે સર્વ અંગનું વર્ણન કર્યું હવે લીલાઓ સાથે વર્ણન કરતાં અનેક પ્રકારે અનુગ્રહની પ્રાર્થના કરી હવે ઉપસંહાર કરે છે.

वचनरचनोदारहाससहजस्मितामृतचयैरार्तिभरमपनयन् ॥
पालय सदाऽस्मान् अस्मदीयश्रीविठ्ठले निजदास्यमुपनयन् ॥
प्रेङ्खपर्यङ्कशयन० .... .... .... ....ध्रुवम्

**અર્થ**—વચન, શૃંગારરચના, હાસ્ય, સ્વાભાવિક હાસ્યરૂપી અમૃતના સમૂહોથી વિરહાર્તિને દૂર કરનારા, હે પ્રભો ? અમારા શ્રીવિઠ્ઠલ પ્રભુમાં પોતાના દાસ્યનો સ્વીકાર કરી અમારૂં હંમેશાં પાલન કરો.

**રહસ્ય**—**વચન** એટલે પ્રિયાને સંદેશ કરવારૂપી, **રચના એટલે**-શય્યા વિગેરે તથા શૃંગાર વિગેરેની રચના, જ્ઞાનરૂપી **હાસ** ઉદાર હાસ્ય કોઇથી ન આપી શકાય એવા દાન આપવાને માટે પ્રકટ કરેલું છે. પ્રભુનું **સહજ હાસ્યરૂપી**·મુખ્ય સૌન્દર્ય ઉત્તમ ફલરૂપી દાન આપવાને સમર્થ છે. મોહ કરવાને તે હાસ્ય નથી.

આ પ્રમાણે પ્રભુનાં વચન-રચના-ઉદારહાસ અને સહજસ્મિત વિગેરે રૂપી જે અમૃત છે, તે દર્શન શ્રવણથી કાલધર્મ નિવૃત્તિ પૂર્વક મોક્ષ સમાન બ્રહ્માનન્દને આપનાર છે, પરંતુ તે અમૃતનો સમૂહ તો બ્રહ્માનન્દથી પણ વિશેષ ચઢીયાતા પ્રેમભક્તિરૂપી ફલને આપનાર છે.

આવા અમૃતના સમૂહરૂપ વચન વિગેરેથી પ્રભો ? અમારી દર્શન-સ્પર્શન-આલાપ-હાસ-લીલા ચેષ્ટા સંબંધી

આર્તિ દૂર કરી અમારૂં પાલન કરો ? સ્વીકાર કરો ? અ-નિષ્ટની નિવૃત્તિ અને ઈષ્ટની પ્રાપ્તિ કરી આપો—

વળી જેમ ભ્રમરો એક વખત મધુપાન કરી પુષ્પનો ત્યાગ કરે છે તેવી રીતે આપને કરવું ઉચિત નથી, પરંતુ-

**श्रीविठ्ठले दास्यमुपनयन्**—જેવી રીતે આર્તિ અનિષ્ટરૂપ છે, તેવી રીતે શ્રીવિઠ્ઠલના દાસ્યનો સ્વીકાર ન કરે, તે પણ અનિષ્ટરૂપ છે.

સૌભાગ્ય મદથી માન થયા પછી વિરહમાં “ સંદેહને લાવનાર મધ્યસ્થદૂતિ મનાવા માટે અનેક પ્રકારે પ્રણિપાત (દંડવત્ ) વિગેરેથી સમાધાન કરે છે. પરંતુ તેમ કર્યા શીવાય પોતાની મેળેમાન ત્યાગ કરવો અશક્ય છે અને વિરહ કાયમ રહેવાથી સર્વેનો નાશ થવા વખત આવે, માટેજ અમોએશ્રીવિ-ઠ્ઠલત્વ આપ્યું છે. કેમકે તે પ્રભુ અમારી અનિષ્ટનિવૃત્તિ કરશે.

**विशेषण ज्ञानेन ठाः शून्याः, तान् लाति स्वीकरोति, इति विठ्ठलः** અધિક જ્ઞાનથી શૂન્યજનો ઉપર અનુગ્રહ કરી સ્વીકાર કરનારા પ્રભુ શ્રીવિઠ્ઠલ છે-પોતે શ્રી સહિત છે, તેથી વિરહમાં અમારૂં સર્વ જ્ઞાન જતું રહે છે-તોપણ અમારો સ્વીકાર કરે છે. દાખલા તરીકે ગોપીજનોને વિરહ થતાં તેઓ વૃક્ષ, વૃક્ષ, પ્રતિવૃક્ષ, આપની ખબર પુછવા લાગ્યાં કે-શું આપે કૃષ્ણ જોયા ? આવી રીતે જ્ઞાનશૂન્યજનોનો સ્વીકાર કરનારા છે.

આવી રીતે અજ્ઞાની એવા અમારો પ્રભુ સાથે સંમેલન કરાવી સ્વીકાર કરે છે, માટે વિઠ્ઠલત્વને પામેલા તેમાં વળી શ્રી સાથે કહેવાથી "જેનો જે કાર્યમાં અધિકાર હોય તે કાર્ય કરવાનેજ સમર્થ થાય છે" તેવી રીતે લક્ષ્મી સહિતનો અધિકાર દાસ્યમાં ઉપયોગ છે-માટે અમોએ વિચાર કરીનેજ અધિકાર આપ્યો છે. માટે શ્રીસહિતવિઠ્ઠલપ્રભુના દાસ્યને સ્વીકારો.

વળી શ્રીયશોદાજીના અંકમાં લાલન કરતા શ્રીપુરુષોત્તમમાં અમારૂં દાસ્ય આપનેજ નમીને, અને સર્વ વિષયની દાસ્યતા છોડાવી દઇને, અને વિરહથી થએલા તાપને દૂર કરીને, આપની આજ્ઞાથી પુરુષોત્તમની અન્તરંગ લીલામાં પ્રવેશની અભિલાષા છે, લીલા પ્રવેશ કરાવતી વખતે પ્રાર્થના, સાધન, અસાધન, વિગેરે કંઈ પણ વિચાર કર્યા શીવાય અમારો પ્રવેશ પાસે લઈ જઈ આપ કરાવો. અમારા કરેલા વિચારમાંતો કંઈ ફેરફાર થાય, પરંતુ **स्थापय** એવું શ્લોકમાં વર્તમાન પ્રયોગવાળુ વાક્ય હોવાથી સૂચવે છે કે-આપજ હમેશાં અમારો અન્તરંગ લીલામાં પ્રવેશ કરાવી દાસ્યમાંજ હંમેશાં સ્થાપો ?

**આ પ્રમાણે હેતુરૂપ દાસ્યદાન પ્રાર્થના કરતાં સર્વ રીતે હંમેશાં પાલન કરો ! એવી આશીષવાળી** પ્રાર્થના પુરી થઇ.

विवृत्ता चाति यत्नेन कृतिः श्रीविठ्ठल प्रभोः ॥
विलोक्य मार्जनीया स्यात् सुहृद्भिः स्नेह पारगैः ॥१॥

શ્રીવિઠ્ઠલ પ્રભુની કૃતિ પલના અધિ પ્રયત્નથી વિવરણ-યુક્ત કરી, તે જોઇને સ્નેહને પાર પામેલા પ્રભુના પરમ ભગવદીયોએ શુદ્ધાશુદ્ધનો વિચાર કરવો.

**इति श्रीविठ्ठल प्रभु विरचितः पर्यङ्कः सविवरणः समाप्तः**

## ॥ अथ द्वितीयपर्यङ्कः ॥

પ્રથમપર્યંક વિવરણ સહ સમાપ્ત કર્યું, હવે આ દ્વિતીયપર્યંક પણ શ્રીગુંસાઇજી વિરચિત છે. તેને ભાવાર્થદર્શક અનુવાદિત કરી અત્રે મુકવામાં આવે છે. પ્રથમ પર્યંકમાં આવેલાં પદોમાંના શબ્દો ઘણાખરા આ દ્વિતીય પર્યંકમાં દૃશ્યમાન થાય છે, માટે વિવરણ દિદૃક્ષુએ પ્રથમ પર્યંકગત વિવરણમાં દૃષ્ટિ પ્રવેશ કરાવવો.

कलयति दोलिकामञ्च शयनम्.... .... ....भुवनम्
*तिलक गोरोचनं, भाल मुक्ताफलं, ॥ १ ॥
कुटिलकुन्तल मुखं, चकित नयनम् ॥

* આ પદનું વિવરણ પ્રથમ પર્યંકમાં છે.

દોલતા હિંડોલામાં શયનને કરનારઃ પ્રભુને (શ્રીયશોદાજી) લાલન કરે છે. ( હિંડોલે છે અથવા રમાડે છે. )

પ્રભુનાં વિશેષણ કહે છે કે જે પ્રભુએ ગોરોચનનું તિલક કરેલું છે. લલાટની અંદર મુક્તાફળથી ( કેશવાળી ગુંથી છે એવા ) વક્ર કેશથી વ્યાપ્ત મુખારવિન્દવાળા, ચંચળનેત્રવાળા હિંડોલામાં શયન કરેલા પ્રભુને લાલન કરે છે.

*चरणसञ्चालनं मोदभरगायनं, प्रतिबिंबदर्शने मृदुलहासम्
बाललीलापरं मधुरनूपुरधरं, भाषणे स्फुरितनासाविकासम् २

અર્થ—ચરણને વારંવાર હલાવતા, હર્ષથી ભરેલા ગાનને કરનારા, મન્દહાસ્યવાળા, બાલલીલાને કરવામાં તત્પર, સુન્દર નૂપુરને ધારણ કરનારા, અને વચનોચ્ચાર સમયે સ્ફુરક્તા શ્રીનાસિકાના વિકાશને કરનારા, ભગવાન્‌ને દોલતા હિંડોલાના શયનમાં લાલન કરે છે. ॥ ૨ ॥.

अङ्गुष्ठचोषकं गूढरसपोषकं, स्वल्पसंतोषकं कृष्णचन्द्रम् ॥
गोपिकाजनमनोमोद संपादनं तदभिलाषिताकृतौ विमततन्द्रम् ३

અર્થ—અંગુઠાને મુખમાં ચુષતા, ગુપ્ત રસને વધારનારા, જરા પ્રેમથીજ સંતોષ પામતા, શ્રીગોપીજનોના મનમાં હર્ષને ઉત્પન્ન કરનારા, અને તે ગોપિજનોના મનોરથ પૂર્ણ કરનારી આકૃતિવાળા, આલસ્ય વગરના શ્રીકૃષ્ણચન્દ્રને દોલતા હીંડોલામાં લાલન કરે છે. ॥ ૩ ॥.

॥ इतिश्रीविठ्ठल मख विरचितो द्वितीय पर्यङ्कः समाप्तः ॥

---

* ચરણ સંચાલનનું વિવરણ જુઓ પ્રથમ પર્યંકમાં છે.



## *॥ श्रीहरिरायप्र॰ विरचित॰ ॥

# ॥ अथ जन्म वैफल्य निरूपणाष्टकम् ॥

અનેક સુકૃતથી મનુષ્યાવતાર પ્રાપ્ત થાય છે. પશુ-પક્ષી વિગેરે અનેક યોનીના અવતારમાં આત્મોદ્ધાર થઇ શકતો નથી. અહાર, નિદ્રા, ભય, મૈથુન વિગેરે બધામાં સમાન જોવામાં આવે છે. પરંતુ મનુષ્યાવતારમાં પ્રજ્ઞાશક્તિ વિશેષ જોવામાં આવે છે. માટે દુર્લભ મનુષ્યાવતારને અસન્માર્ગમાં દોરી નકામો વિતાવી દેઇ આત્મોદ્ધાર ન કરવો. એ મનુષ્ય જીંદગી ભોગવારને મોટામાં મોટી ભૂલ જેવું છે. મનુષ્યાવ-

---

* શ્રીગુસાંઇજીના ગ્રન્થોની સમાપ્તિ થતાં, અર્થાત્ શ્રીમહાપ્રભુજી અને શ્રીગુંસાઇજીના ગ્રન્થો પછી તેમજ શ્રીરઘુનાથવર્ય અને શ્રીહરિરાય પ્રભુના ગ્રન્થોના આરંભમાં બધા ગ્રન્થોના વચમાં દેહલીદીપન્યાય પ્રમાણે આ અતીવ ઉપયોગી શ્રીજન્મ વૈફલ્ય નિરૂપણાષ્ટક મુકવામાં આવ્યું છે.

તારની અગણિત મૂલ્ય કરનાર શ્રીશુકદેવજી શ્રીભાગવતમાં કહે છે–કે "ચોરાશી લક્ષયોનીની ગણત્રીમાં આવેલા દુર્લભ મનુષ્યાવતારને મેળવીને જે માણસ ગુરૂરૂપી કર્ણધાર (નાવિક) કરી. પ્રભુ કૃપારૂપી વાયુથી પ્રેરાતા દેહરૂપી નાવમાં બેશી સંસાર સમુદ્રને તરી જતો નથી તે ખરેખર આત્મઘાતી મનુષ્ય કહેવાય છે" સ્ત્રી હો કે પુરૂષ હો! શ્રીમંત હો કે ગરીબ હો! બ્રાહ્મણ હો કે શૂદ્ર હો! ગમે તે હો! પરંતુ દરેક મનુષ્ય આત્માનો ઉદ્ધાર કરવાને શાસ્ત્રની આજ્ઞાથી ફરજવાન્ છે. આવી રીતે આત્માનો ઉધ્ધાર શી રીતે થાય, અને કેવી રીતે વર્તે તો મનુષ્યાવતાર નિષ્ફળ જાય તે દર્શાવવા માટે શ્રીહરિરાય પ્રભુ "**જન્મ વૈફલ્ય નિરૂપણાષ્ટક**" નામનો ગ્રન્થ ભકતોને ઉપકાર કરવાને પ્રકટ કરે છે. આ ગ્રન્થમાં પૂજ્યચરણ બાવીસ આજ્ઞાઓ કરે છે. તે બાવીસ આજ્ઞાને હૃદયમાં ધારણ કરનાર મનુષ્યની જીન્દગી કૃતાર્થ થઇ. **भिद्यते हृदय ग्रन्थिः छिद्यते सर्व संशयः ॥** હૃદયની ગ્રન્થી ભેદાઈ જઈ સર્વ સંશયો છુટી જાય છે.

**नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी ॥**
**नाराधि राधिकानाथो वृथा तज्जन्म भूतले ॥ १ ॥**

**અર્થ**—શ્રીમત્ પુરુષોત્તમ મુખારવિન્દ શ્રીઅગ્નિસ્વરૂપ વલ્લભ પ્રભુનો જે માણસે આશ્રય કર્યો નથી, શ્રીમહા-

પ્રભુકૃત શ્રીમદ્ભાગવત, શ્રીસુબોધિનીજીનું દર્શન કર્યું નથી. અર્થાત્ શ્રીસુબોધિનીજીનું શ્રવણ, મનન, પઠન, કર્યું નથી, કે શ્રીરાધિકાજીના નાથ શ્રીકૃષ્ણ પ્રભુનું સેવન કર્યું નથી, તે તે માણસનો જન્મ આ ભૂતલ ઉપર વૃથા છે.

**સારાંશ**—શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે—

**सवै पुसां परोधर्मो यतो भक्तिरधोक्षजे ॥**

શ્રીપુરુષોત્તમમાં ભક્તિ થાય એજ માણસનો મુખ્ય ધર્મ છે. આ ધર્મ જેણે બજાવ્યો નથી. તે માણસનો આ જન્મ વૃથા છે. ૧ ॥ **પ્રભુ સેવા અને સમર્પણ રૂપી મનુષ્યની ફરજ બતાવે છે**

**न गृहितं हरेर्नाम नात्माद्यखिलमर्पितम् ॥**
**न कृष्णसेवा विहिता वृथातज्जन्म भूतले ॥ २ ॥**

**અર્થ**—શ્રીપ્રભુના નામનું જેણે રટન કર્યું નથી, તેમજ આત્મા, પ્રાણ, ધન, સ્ત્રી, પુત્ર, ઘર, વિગેરે સર્વ જે માણસે પ્રભુને અર્પણ કર્યું નથી, શ્રીકૃષ્ણ ચન્દ્રની સેવા કરી નથી. તે માણસનો જન્મ આ ભૂતલ ઉપર વૃથા છે.

**રહસ્ય— सर्वेषा मप्यघवतां इदमेव सुनिष्कृतम् ॥**
**नाम व्याहरणं विष्णो.**

**ભા૦**—૬–૨–૧૦. સર્વે પાપી પુરૂષોને હરિ નામથીજ પાપનો છુટકો થાય છે તેવો બીજા કશાથી થતો

નથી. ચતુ:શ્લોકીમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે–સર્વાત્મભાવથી પ્રભુની સેવા કરવી એજ માણસની ફરજ છે. આ ફરજ અદા ન કરનારની જીંદગી વૃથા છે. અજામિલ પણ ભગવાન્ નામથી પાપી છતાં મોક્ષ પામ્યો હતો. ૨ ॥

**न लीला चिन्तनं नैव दीनता विरहात् हरेः**
**न वा कृष्णाश्रयः पूर्णो वृथा तज्जन्म भूतले ॥ ३ ॥**

**અર્થ**—પ્રભુની લીલાઓનું ચિન્તવન (વિચાર–મનન) કર્યું નથી, અને અનેક જન્મથી થએલા પ્રભુના આ જીવના વિયોગને સંભારીને જેણે વિરહથી દીનતા પ્રાપ્ત કરી નથી. શ્રી કૃષ્ણ પ્રભુનો સંપૂર્ણ આશ્રય કર્યો નથી. તે માણસનો જન્મ વૃથા છે.

**સારાંશ—तस्मादेकेनमनसा**–ભા–૧–૨–૧૪ માં કહેછે કે–એકાગ્ર મનથી પ્રભુનું, શ્રવણ, મનન, ધ્યાન કરવું, પ્રભુની લીલા–કથાથી અન્તઃકરણના પાપો દૂર થઇને ભગવાન્ અધોક્ષજ શ્રીકૃષ્ણમાં પ્રીતિ થાય છે.

**न नीता वार्तया घस्राः साधवो नैव सेविताः ॥**
**न गोविन्द गुणा गीता वृथा तज्जन्म भूतले ॥ ४ ॥**

**અર્થ**—જે માણસે ઘસ્ર એટલે દીવસો પ્રભુની લીલા વાર્તા કરી ન ગાળતાં અન્ય ફોગટ ક્રિયામાં દીવસો ગાળે છે, શ્રીમહાપ્રભુજીએ જલભેદમાં બતાવ્યા પ્રમાણેના ઉત્તમ ગુણ-

વાળા સાધુપુરૂષોનું સેવન કર્યું નથી, તેમજ શ્રીગોવિન્દપ્રભુના ગુણોનું ગાન કર્યું નથી તે માણસનો જન્મ વૃથા છે.

**સારાંશ**—પરમ ભગવદીય ભકતોનો સમાગમ કરવો. શુદ્ધ ભકતોના ભાવનું સ્વરૂપ બતાવતાં શ્રીમહાપ્રભુજી કહે છે કે—

**गुणातीत तया शुद्धान् सच्चिदानन्द रूपिणः ॥**
**सर्वान् एव गुणान् विष्णोर्वर्णयन्ति विचक्षणाः ॥**
**तेऽमृतोदाः समाख्याता स्तद्वाक्पानं सुदुर्लभम् ॥**

"ગુણાતીત ભગવાનના સમગ્ર ગુણોનું વર્ણન કરનારા, ભગવાનના સ્વરૂપને સમજનારા, વિચક્ષણ ભગવદીયો તે અમૃત સમુદ્ર જેવા છે. તેમનો સમાગમ અને તેમની વાણિનું પાન દુર્લભ છે—ઉત્તમ છે" આવા ભગવદીયો જેણે સેવ્યા નથી. અને ભગવાનનું કીર્તન કર્યું નથી તેનો જન્મ વૃથા છે—૪

**न कृष्णरूपसौन्दर्यं मनो नैव विरागिता ॥**
**न दुःसङ्ग परित्यागो वृथा तज्जन्म भूतले ॥ ५ ॥**

**અર્થ**—કોટિમન્મથના કરતાં પણ અધિક સુન્દર સ્વરૂપવાળા, પ્રભુની સુંદરતામાં જેનું મન સ્થિર થયું નથી, મનમાં વૈરાગ્ય જેને થયો નથી, દુઃસંગનો ત્યાગ કર્યો નથી, તે માણસનો જન્મ વૃથા છે.

**સારાંશ**—દુઃસંગ ત્યાગ કરીને જગત્ના સર્વ પદાર્થમાં ભગવદ્ બુદ્ધિ કરી મમતા છોડી દઇ, પ્રભુ શ્રીકૃષ્ણનાં

રૂપની સુન્દરતામાં મન પરોવવું એ મનુષ્યની ફરજ છે. ૫

**न भक्तिः पुष्टिमार्गीया न निः साधनता हृदि ॥**
**न विस्मृति प्रपञ्चस्य वृथा तज्जन्म भूतले ॥ ६ ॥**

**અર્થ**—પુષ્ટિમાર્ગમાં શ્રી મહાપ્રભુજીએ દર્શાવેલી ભક્તિ જે માણસે કરી નથી, "આ ઘોર કલિયુગમાં તરવાને કંઈ પણ સાધન નથી." આવું સમજી નિઃસાધનતા હૃદયમાં જે માણસ લાવ્યો નથી, તેમજ જેણે પ્રપંચ (સંસાર) ની વિસ્મૃતિ કરી પ્રભુ સ્મૃતિ કરી નથી તેનો જન્મ ફોગટ છે.

**સારાંશ**—*સગુણભક્તિ ૮૧ પ્રકારની છે. અને સગુણભક્તિથી વિલક્ષણ ૮૨મી નિર્ગુણભક્તિ છે. પુષ્ટિમાર્ગમાં—આ નિર્ગુણભક્તિજ કરવાની આજ્ઞા છે.—સગુણભક્તિથી ઉત્તમ ફળ મળતું નથી માટે શુદ્ધપુષ્ટિમાર્ગીય નિર્ગુણ ભક્તિમાં ચિત્ત પરોવીને સંસારની વસ્તુઓની વિસ્મૃતિ કરવી. નહિ તો મનુષ્યાવતાર વૃથા છે.

**न धर्मपरता नैव धर्ममार्गे मनोगतिः ॥**
**न भक्तिर्ज्ञान वैराग्ये वृथा तज्जन्म भूतले ॥ ७ ॥**

**અર્થ**—પ્રભુ સેવારૂપી પોતાના ધર્મનો જેને આદર નથી, ધર્મમાર્ગમાં મન જોડતો નથી. ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્ય, જેને નથી તેનો જન્મ આ ભૂતલમાં વૃથા છે.

---

* જુઓ પુષ્ટિસુધારક પાનું ૧૧૦ માં ભક્તિના ૮૧ પ્રકારનું વર્ણન કરવામાં આવ્યું છે.

**સારાંશ**—પ્રભુનું ગુણગાન કરી માહાત્મ્યજ્ઞાન મેળવી પ્રભુમાં દૃઢ સ્નેહ થાય તેનું નામ **ભક્તિ** છે. માટે સંસારમાં વૈરાગ્ય કરીને ધર્મમાર્ગમાં પ્રીતિ કરી પોતાની સેવારૂપી ફરજ અદા કરવી. એવી શ્રીહરિરાય પ્રભુની આજ્ઞા છે. ૭

**ભક્તિ કરવાની આજ્ઞા કરી, હવે ભક્તિ વધારવાના ઉપાયો દર્શાવે છે.**

**न निज स्वामि विरह परितापो न भावना ॥**
**न दैन्यं परमं यस्य वृथा तज्जन्म भूतले ॥ ८ ॥**

**અર્થ**—હમ્મેશાં પોતાના સ્વામી શ્રીકૃષ્ણના વિરહનો ક્લેશ કર્યો નથી, કે ભાવના કરી નથી, તેમજ જેણે પ્રભુ પ્રાપ્તિમાં અત્યન્ત ઉપયોગી પ્રભુ આગળ દિનતા કરી નથી તે માણસનો જન્મ વૃથા છે.

**સારાંશ**—હમ્મેશાં પ્રભુ શ્રીકૃષ્ણના વિરહનો તાપ રાખવો, શ્રીકૃષ્ણ પ્રભુનાં પ્રકટ દર્શન કરવાની ઉત્કટઉત્કંઠા હૃદયમાં તલસી રહે! પ્રભુ શીવાય હવે પળ પણ પ્રાણ ધારણ નહિ થઈ શકે! એવી વિરહાર્તિ સજડ પ્રારબ્ધ કર્મને બાળી જરૂર પ્રભુનાં પ્રગટ દર્શન કરાવે છે. માટે આ વિરહાર્તિ રાખવાની આજ્ઞા કરી શ્રીહરિરાયપ્રભુ આ ગ્રન્થ સમાપ્ત કરે છે.

**॥इति श्रीहरिरायवर्य विरचितं जन्मवैफल्य निरूपणाष्टकम्॥**

**समाप्तम्.**

## ॥ श्रीहरिरायवर्य विरचित ॥

# ॥ श्रीकृष्ण शब्दार्थ निरुपणस्य दिग्दर्शनम् ॥

આ શ્રીકૃષ્ણસ્તોત્ર રત્નાકરમાં કૃષ્ણ શબ્દાર્થની આવશ્યકતા હોવાથી શ્રીહરિરાય પ્રભુ વિરચિત કૃષ્ણ શબ્દાર્થ નિરૂપણ, નામના ગ્રન્થનો ભાવાર્થ બતાવવામાં આવે છે. મૂળ શ્લોક સાથે શબ્દાર્થ મુકવાથી વધારે દીર્ઘ થવાનો સંભવ હોવાથી કેવળ ભાવાર્થજ મુકયો છે.

૧. શ્રીહરિરાયવર્ય કહે છે કે, શ્રીમદાચાર્યની કૃપાથી કૃષ્ણ શબ્દનો અર્થ બતાવવામાં આવે છે. **रसो वै सः** ભગવાન્ શ્રીકૃષ્ણ રસરૂપ છે. આનન્દઘન છે. માટે શાસ્ત્રમાં રસાત્મા કહેવામાં આવે છે.

૨. **कृषिर्भूवाचकः शब्दो णश्चनिर्वृत्तिवाचकः ॥ कृष्** ધાતુ સત્તાને અને **ण** નિવૃત્તિ–આનન્દને બતાવનાર આ બન્ને મળીને સદાનન્દ શ્રીકૃષ્ણ અર્થ થાય છે. ( હવે બન્નેની એક વાક્યતા કરે છે. )

* ૧. **सत्ता**—ભગવાન રસરૂપ હોવાથી રસિક ભગવદીયના હૃદયમાં રસની **सत्ता** આપથીજ પ્રકટ થાય છે. દાખલા તરીખે ભક્તિમાર્ગ શીરોમણિ શ્રીગોપીજનના હૃદયમાં પ્રભુના રસની સત્તા પ્રકટ થઈ હતી.

૨. **आनन्द**—તે ગોપીજનોના વિરહાર્ત્તિ પીડિત હૃદયમાં આનન્દમય પ્રભુ પ્રકટ થયા હતા. **"एष एव आनन्दयाते"** માટેજ સદાનન્દ પ્રભુ શ્રીકૃષ્ણ શ્રીસ્વામિનીજીના હૃદયમાં રહેલા છે.

૩. ભૂત ભવિષ્ય અને વર્તમાન આ ત્રણે કાલમાં ભગવાન્‌ની રસ સત્તા ભગવદીયના હૃદયમાંથી જતી નથી, અને ઉપાધિ રહિત આનન્દમય પ્રભુ નિત્ય તેના હૃદયમાં વિલાસી રહે છે. તેથી સ્થાયિભાવાત્મા પ્રભુ કહેવાય છે.

×अविरुद्धा विरुद्धावा यं तिरोधातुमक्षमाः ॥
आस्वादाङ्कुर कन्दो ऽसौभावः स्थायीति संमतः ॥
न तिरोधीयते स्थायी ॥ रतिः मनोनुकूलेर्थे
मनसः प्रपणायितम् ॥

---

* શ્રીહરિરાયવર્ય કહે છે કે, કોઈ વખતે નહિ વિવરણ થએલું એવું સત્તા અને આનન્દનું વિવરણ કરવામાં આવે છે.

× આ વિષય શ્રીકૃષ્ણ પ્રેમામૃતના સિંહાવલોકનમાં સ્ફુટતાથી વર્ણવ્યો છે.

અવિરૂદ્ધ કે વિરૂદ્ધભાવો. જેનો તિરોભાવ કરવા સમર્થ નથી તે **સ્થાયીભાવ** કહેવાય છે. અને મનને અનુકૂલ અર્થમાં મનનું સ્થિર થવું તે **રતિ** કહેવાય છે.

આ પ્રમાણે જે સ્થાયીભાવ **રસ** કહેવાય છે. તે સ્થાયિભાવ રસરૂપ ભાવ શ્રીયશોદાનન્દન કહેવામાં આવે છે. આજ પરમતત્વ હૃદયમાંથી વિસ્મૃત થવું ન જોઇએ. કારણ કે આજ ભાવથી ભગવાન્ પ્રકટ થઈ બિરાજે છે.

જે સ્થાયિભાવનો આશ્રય લઈ બધા ભાવો ઉત્પન્ન થાય છે. તેજ સ્થાયિભાવ ગુઢ શ્રીપ્રભુમાં રહેલો છે.

( ભાગવતમાં વર્ણન કરેલી નિષ્કામ રાસલીલામાં સકામ બુદ્ધિ રાખનારાઓની બુદ્ધિ ઉપર મુદ્રા મારવાને શ્રીહરિરાય પ્રભુ નિષ્કામતા દર્શાવે છે. )

૩. ઉપર વર્ણવેલા **સ્થાયીભાવ**, તેના અંકુરરૂપ **આધિદૈવિક કામ**, અને ભગવાને શ્રુતિમાં **રસો વૈ સઃ** વિગેરેથી જે રસનું વર્ણન કરવામાં આવ્યું છે. તે **રસ**. આ ત્રણ મળી કોટિ **મન્મથ** મન્મથરૂપ રાસરસ રસિક, **પરબ્રહ્મ** પુરુષોત્તમ **શ્રીકૃષ્ણ** એવો અર્થ થાય છે.

શ્રીકૃષ્ણ પ્રભુ પોતાના રસાત્મક ભાવથી ભગવદીયોના હૃદયમાં રસ પોષણ કરે છે.

આ પ્રમાણે પ્રભુની ગૂઢ લીલાનું નિરૂપણ કર્યું. કે જે

ભગવાન્ રસાત્મક સ્વરૂપવડે હૃદયમાં રહી તે તે ભાવોથી લીલાઓ કરે છે.

૫. આ ઉપર દર્શાવેલા ભાવાર્થ સાથે શ્રીકૃષ્ણ મંત્રનું રટન કરવું. શ્રીહરિરાય પ્રભુ કહે છે કે, જો કે–સ્વામિનીજીના ફૂલની ભાવના કરવામાં પણ મારી યોગ્યતા નથી, પરંતુ શ્રીસ્વામિનીજીના ભાવની ભાવના મારા હૃદયમાં હંમેશાં થાઓ. કે જે ભાવ ઉપર દર્શાવવામાં આવ્યો અને આવા અલૌકિક શ્રીકૃષ્ણ નામનું માહાત્મ્ય જાણવાથી મારા હૃદયમાં દ્રઢ વિચાર થયો છે કે–શ્રીકૃષ્ણ નામથીજ મારો ઉદ્ધાર છે. કારણ કે શ્રીકૃષ્ણ મુખારવિન્દરૂપ શ્રીવલ્લભ પ્રભુના મુખપદ્મમાંથી નિકળેલું આધિદૈવિક શ્રીકૃષ્ણ નામ તેજ સર્વ દોષને દૂર કરવા સમર્થ છે. અયોગ્ય દુષ્ટજનને પણ યોગ્યતા આપવામાં સત્તા ધરાવનારા રસિક શ્રીકૃષ્ણચન્દ્ર છે.

૬. આ પ્રમાણે શ્રીમહાચાર્યને (ભગવાનને) શરણે આવેલા ભગવદીયોએ ઉપર દર્શાવેલા શ્રીકૃષ્ણ શબ્દાર્થનો ભાવ સમજીને હૃદયમાં શ્રીકૃષ્ણ પ્રભુનું મનમાં રટન કરવું એવી શ્રીહરિરાયવર્ય આજ્ઞા કરી. *ગ્રન્થ સમાપ્ત કરે છે.

## इतिश्रीकृष्ण शब्दार्थ निरूपणस्य समाप्तं दिग्दर्शनम्

* આ વિષય સાહિત્યદર્પણ, ભરતમુનિ પ્રણિત નાટ્ય શાસ્ત્ર, વિગેરેમાં વર્ણવેલા ભાવ, અને રસોનું જ્ઞાન મેળવ્યા બાદ આ ગ્રન્થ વાંચવાથી સ્પષ્ટ અર્થ દ્દષ્ટિગોચર થશે. માટે પ્રથમ તે વંચવા વિજ્ઞપ્તિ છે.

॥ શ્રીકૃષ્ણાયનમઃ ॥



# ॥ अथ श्रीरघुनाथप्रभुग्रथितग्रन्थानां तृतीयोल्लासः ॥

# ॥ श्रीगिरिधार्यष्टकम् ॥

પ્રભુના ગિરિરાજધારી સ્વરૂપને પુષ્ટિમાર્ગમાં શુદ્ધ પુષ્ટ લીલા તરીખે કહેવામાં આવે છે. તેને માટે ભગવત્પીઠિકામાં લખે છે. **गोवर्धनोद्धरणे केवलः**

આ પ્રમાણે ભક્તોના ત્રિવિધ તાપને દૂર કરી પોતાનામાં એક નિષ્ઠા કરાવનાર એવા આ સ્તોત્રનો આરંભ કરે છે—

**त्रैलोक्यलक्ष्मीमदभृत्सुरेश्वरो यदा घनैरन्तकरैर्ववर्ष ह ॥**
**तदाकरोद्यः स्वबलेन रक्षणं तं गोपबालं गिरिधारिणं व्रजे ॥१॥**

**અર્થ**—ત્રણ લોકની લક્ષ્મીથી મદોન્મત્ત થએલો ઇન્દ્ર જ્યારે નાશકારક મેઘને વર્ષાવવા લાગ્યો, ત્યારે જે

પ્રભુએ પોતાના પ્રમેયબલથી શ્રી ગોવર્ધન પર્વતને ધારણ કરી સર્વ વ્રજ જનોનું રક્ષણ કર્યું તેવા શ્રી ગિરિરાજને ધારણ કરનારા, ગોપબાલ શ્રીકૃષ્ણચન્દ્રને શરણે જાઉં છું. કેમકે તેજ પ્રભુ મારો ઉદ્ધાર કરનાર છે. ૧

બાલલીલામાં પૂતનાદિના પ્રાણહરણ લીલા કરી તેનું વર્ણન કરે છે.

**यः पाययन्तीमधिरुह्य पूतनां स्तन्यं पपौ प्राणपरायणः शिशुः ॥**
**जघान वातायितदैत्यपुङ्गवं तं गोपबालं गिरिधारिणं व्रजे॥२॥**

**અર્થ**—જે બાલસ્વરૂપવાલા પ્રભુ વિષમય સ્તનનું પાન કરાવતી પૂતના ઉપર અરોહણ કરીને અર્થાત્ ચઢીને તે પૂતાનાના પ્રાણની સાથે સ્તનનું પાન કર્યું, વળી વાયુ રૂપે ચક્રાવર્ત ફરતા તૃણાવર્ત નામના દૈત્યરાજને મારનાર, ગિરિરાજને ધારણ કરનાર ગોપ શ્રીનન્દરાયજીના બાલ શ્રીકૃષ્ણને શરણે હું જાઉં છું. ॥૨॥

**વ્રજની શોભાનું વર્ણન કરે છે.**

**नन्दव्रजं य स्वरुचेन्दिरालयं चक्रे दिवीशां दिवि मोहवृद्धये॥**
**गोगोपगोपीजनसर्वसौख्यकृत्तं गोपबालं गिरिधारिणं व्रजे ॥३॥**

**અર્થ**—જે પ્રભુ સ્વર્ગમાં રહેનારા દેવલોકોને સ્વર્ગમાં મોહ પામે તેવા રીતે શ્રી નન્દરાયજીના વ્રજને પોતાની કાન્તિથી શ્રી લક્ષ્મીજીના સ્થાનરૂપ બનાવ્યું, અર્થાત્ ન વર્ણવી શકાય એવી શોભાના ભંડારરૂપ વ્રજને બનાવ્યું.

જે શોભા જોઈ દેવો મોહ પામી ગયા. તેમજ જે પ્રભુ ગાયોને, ગોપજનોને, અને ગોપીજનોને સર્વ રીતે સુખને કરનારા છે, તેવા ગિરિરાજ ધરણ પ્રભુ શ્રી નન્દપુત્ર શ્રી કૃષ્ણ પ્રભુને શરણે જાઉં છું ૩ ॥

यं कामदोग्घ्री गगनाहृतैर्जलैः स्वज्ञातिराज्ये मुदिताभ्यषिञ्चन् ॥
गोविन्दनामोत्सवकृद्व्रजौकसां तं गोपबालं गिरिधारिणं भजे ४

અર્થ—જે પ્રભુને મનોરથ પૂર્ણ કરનારા આકાશથી પડેલા જળવડે પોતાની જ્ઞાતિરૂપી રાજમાં હર્ષપણું સિંચ્યું અને ગોવિન્દનું નામ બોલીને ઉત્સવ કરનારા વ્રજવાસીઓને પણ હર્ષ કર્યો તેવા પ્રભુ નન્દરાયજીના બાળ ગોવર્ધન ધારણ કરનાર શ્રી કૃષ્ણને હું સેવુ છું ॥ ૪ ॥

હવે ગોપીજનોની સાયંકાળની વિરહાવસ્થાનું વર્ણન કરે છે.

यस्याननाब्जं व्रजसुंदरीजना दिनक्षये लोचनषट्पदैर्मुदा ॥
पिबन्त्यधीरा विरहातुराभृशं तं गोपबालं गिरिधारिणं भजे॥५॥

અર્થ—જે પ્રભુના મુખારવિન્દને સાયંકાળ વખતે વિરહથી આતુર થયેલાં ગોપીજનો અધીરાં બનીને નેત્રરૂપી ભમરા વડે ભગવાનના મુખારવિન્દરૂપી કમળનું પ્રેમથી પાન કરે છે. તેવા ભગવાન્ નન્દકુમાર ગિરિરાજ ધરણ શ્રી કૃષ્ણને હું સેવું છું ॥ ૫ ॥

**હવે વેણુનાદનું વર્ણન કરે છે.**

वृन्दावने निर्जरवृन्दवन्दिते गाश्चारयन्यः कलवेणुनिःस्वनः ॥
गोपांगनाचित्तविमोहमन्मथस्तं गोपबालं गिरिधारिणं भजे ॥६॥

**અર્થ**—દેવોના સમૂહથી નમસ્કાર કરાયલા એવા વૃન્દાવનમાં જે પ્રભુ ગાયોને ચારતાં મધુર વેણુના શબ્દને કરીને ગોપીજનોના ચીત્તને મોહ પમાડવામાં કામદેવ રૂપ છે એવા નન્દકુમાર ગિરિધારી શ્રી કૃષ્ણને હું ભજું છું ॥૬॥

હવે અગ્નિપુરાણના ભવિષ્યોત્તર ખંડમાં કહ્યા મુજબ અગ્નિસ્વરૂપ શ્રીવલ્લભ પ્રભુના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીના પુરુષોત્તમ સ્વરૂપનું વર્ણન કરે છે.

यः स्वात्मलीलारसदित्सया सतामाविश्चकाराऽग्निकुमारविग्रहम् ॥
श्रीवल्लभाध्वानुमृतैकपालकस्तं गोपबालं गिरिधारिणं भजे ॥७॥

**અર્થ**—જે પ્રભુ પોતાની લીલાના રસને પોતાના ભક્તોને આપવાની ઇચ્છાથી અગ્નિકુમાર શ્રીવિઠ્ઠલ પ્રભુ સ્વરૂપે પોતે પ્રગટ થયા કે જે વિઠ્ઠલ પ્રભુ સ્વરૂપે પોતે પ્રગટ થઇ શ્રીવલ્લભાચાર્યના માર્ગને અનુસરી તેનું પાલન કર્યું અગ્નિપુરાણના ભવિષ્યોત્તરખંડમાં કહ્યું છે કેઃ—

अग्निरूपोद्विजाचारो भविष्यामि इह भूतले ।
वल्लभो हि अग्निरूपः स्यात् विठ्ठलः पुरुषोत्तमः ॥
भविष्यति महाभाग्नो दैवमोद्धरणाय च ।
वल्लभस्य गृहे नूनं गिरिराजधरो हरिः ॥

**ભાવાર્થ**—અગ્નિસ્વરૂપ, દ્વિજના આચારને પાલનારો, હું ભૂતલ ઉપર અગ્નિસ્વરૂપે વલ્લભચાર્ય અને પુરુષોત્તમ સ્વરૂપે શ્રીવિઠ્ઠલનાથ નામથી પ્રગટ થઇશ. આ પ્રમાણે ભગવાને કહેલું છે. તેમજ બીજા શ્લોકમાં કહે છે કે મહાન્ બુદ્ધિશાળી શ્રીવિઠ્ઠલનામે ભગવાન્ પુરુષોત્તમ શ્રીવલ્લભને ઘેર જગત્‌નો ઉદ્ધાર કરવાને માટે પ્રગટ થશે. એવા પ્રભુ શ્રીપુંરુષોત્તમ નન્દકુમાર શ્રીકૃષ્ણને શરણે જાઉં છું અર્થાત તેમનું સેવન કરૂં છું ॥ ૭ ॥

આ સ્તોત્રના પાઠનું ફળ લખે છે.

गोपेन्द्रसूनोर्गिरिधारिणोऽष्टकं पठेदिदंयस्तदनन्यमानसः ॥
समुच्यते दुःखमहार्णवाद्भृशं माप्नोति दास्यं गिरिधारिणे ध्रुवम् ॥८

**અર્થ**—જે માણુસ એકાગ્ર મનથી શ્રીકૃષ્ણ ભગવાનના આ ગિરિધારી અષ્ટકનો જે કોઈ પાઠ કરશે, તે દુઃખના મહાન્ સમુદ્રમાંથી મુક્ત થઇ ગિરિધારી પ્રભુ કૃષ્ણનું દાસ્ય (સેવા)ને જરૂર મેળવશે ॥ ૮ ॥

હવે છેલ્લા શ્લોકમાં પ્રભુને વિનંતિ કરે છે.

प्रणम्य संप्रार्थयते तवाग्रतस्त्वदङ्घ्रिरेणुं रघुनाथनामकः ॥
श्रीविट्ठलानुग्रहलब्धसन्मतिस्तत्पूरयैतस्य मनोरथार्णवम् ॥ ९ ॥

**અથ**—હે પ્રભુ આપના ચરણારવિન્દને નમસ્કાર કરીને શ્રીવિઠ્ઠલ પ્રભુના અનુગ્રહથી સારી મતિવાળા આ રઘુ-

નાથ આપના આગળ આ પ્રાર્થના કરે છે માટે આપ તે રઘુનાથના (મારા) મનોરથરૂપી સમુદ્રને પુરણ કરો.

॥ इति श्रीरघुनाथप्रभुकृतं समाप्तमिदं श्रीगिरिराजधार्यष्टकम्॥

## ॥ अथ श्रीकृष्णशरणाष्टकम् ॥

આ કલિયુગમાં ઉદ્ધાર થવાને પ્રભુ પરબ્રહ્મ શ્રીકૃષ્ણને શરણે જવા શીવાય કોઇ અન્યમાર્ગ છેજ નહિ. શ્રી મહાચાર્ય શ્રી કૃષ્ણાશ્રયનામના ગ્રન્થમાં કહે છે કે—“ સર્વ માર્ગ આ કલિયુગમાં નાશ પામી ગયા છે, સર્વ લોકો પાખંડમાં રચીપચી રહેલા છે, આવા બારીક સમયમાં શ્રી કૃષ્ણ પ્રભુ એજ મારી ગતિ છે ” મંત્ર, તીર્થ, ગહાત્માઓ, પુજામાર્ગ, જ્ઞાનમાર્ગ, વિગેરે સર્વ નષ્ટપ્રાય થઇ ગયું છે. માટે શ્રી કૃષ્ણ એજ મારૂં શરણ છે. આ સિદ્ધાન્તનું દૃઢીકરણકરવાને શ્રી રઘુનાથ પ્રભુ આ અષ્ટાક્ષર મંત્ર ગર્ભસ્તોત્ર શ્રી કૃષ્ણશરણાષ્ટકનો આરંભ કરે છે.

द्विदलीकृतदृक्स्वास्यः पद्मगीकृतपन्नगः ॥
कृशीकृतकृशानुश्च श्रीकृष्णः शरणं मम ॥ १ ॥

અર્થ—જે પ્રભુએ પોતાનું મુખ અને નેત્ર અરવિન્દ રૂપ કર્યું છે; અને શ્રીયમુનાજીમાંથી સર્પને (કાલીનાગને)

ચાલતો કર્યો છે, તેમજ જ્યારે વ્રજમાં દાવાનળ ઉત્પન્ન થયો ત્યારે તે દાવાનળનું પાન કરી સુકવી દીધો છે, તેવા શ્રી કૃષ્ણ પ્રભુ એજ મારૂં શરણ હો ?

फलीकृतफलार्थी च कुत्सितीकृतकौरवः ॥
निर्वातीकृतवातारिः श्रीकृष्णः शरणं मम ॥ २ ॥

અર્થ—જે પ્રભુએ ફળની ઇચ્છાવાળા ગોપજનોને ફળ યુક્ત કર્યા છે, અને કૌરવને નિન્દિત કર્યા છે, વાતારિ (વાયુને ભક્ષણ કરનાર સર્પ) કાલીયનાગને શ્રી યમુનાજીમાંથી દૂર કર્યો છે એવા શ્રી કૃષ્ણ એજ મારૂં શરણ હો

कृतार्थीकृतकुन्तीजः मपूतीकृतपूतनः ॥
कलन्कीकृतकंसादिः श्रीकृष्णः शरणं मम ॥ ३ ॥

અર્થ—જે પ્રભુએ કુન્તી પુત્ર અર્જુનને કૃતાર્થ કર્યો છે, અને વિષપાન કરાવા આવેલી અપવિત્ર પુતના રાંક્ષસીને પવિત્ર કરી છે, તેમજ કંસ વિગેરેને કલંકવાળા કર્યા છે, તેવા પ્રભુ, એજ મારૂં શરણ હો

सुखीकृतसुदामा च शङ्करीकृतशङ्करः ॥
सितीकृतसरिन्नाथः श्रीकृष्णः शरणं मम ॥ ४ ॥

અર્થ—પોતાના મિત્ર સુદામાને સુખી કરનારા, શીવનું કલ્યાણ કરનારા, નદિના સ્વામી સમુદ્રને પણ બાંધનારા, એવા શ્રીકૃષ્ણ પ્રભુ એજ મારૂં શરણ છે. ૪

छलीकृतबलिद्यौर्यो निधनीकृतधेनुकः ॥

कन्दर्पीकृतकुब्जादिः श्रीकृष्ण शरणं मम ॥॥ ५ ॥

**અર્થ**—બલિરાજાના સ્વર્ગને કપટથી લઇ લેનારા, અર્થાત્ બલિરાજાની સ્વર્ગની ઇચ્છાને હરણ કરનારા, ધેનુક રાક્ષસનો નાશ કરનારા, કુબ્જા વિગેરે સ્ત્રી જનને કામ ઉત્પન્ન કરનારા શ્રીકૃષ્ણ એજ મારૂં શરણ છે. ૫

वराकीकृतराकेशो विपक्षीकृतराक्षसः ॥

सन्तोषीकृतसद्भक्तः श्रीकृष्णः शरणं मम ॥ ७ ॥

**અર્થ**—રાકા (પૂર્ણિમા) ના અધિપતિ ચન્દ્રને પણ (પોતાની સુન્દરતાથી) ગરીબ કરી દીધો છે, અર્થાત્ પોતાના તેજથી ચન્દ્રને જીતી લીધો છે, અને રાક્ષસોને નિર્બલ કરનારા, સજ્જનભકતોને સંતોષ કરનારા શ્રી કૃષ્ણ એજ મારૂં શરણ હો ! ૭

महेन्द्रीकृतमाहेयः शिथलीकृतमैथिलः ॥

आनन्दीकृतनन्दाद्यः श्रीकृष्णः शरणं मम ॥ ६ ॥

**અર્થ**—ગાયોને પુજ્ય બનાવનારા શિશુપાલને નરમ કરનારા, શ્રીનન્દરાય વિગેરેને આનન્દકરનારા શ્રીકૃષ્ણ એજ મારૂં શરણ હો. !

जरीकृतजरासन्धः कमलीकृतकार्मुकः ॥

प्रभ्रष्टीकृतभीष्मादिः श्रीकृष्णः शरणं मम ॥ ८ ॥

અર્થ—જે પ્રભુએ જરાસંધનો નાશ કર્યો છે, ધનુષને કમળની માફક નમાવી દીધું છે, ભીષ્મપિતામહ વિગેરેને ભ્રષ્ટ કરનારા, તેવા શ્રી કૃષ્ણ પ્રભુ, એજ મારૂં શરણ હો. ૧ ૮

આ સ્તોત્રના પાઠનું ફળ આલેખે છે—

श्रीकृष्णः शरणं ममाष्टकमिदं प्रोत्थाय यः संपठेत्
स श्रीगोकुलनायकस्य पदवीं संयाति भूमीतले ॥
पश्यत्येव निरन्तरं तरणिजातीरस्थकेली प्रभोः
संप्राप्नोति तदीयतां प्रतिदिनं गोपीशतैरावृतताम् ॥ ९ ॥

અર્થ—આ શ્રીકૃષ્ણશરણાષ્ટકનો પ્રાતઃ સમયે ઉઠીને જે પાઠ કરશે, તે જરૂર આ ભૂમીતલમાં શ્રીગોકુલનાથ શ્રી કૃષ્ણની પદવીને પામશે. અને હંમેશાં સૂર્ય પુત્રી શ્રીયમુનાજીના કાંઠા ઉપર પ્રભુ સંબંધી લીલાઓનું દર્શન કરશે. તેમજ સેંકડો ગોપીજનોથી આવૃત થએલા શ્રીકૃષ્ણની તન્મયતા થઇ ભગવદીયપણું પામે છે ॥ ૯ ॥

॥ इति श्रीदेवकीनन्दनात्मज श्रीरघुनाथप्रभुकृतं
श्रीकृष्णशरणाष्टकं संपूर्णम् ॥

# ॥ अथ श्रीगोपालस्तवः ॥

શ્રીગોપાલ શ્રીકૃષ્ણ પ્રભુની શરણ ભાવના દૃઢ થવાને માટે આ શ્રીગોપાલસ્તવ છે. સ્તવ એટલે સ્તુતિ, પ્રભુ સ્તુતિથી પ્રસન્ન થાય છે. શ્રીકૃષ્ણના કીર્તનથી અનેક ભકતો તરી ગયા, તેમની કરેલી લીલાઓમાં ચિત્ત પરોવવાથી પ્રભુના માહાત્મ્યનું જ્ઞાન થાય છે, ભક્તિ દૃઢ થાય છે. વિગેરે અનેક કારણોથી આ ગોપાલસ્તવ નામનું સ્તોત્ર ભક્ત ઉપર અનુગ્રહ કરવા શ્રીરઘુનાથવર્ય ગ્રથે છે, આ ગ્રન્થમાં પ્રભુની લીલાઓને વિરોધાલંકારથી વર્ણવી પરબ્રહ્મ-પ્રભુ વિરૂદ્ધ ધર્માશ્રય છે એવું સૂચવી આપે છે.

येन मीन स्वरूपेण वेदाः संरक्षिताः पुरा ॥
स एव वेदसंहर्ता गोपालः शरणं मम ॥ १ ॥

અર્થ—જ્યારે પ્રલયકાળ થવાની તૈયારી થઇ ત્યારે જે પ્રભુએ મત્સ્યાવતાર ધારણ કરીને વેદોનું સંરક્ષણ કર્યું. તેજ પ્રભુ પોતે બુદ્ધાવતાર ધારણ કરીને વેદોનો સંકોચ કરનારા એવા શ્રીગોપાલ શ્રીકૃષ્ણ એજ મારૂં શરણ હો? ૧

કૂર્માવતારનું વર્ણન કરે છે.

पृष्ठे यः कूर्मरूपेण दधार धरणीतलम् ॥
स एव सृष्टिसंहर्ता गोपालः शरणं मम ॥ २ ॥

**અર્થ**—(સમુદ્ર મંથન વખતે જ્યારે મન્થરાચળ નીચે બેસવા લાગ્યો ત્યારે) જે નન્દકુમારે કૂર્માવતાર ધારણ કરીને પૃથ્વીતલ પીઠ ઉપર ધારણ કર્યું, તેજ નન્દકુમાર સૃષ્ટિનો ભાર ઉતારવાને સંહાર કરનારા અર્થાત્ જે પ્રભુને આખી પૃથ્વીનો ભાર ન લાગ્યો અને સૃષ્ટિ ઉપર ઉત્પન્ન થએલા દુષ્ટ માણસોનો ભાર લાગ્યો, અને તે દુષ્ટોનો સંહાર કર્યો. એવા વિરૂદ્ધ ધર્માશ્રયવાળા શ્રીગોપાલ એજ મારૂં શરણ છે. ॥ ૨ ॥

**શ્રીવરાહાવતારનું વર્ણન કરે છે.**

**वराहरूपः संभूत्या दंष्ट्राग्रे यो महीं दधौ**
**सभूमिभारहरणो गोपालः शरणं मम । ३ ॥**

**અર્થ**—જ્યારે હિરણ્યાક્ષ રાક્ષસ પૃથ્વીને રસાતલમાં લઇ ગયો ત્યારે ભગવાને વરાહાવતાર ધારણ કરીને તે રાક્ષસને મારી પૃથ્વીને દાઢ ઉપરના અગ્રભાગ ઉપર ધારણ કરી તેનો ઉદ્ધાર કર્યો. તે પ્રભુ શ્રીકૃષ્ણાવતારમાં ભૂમીનો ભાર ઉતારવા પ્રકટ થાય છે. એવા વિરૂદ્ધ ધર્માશ્રય પ્રભુ એજ મારૂં શરણ છે. ॥ ૩ ॥

**નૃસિંહાવતારનું વર્ણન કરે છે.**

**जग्राह यो नृसिंहस्य रूपं प्रल्हादहेतवे ॥**
**स योद्धुमुद्यतः सम्यक् गोपालः शरणं मम ॥४॥**

**અર્થ**—જ્યારે પરમભક્ત પ્રલ્હાદને તેના બાપ હિરણ્યકશિપુએ બહુજ દુઃખ દીધું ત્યારે તે રસિકભક્ત

પ્રહ્લાદ માટે નૃસિંહ સ્વરૂપે પ્રકટ થયા, તે §ભગવાન્ આજે સારી રીતે યુદ્ધ કરવાને તૈયાર થયા એવા શ્રીકૃષ્ણ ગોપાલ એજ મારૂં શરણ છે ॥ ૪ ॥

**શ્રીવામનાવતારનું વર્ણન કરે છે.**

**येन वामनरूपेण वञ्चितो बलिभूमिपः ॥**
**स एव गोपनारीभिर्गोपालः शरणं मम ॥ ५ ॥**

**અર્થ**—(જ્યારે બલિરાજા અધિક યજ્ઞો કરી દેવોને ભય પમાડવા લાગ્યો ત્યારે ભગવાને વામનાવતાર ધારણ કરી તેની પાસે ત્રણ પગલાં પૃથ્વી માગી. તે પુરી નહિ આપી શકાવાથી જેને રસાતલમાં દાખલ કર્યો.) આ પ્રમાણે જે બલિરાજાને છેતરનારા પ્રભુ છે. એવા શ્રીકૃષ્ણ ગોપાળ એજ મારૂં શરણ છે.

**પરશુરામાવતારનું વર્ણન કરે છે.**

**येनेयं जामदग्न्येन पृथ्वी निःक्षत्रियाकृता ॥**
**स एव क्षत्रियहितो गोपालः शरणं मम ॥ ६ ॥**

**અર્થ**—જે પ્રભુએ પરશુરામાવતાર ધારણ કરીને સત્તાવીશ વખત પૃથ્વીને નિઃક્ષત્રિય કરી, તેજ પ્રભુ ગોપાલ શ્રીકૃષ્ણ ક્ષત્રીઓનું હિત કરવાને માટે પ્રકટ થયા છે—એવા શ્રીકૃષ્ણ એજ મારૂં શરણ છે. ૬॥

---

§ एवं हिरण्याक्षमसह्यविक्रमं स सादयित्वाहरिरादिसूकरः
श्रीभागवत—३-१९-३१

**રામાવતારનું વર્ણન કરે છે.**

**दशास्यो दशरथिना दा येन रामेण मारितः ॥**
**स पञ्चास्य माप्तबलो गोपालः शरणं मम ॥७॥**

**અર્થ**—જે ભગવાને દશરથ રાજાના પુત્ર રામચન્દ્ર અવતારમાં દશમુખવાળા (રાવણ)ને માર્યો તેજ ભગવાન્ પાંચ મુખવાળા (*પંચાસ્યસિંહ) થી પણ અધિક બલપ્રાપ્ત કરેલા છે એવા ગોપાલ શ્રીકૃષ્ણ એજ મારૂં શરણ છે ॥૭

**બલરામ સ્વરુપથી વર્ણન કરે છે.**

**कालिन्दी कर्षिता येन रामरूपेण कौतुतात् ॥**
**तज्जलक्रीडनासक्तौ गोपालः शरणं मम ॥८॥**

**અર્થ**—જે પ્રભુએ શ્રીયમુનામાં ક્રીડા કરવાની ઇચ્છાથી બલરામ સ્વરૂપે શ્રીયમુનાજીને કૌતકથી હલવડે ખેંચી પોતાની પાસે આણી તેવા પ્રભુ ગોપાલ શ્રી કૃષ્ણ એજ મારૂં શરણ છે. ૮॥

**બૌદ્ધાવતારનું વર્ણન કરે છે-**

**येन बौद्धस्वरूपेण लोकाः पाखण्डमार्गगाः**
**स एव पाखण्डहरो गोपालः शरणं मम ॥९॥**

**અર્થ**—જે પ્રભુએ બૌદ્ધાવતાર ધારણ કરીને લોકોને પાખંડ માર્ગમાં દોર્યા. તેજ પ્રભુ વેદોક્ત ધર્મનું સંસ્થાપન કરવાને શ્રીકૃષ્ણાવતાર ધારણ કરે છે—તે ગોપાલ શ્રીકૃષ્ણ એજ મારૂં શરણ છે ૯

* पञ्चास्यः पञ्चाननः सिंहः इति अमरः ।

હિરણ્યાક્ષ શિશુપાલ વિગેરે મારી ઉત્તમ ગતિ આપી એવું સૂચવતાં કહે છે તે—

गमिष्यन्ति क्षयं येन राक्षसाः कल्किरूपिणा
स राक्षसां गतेर्दाता गोपालः शरणं मम ॥१०॥

અર્થ—જે પ્રભુ કલ્કિ અવતાર ધારણ કરીને રાક્ષસોનો નાશ કરશે તે પ્રભુ શિશુપાલ વિગેરે રાક્ષસોને ઉત્તમ ગતિ આપનારા છે. એવા ગોપાલ શ્રીકૃષ્ણ એજ મારી ગતિ છે–એજ મારૂં શરણ છે–૧૦

શ્રી ગોવર્ધન ધરણ લીલાનું વર્ણન કરતાં ઉલુખ બંધન સાથે વિરૂદ્ધ ધર્માશ્રય બતાવે છે.

गोवर्धनो गिरिर्येन स्थापितः कञ्जवत्करे ॥
उलूखलेन सहितो गोपालः शरणं मम ॥ ॥

અર્થ—જે પ્રભુએ ગોવર્ધન પર્વતને હાથમાં *કમળની માફક ધારણ કર્યો તે પ્રભુ શ્રીયશોદાજીથી ખાંણીઆ સાથે બંધાયા એવા પ્રેમથી વશ રહેતા ગોપાલ શ્રીકૃષ્ણ એજ મારૂં શરણ છે. ॥ ૧૧

આ પ્રમાણે દશ અવતારના વર્ણન રૂપી આ અગીયાર શ્લોકનો પાઠ કરવાથી થતા ફલનું વર્ણન કરેછે.

एकादश स्वीयधाम्नाम् आवालिं यो लिखेत् हृदि ॥
कृष्णप्रसाद युक्तश्च सयाति परमां गतिम् ॥१२

---

* कं जलं तस्मिन् जातं कञ्जम् कमलमिति यावत्

**અર્થ**—આ ભગવાનના સ્થાન-તેજ રૂપ આ અગિ-ચાર શ્લોકમાં કહેલી અવતાર પંક્તિનું જે હૃદયમાં દૃઢતાથી સ્થાપન કરશે તે જરૂર શ્રીકૃષ્ણની કૃપાને પાત્ર થઇ પરમ ગતિને પ્રાપ્ત થશે ૧૨॥

**इति श्रीरघुनाथवर्यविरचितो गोपालस्तवः सितीकृतः**

# સિંહાવલોકન

શ્રીરઘુનાથપ્રભુ કૃત ગ્રન્થો પૈકી છ ગ્રન્થો આ સ્તોત્ર રત્નાકરમાં અનુવાદિત કર્યા છે. જેવી રીતે શ્રીહરિરાય પ્રભુની વાણિમાં દીનતાનો સમુદ્ર જોવામાં આવે છે. તેવી રીતે શ્રીરઘુનાથજીની વાણિમાં લીલારસવર્ણનનો દધિ શ્રીમદ્‌-ભાગવત પુરઃસર જોવામાં આવે છે, એવું કહેવું એ અતિ-શયોક્તિ ભરેલું નથી. પદલાલિત્ય શ્રીમત્પુરુષોત્તમાવતાર શ્રીવિઠ્ઠલપ્રભુની કરણીને અનુસરીને છે. તેવી કૃતિના આ છ ગ્રન્થોનું પન્ચાસ્યાવલોકન કરવું અસ્થાને નહિ ગણાય.

**શ્રીગોકુલેશાષ્ટક**—આ સ્તોત્રનો આરંભ "નન્દગોપ-વંશભૂષણુ" નામના પદથી આરંભ કર્યો છે. તેવી રીતે ગ્રન્થમાં પણ શ્રીનન્દરાય ગૃહકૃત બાલલીલાનું વર્ણન છે. તલ્લીલાયુક્ત ગોકુલાધિપતિને શરણે જવાની ઇચ્છાવાળાએ આ સ્તોત્રનો પાઠ કરવો ઉચિત છે.

**શ્રીગિરિરાજધાર્યષ્ટક**—સ્તોત્ર ઘણું રસિક છે. તેમાં આરંભમાં ગિરિરાજને ધારણ કરવાનું કારણ કહી ગિરિધારી

સ્તોત્રની સાર્થકતા કરી છે. આ સ્તોત્રના પાઠના ફલમાં લખે છે કે–ગિરિધારી શ્રીકૃષ્ણની હાસ્યની ઇચ્છા આ સ્તોત્રનો પાઠ કરવાથી ફલીભૂત થાય છે.

**શ્રીકૃષ્ણચન્દ્રાષ્ટક**—શ્રીરાધિકાવલ્લભ શ્રીકૃષ્ણના ભજનની દૃઢતા કરનાર આ સ્તોત્ર છે. સંસારસમુદ્રમાંથી તારી પ્રભુના પરમપદ પામવાની અભિલાષા ફલિત કરવી હોય તો પ્રાતઃસ્મરણીય આ સ્તોત્ર છે.

**શ્રીગોપાલસ્તવ**—દશ અવતારનું વર્ણન કરી વિરોધાલંકાર સાથે વિરૂદ્ધધર્માશ્રયત્વ બતાવી શ્રીકૃષ્ણપ્રભુની લીલાનું વર્ણન ઘણી સૂક્ષ્મતાથી કરવામાં આવ્યું છે.–શરણતા પ્રાપ્ત કરી કૃતાર્થ થવાને આ સ્તોત્ર છે.

**શ્રીકૃષ્ણશરણાષ્ટક**—શ્રીકૃષ્ણ શરણં મમ એ સ્વમાર્ગમાં મહામંત્ર છે. તેની ભાવના કરવાથી પ્રભુતન્મય થવાય છે. લીલાભાવનાથી જેમ ગોપીજનો તન્મય થયાં હતાં તેવી રીતે આ કલિયુગમાં લીલાભાવનાયુક્ત શ્રીકૃષ્ણ શરણ જવું એજ તન્મય કરનાર છે તેવું આ સ્તોત્રમાં ભગવાન્ લીલા અને શરણની ભાવના કરવામાં આવી છે.

**શ્રીરાધાકૃષ્ણાષ્ટક**—શ્રીરાધિકાજી સાથે રહેતા શ્રીકૃષ્ણને હૃદયમાં ધારણ કરવાને આ સ્તોત્રનો પાઠ સમર્થ છે. તેમાં વ્યાકરણની સાતે વિભક્તિનું વર્ણન યથાક્રમે દરેક શ્લોકમાંના આરંભમાં યદ્ શબ્દનાં રૂપ મુકવામાં આવ્યાંછે. અસ્તુ

# ॥ अथ श्रीकृष्णचन्द्राष्टकम् ॥

શ્રીરાધિકાજીના સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રની સેવા કરતી વખતે ભક્તોના હૃદયમાં ભગવાન્નું સ્વરૂપ આવે તે માટે આ શ્રીકૃષ્ણચન્દ્રાષ્ટક સ્તોત્ર આરંભે છે.

**महान्नीलमेघातिभव्यं सुहासं शिवब्रह्मदेवादिभिः संस्तुतञ्च ॥**
**रमामन्दिरं देवनन्दापदाहं भजे राधिकावल्लभं कृष्णचन्द्रम् ॥१॥**

**અર્થ**—મહાન્ કૃષ્ણ મેઘના સરખા ભવ્ય, અને સુન્દર હાસ્યવાળા, શિવ, બ્રહ્મા, વિગેરે દેવોથી સ્તુતિ કરાયલા, લક્ષ્મીજીના હૃદયમાં સ્થાન કરનારા, દેવો અને શ્રીનન્દરાયજીની આપત્તિને હરનારા, શ્રીરાધિકાજીના વહાલા શ્રીકૃષ્ણ ચન્દ્રને હું સેવું છું. અર્થાત્ તેમની સેવામાં મારૂં મન નિશ્ચલ હો. ૧

**પ્રભુના સ્વરૂપનું વર્ણન પૂર્વક પ્રભુપ્રાપ્તિ કોનાથી થાય છે તે જણાવે છે.**

**रसं वेदवेदान्तवेद्यं दुरापं सुगम्यं तदीयादिभिर्दानवघ्नम् ॥**
**लसत्कुण्डलं सोमवंशप्रदीपं भजे राधिकावल्लभं कृष्णचन्द्रम् ॥२॥**

**અર્થ**—શ્રુતિમાં રસો વૈ સઃ રસરૂપ વર્ણન કરવામાં આવ્યા છે એવા, વેદ અને વેદાન્તથી જાણી શકાય એવા, દુઃખથી મેળવી શકાય એવા, પરંતુ ભગવદીયોથી

તુરત પ્રાપ્ત થઇ શકે એવા, દાનવોનેઃહણનારા, શોભતા કુંડળવાળા, ચન્દ્રવંશના દીપરૂપ, શ્રીરાધિકાજીના વહાલા શ્રીકૃષ્ણચન્દ્રને હું સેવું છુ-અર્થાત્ મારૂં સેવામાં મન રહો ? ૨

**यशोदादिसंलालितं पूर्णकामं दृशोरञ्जन प्राकृतस्थस्वरूपं ॥**
**दिनान्ते समायान्तमेकान्तभक्तैर्भजे राधिकावल्लभं कृष्णचन्द्रम्॥३॥**

**અર્થ**—શ્રીયશોદાજી વિગેરેઓથી સારીરીતે લાલન (પાલન) કરાયલા, પૂર્ણમનોરથવાળા, જેમને કોઇ પણ મનોરથની ઇચ્છા નથી એવા, શ્રીનેત્રમાં અંજન ધારણ કરનારા, પરબ્રહ્મપુરુષોત્તમ સર્વત્ર વ્યાપક છતાં લીલા વિગ્રહ ધારણ કરવાથી-પ્રાકૃત સ્વરૂપે ભાસતા, દિવસના અન્તમાં સૂર્યાસ્ત સમયે પોતાના એકાન્ત ભક્ત ગોપ બાલકો સાથે આવતા. શ્રીરાધિકાજીના વહાલા સ્વામી શ્રીકૃષ્ણ ચન્દ્રને હું ભજુ છું. અર્થાત્ તેમની સેવામાં મારૂં મન નિશ્ચલ હો ? ૩

**શ્રીગોપીજન સહ કરેલી લીલાનું વર્ણન કરે છે.**

**कृपादृष्टिसंपातसिक्तस्वकुञ्जं तदन्तःस्थितस्वीयसम्यक्दशादम् ।**
**पुनस्तत्र तैः सत्कृतैकान्तलीलं भजे राधिकावल्लभं कृष्णचन्द्रम्॥४॥**

**અર્થ**—કૃપાદૃષ્ટિ કરીને પ્રભુએ પોતાના નિકુંજમાં જેમને-(ગોપીજનોને) અમૃતમાં મગ્ન કર્યા, અને જેમને તેની અંદર રહેલી પોતાની ઉત્તમ દશાનું દાન કર્યું. તેમની સાથે અર્થાત "स्वागतं वो महाभागाः" વિગેરે વચનોથી

જેમનો સ્વીકાર કરેલો છે એવાં ગોપીજનો સાથે એકાન્ત લીલાને કરનારા શ્રીરાધિકાજીના સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રને હું ભજું છું. ૪

## દુધ વિગેરેની ચોરી કરવાની લીલાનું વર્ણન કરે છે.

**गृहे गोपिकाभिर्धृते चौर्यकाले तदक्ष्णोश्च निक्षिप्य दुग्धं चलन्तम्॥**
**तदा तद्वियोगादिसंपत्तिकारं भजे राधिकावल्लभं कृष्णचन्द्रम्॥५॥**

**અર્થ**—ઘર આગળ શ્રીગોપિકાઓ જ્યારે દુધ વિગેરે ચોરી ચાલ્યાજતા ભગવાન્‌ને પકડતાં તે વખતે તે ગોપીજનોના ચક્ષુમાં દુધનું સિંચન કરી (દુખ નાંખી) દોડી જઇને તે ગોપીજનોને વિયોગ વિગેરે સંપત્તિ કરનારા શ્રીરાધિકાજીના વહાલા, સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રને હું ભજું છું ॥૫॥

## શૃંગારનું વર્ણન કરે છે.

**चलत्कौस्तुभव्याप्तवक्षःप्रदेशं महावैजयन्तीलसत्पादयुग्मम् ॥**
**सुकस्तूरिकादिप्तभालप्रदेशं भजे राधिकावल्लभं कृष्णचन्द्रम् ॥६॥**

**અર્થ**—ચંચળ કૌસ્તુભમણિથી વ્યાપ્ત વક્ષઃસ્થળના ભાગવાળા, અને ( કંઠે ધારણ કરેલી ) મોટી વૈજયન્તી માલાથી જેમના બન્ને ચરણ કમળ વ્યાપ્ત છે એવા ઉત્તમ કસ્તૂરી વિગેરે સુન્દર સુગન્ધીદાર પદાર્થોયુકત પ્રકાશવાળો લલાટ પ્રદેશ જેમનો છે એવા, શ્રીરાધિકાજીના સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રને હું ભજું છું. તેમનુંજ સેવન કરૂં છું. ૬

## ગોદોહન સમયનું વર્ણન કરે છે.

गवां दोहने दृष्टराधामुखाब्जं तदनीं च तन्मेलनव्यग्रचित्तम् ॥
समुत्पन्नतन्मानसैकान्तभावं भजे राधिकावल्लभं कृष्णचन्द्रम् ॥७॥

**અર્થઃ**—જ્યારે શ્રીરાધિકાજી ગાયોને દોહવા બેસે ત્યારે શ્રીરાધિકાજીના મુખ કમળને જોતા, અને તે દોહનસમયે શ્રીરાધિકાજીને મળવા માટે વ્યગ્રચિત્તવાળા, અને જેમના ઉપર શ્રીરાધિકાજીના મનમાં કાન્તભાવ ઉત્પન્ન થયો છે. એવા શ્રીરાધિકાના વહાલા શ્રી કૃષ્ણચન્દ્રને હું ભજુ છું. ૭

## શ્રીકૃષ્ણ શરણાષ્ટકનો પાઠ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે જણાવે છે.

अदः कृष्णचन्द्राष्टकं प्रेमयुक्तः पठेत्कृष्णसान्निध्यमाप्नोति नित्यम् ॥
कलौ यः स संसारदुःखातिरिक्तं प्रयात्येव विष्णोः पदंनिर्भयं तत् ॥

**અર્થઃ**—આ શ્રીકૃષ્ણાષ્ટક પ્રેમ યુક્ત થઈને જે કોઈ ભક્ત શ્રીકૃષ્ણ પ્રભુની પાસે હંમેશાં જો પાઠ કરે તો જરૂર શ્રીકૃષ્ણ પ્રભુની સાન્નિધ્યતાને મેળવે છે, અને કલિયુગમાં સંસાર દુઃખનો જેમાં જરાપણ ભાસ નથી એવા વ્યાપિ ભગવાન્ વિષ્ણુ શ્રીકૃષ્ણચન્દ્રના નિર્ભય સ્થાનને મેળવે છે.

॥ इति श्रीरघुनाथप्रभुविरचितं श्रीकृष्णचन्द्राष्टकं संपूर्णम् ॥

# श्रीगोकुलेशाष्टकम् ॥

આ કલિયુગમાં પ્રભુના શરણુ શીવાય કોઇ પણુ સાધન સંસારના દુઃખોને તરવાને માટે નથી. "सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज" સર્વ ધર્મોને છોડી મારે શરણે આવ. હે અર્જુન ! હું તારાં અનેક પાપોને દૂર કરીશ. આ પ્રમાણે પ્રભુનો આશ્રય એજ સર્વ રીતે ઉપયોગી છે, તેમજ શ્રીમહાપ્રભુજી વિવેકધૈર્યાશ્રય નામના ગ્રન્થમાં કહે છે કેઃ—

किं वा प्रोक्तेन बहुना शरणं भावयेद्धरिम्

एवं आश्रयणं प्रोक्तं सर्वेषां सर्वदा हितम् ॥ १६ ॥

कलौ भक्त्यादिमार्गा हि दुःसाध्या इति मे मतिः ॥

બહુ વધારે કહેવાની શી જરૂર છે. ગમે તે રીતે પ્રભુનો આશ્રય કરવો. આશ્રયજ સર્વ પ્રાણીઓને હિતકારક છે. કલિયુગમાં ભક્તિ વગેરે માર્ગો દુઃખથી થઈ શકે એવા છે, માટે પ્રભુનો આશ્રયજ કરવો, એવી મારી આજ્ઞા છે.

આવી રીતે પ્રભુના આશ્રયભાવને સ્થિર કરવાને પ્રભુના સ્વરૂપનું અને ગુણની લીલાનું વર્ણન કરે છે.

આ પ્રથમ શ્લોકમાં અવતારના કારણોનું વર્ણન કરે છે.

नन्दगोपभूपवंशभूषणं विभूषणं

भूमिभूतिभुरिभाग्यभाजनं भयापहम् ॥

धेनुधर्मरक्षणावतीर्णपूर्णविग्रहम्

नीलवारिवाहकान्तिगोकुलेशमाश्रये ॥ १ ॥

**અર્થ**—ગોપના રાજા શ્રીનન્દરાયજીના વંશમાં ભૂષણુરૂપ, અનેક શૃંગારથી શોભતા, પૃથ્વીની આબાદી કરવામાં પૃથ્વીના મહદ્દભાગ્યરૂપ, ભક્તોના ભયને દૂર કરનારા, ગાયોની અને ધર્મની રક્ષા કરવા પ્રકટ થએલા, પૂર્ણાનન્દ પરબ્રહ્મ છતાં લીલા અંગને ધારણ કરનારા, કાળા મેઘની કાન્તિના જેવી કાન્તિવાળા શ્રીગોકુલના અધિપતિ શ્રીકૃષ્ણચન્દ્રનો આશ્રય કરૂં છું. ॥ ૧ ॥

**ગોપીજન સહ કરેલી લીલાનું વર્ણન કરે છે.**

गोपबालसुन्दरीगणावृतं कलानिधिं

रासमण्डलीविहारकारिकामसुन्दरम् ॥

पद्मयोनिशङ्करादिदेववृन्दवन्दितं

नीलवारिवाहकान्तिगोकुलेशमाश्रये ॥ २ ॥

**અર્થ**—ગોવાળ બાળકો અને ગોપીજનોના સમૂહથી વીંટાયલા, ભક્તોદ્ધાર કરવા વિગેરે કલાના ભંડારરૂપ, જેમાં અધિક સ્થાયિભાવાત્મક રસ છે એવા મંડળમાં રાસ વિહાર કરનારા, કોટિકામથી અધિક સુન્દર, બ્રહ્મા, શંકર વિગેરે દેવોના સમૂહથી નમસ્કાર કરાયલા, કાળા મેઘના સમાન કાન્તિવાળા શ્રીગોકુલના અધિપતિ શ્રીકૃષ્ણનો હું આશ્રય કરૂં છું. ૨

બાલલીલાનું વર્ણન કરતાં ત્રીજો શ્લોક લખે છે.

**गोपराजरत्नराजिमंदिरानुरिङ्गणं**
**गोपबालबालिकाकलानुरुद्धगायनम् ॥**
**सुन्दरीमनोजभावभाजनाम्बुजाननं**
**नीलवारिवाहकान्तिगोकुलेशमाश्रये ॥ ३ ॥**

**અર્થ**—ગોપનારાજા શ્રીનન્દરાયના રત્નથી જડેલા ઘરના આંગણા આગળ રમતા, ગોવાળના બાળકો અને બાલિકાઓ સાથે મધુર ગાયનને કરતા, સુન્દરી શ્રીગોપિકાઓને કામ ઉત્પન્ન કરે એવા મુખારવિન્દવાળા, કાળા મેઘના સમાન કાન્તિવાળા, શ્રીગોકુળના અધિપતિ શ્રીકૃષ્ણચન્દ્રનો હું આશ્રય કરૂં છું અર્થાત હું તેમને શરણે જઉં છું. ૩

પૃથ્વીના ભારને ઉતારવા રાક્ષસોને હણવાની લીલા અને ગોવર્ધન લીલાનું વર્ણન કરે છે.

**कंसकेशिकुञ्जराजदुष्टदैत्यदारणं**
**चेन्द्रसृष्टवृष्टिवारिवारणोद्धृताचलम् ॥**
**कामधेनुकारिताभिधानगानशोभितं**
**नीलवारिवाहकान्तिगोकुलेशमाश्रये ॥ ४ ॥**

**અર્થ**—યાદવોને દુઃખ દેતા કુલઘ્ન કંસને મારનાર, કેશીને અને કંસને ત્યાં મલ્લયુદ્ધ કરતી વખતે ગજ સાથે યુદ્ધ કરી ગજને હણનાર, અને દરેક દુષ્ટ દૈત્યોનો સંહાર

કરનાર, તેમજ ઇન્દ્રની પૂજા ન કરાવતાં શ્રી ગોવર્ધનની પૂજા કરવાથી ઈન્દ્રે ક્રોધપામી વર્ષાવેલા વર્ષાદના જળને વારવાને શ્રીગોવર્ધન પર્વતને ધારણ કરનારા, ગોચારણ સમયે કામધેનુ ગાયોને બોલાવવામાટે ગાયોનાં નામ દઇ મુરલિનાદમાં કરેલા ગાનથી શોભતા, કાળા મેઘની સમાન કાન્તિવાળા શ્રી ગોકુલના અધિપતિ શ્રીકૃષ્ણચન્દ્રનો હું આશ્રય કરૂં છું." ૪

## નવનીત હરણલીલાનું વર્ણન કરે છે.

गोपिकागृहान्तगुप्तगव्यचौर्यचञ्चलं
दुग्धभाण्डभेदभीतलज्जितास्यपङ्कजम् ॥
धेनुधूलिधूसराङ्गशोभिहारनूपुरं
नीलवारिवाहकान्तिगोकुलेशमाश्रये ॥ ५ ॥

અર્થ—શ્રીગોપિકાઓના ઘરની અંદર સંતાડી રાખેલ માખણની ચોરી કરવામાં ચંચળ, (જ્યારે શ્રીયશોદાજીએ સ્તનપાન ન કરાવ્યું અને દુધની તપાસ કરવા ગયાં ત્યારે) ભગવાને રોષથી દુધના વાસણને ભેદી નાંખ્યું, તે ભેદવાથી શ્રીયશોદાજીએ ભય બતાવ્યો, તેથી લજ્જાયુક્ત મુખકમળ વાળા, અને ગાયોને ચારવા જવાથી ગાયોની ધુળ પડવાથી ભૂખરા થયેલા શ્રીઅંગ ઉપર વનમાલા અને નૂપુર (ઝાંઝર) ને ધારણ કરનારા, કાળા મેઘની સમાન કાન્તિવાળા, શ્રી ગોકુલના અધિપતિ શ્રીકૃષ્ણચન્દ્રનો હું આશ્રય કરૂં છું. ૫

બાલલીલા પૂર્વક કરેલા દુષ્ટદૈત્યમારણનું વર્ણન કરે છે.

वत्सधेनुगोपबालभीषणोत्थवन्हिपं
केकिपिच्छकाल्पितावतंसशोभिताननम् ॥
वेणुवाद्यमत्तधोषसुन्दरीमनोहरं
नीलवारिवाहकान्तिगोकुलेशमाश्रये ॥ ६ ॥

અર્થ—વાછરડાં-ગાયો, અને ગોપબાળકો વિગેરેને ભયંકર લાગતા (બીવડાવતા) દાવાનળનું પાન કરનારા, મયૂર પિચ્છથી કાનનાં આભૂષણ બનાવી ધારણ કરવાથી જેમનું મુખ શોભી રહ્યું છે એવા, વેણુના વગાડવાથી ઉન્મત્ત થયેલાં વ્રજસુન્દરી (ગોપજનોના વીંટાઇવળવા) થી મનોહર લાગતા, કાળા મેઘના સમાન કાન્તિવાળા શ્રીગોકુલના અધિપતિ શ્રીકૃષ્ણચન્દ્રનો હું આશ્રય કરૂં છું. ૬

વનમાલાનું વર્ણન કરતાં જણાવે છે કે-

गर्वितामरेन्द्रकल्पकाल्पितान्नभोजनं
शारदारविन्दवृन्दशोभिहंसजारतम् ॥
दिव्यगन्धलुब्धभृङ्गपारिजातमालिनं
नीलवारिवाहकान्तिगोकुलेशमाश्रये ॥ ७ ॥

અર્થ—અધિક ગર્વવાળા અમરના અધિપતિ ઇન્દ્રના ગર્વને ઉતારવા માટે જેમણે શ્રીગોવર્ધન નીચે આવી રહેલા વ્રજજનો માટે અનેક અન્ન ભોજન બનાવેલાં છે એવા, શરદ

ઋતુના કમળના સમૂહથી શોભતાં હંસજા (લક્ષ્મીજી) માં પ્રીતિવાળા, અલૌકિક સુગંધીનો લોભ રાખતા ભ્રમરોથી વ્યાપ્ત પરિજાતક વૃક્ષનાં પુષ્પોની માલાવાળા, કાળામેઘની સમાન કાન્તિવાળા શ્રીગોકુલના અધિપતિ શ્રીકૃષ્ણનો હું આશ્રય કરૂં છું. ૭

### સાયંસમયની લીલાનું વર્ણન કરે છે.

वासरावसानगोष्ठगामिगोगणानुगं
धेनुदोहदेहगेहमोहविस्मयाक्रियम् ॥
स्वीयगोकुलेशदानदत्तभक्तरक्षणं
नीलवारिवाहकान्तिगोकुलेशमाश्रये ॥ ८ ॥

**અર્થ**—દીવસના અન્તમાં ગોષ્ટ (ગાયનાવાડા) તરફ જતા, ગાયના ટોળાની પાછળ આવતા, (પોતે પરબ્રહ્મ પૂર્ણાનન્દ, આપ્ત કામ અને પૂર્ણકામ છતાં) ગાયોને દોહવું લીલા, દેહ, ઘર, વિગેરે લૌકિક માફક રમતા હોવાથી મોહ અને વિસ્મય ઉપજાવે એવી લીલાવાળા. પોતાના ગોકુલના અધિપતિ હોઇ જેમણે ભકતનું રક્ષણ કરવા રૂપી દાન કર્યું છે એવા, કાળામેઘના સમાન કાન્તિવાળા શ્રી ગોકુલના અધિપતિ શ્રી કૃષ્ણચન્દ્રનો હું આશ્રય કરૂં છું.

॥ इति श्रीरघुनाथप्रभुविरचितं श्रीगोकुलेशाष्टकं संपूर्णम् ॥

# ॥ अथ श्रीराधाकृष्णाष्टकम् ॥

આ સ્તોત્રમાં દરેક શ્લોકના આરંભે સાતે શ્લોકમાં વ્યાકરણની સાતે વિભકિત મુકવામાં આવી છે.

શ્રીમદ્ અગ્નિસ્વરૂપ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ ચતુઃશ્લોકી નામના ગ્રન્થમાં કહ્યું છે. यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मनाहृदि ॥ શ્રીગોકુલના અધિપતિ શ્રીકૃષ્ણને જો હૃદયમાં ધારણ કરે તો પછી લૌકિક,વૈદિકનાશી જરૂર છે. આ સિદ્ધાન્તને અનુસરી શ્રીરઘુનાથજી શ્રીરાધાવલ્લભ પરમાત્માને ભકતોના હૃદયમાં સ્થિર કરવાને શ્રીરાધાકૃષ્ણાષ્ટક સ્તોત્ર આરંભે છે—

આ ગ્રન્થનો છંદ સ્રગ્ધરા છે.

**આ પ્રથમ શ્લોકમાં શ્રીગોવર્ધનધરણલીલાનું વર્ણન કરે છે.**

**यः श्रीगोवर्धनाद्रिं, सकलसुरपतिं, त्रस्तगोगोपवृन्दं ।**
**स्वीयं संरक्षितश्चेत्यमरसुखकरं, मोहयन् संदधार ॥**
**तन्मानं खण्डयित्वा, विजितरिपुकुलो, नीलधाराधराभः**
**कृष्णो राधासमेतो, विलसतु हृदये, सोऽस्मदीये सदैव ॥१॥**

**અર્થ**—જે પોતાની ત્રાસ પામેલી ગાયો અને ગોપ સમૂહોનું રક્ષણ કરવાને, દેવોને સુખ કરવાની ઇચ્છાથી અને સકળદેવના પતિ ઈન્દ્રને મોહ પમાડનાર શ્રીકૃષ્ણે શ્રી-

ગોવર્ધન પર્વતને ધારણ કર્યો, અને તે ઇન્દ્રના માનનું ખંડન કરી સમગ્ર શત્રુ સમૂહને જીતીને, કાળામેઘના સમાન કાન્તિવાળા, અને શ્રીરાધિકાજી સાથે બીરાજતા શ્રીકૃષ્ણચન્દ્ર અમારા હૃદયમાં હંમેશાં બીરાજો, અમારા હૃદયમાં સ્થિર થાઓ ! ૧

કંસહનન લીલાનું વર્ણન કરે છે.

यं दृष्ट्वा कंसभूपः, स्वकृतकृतिमहो, संस्मरन्मन्त्रिवर्यान्
किं वाऽपूर्वमयेदंकृतामितिवचनं, दुःखितः प्रत्युवाच ॥
आज्ञाप्तो नारदेन, स्मितयुतवदनः, पूरयन्सर्वकामान्
कृष्णो राधा० ॥२॥

અર્થ—જે પ્રભુને ભયરૂપ જોઇને કંસરાજા, પોતાના કરેલાં પાપકર્મનું સ્મરણ કરી મંત્રીવર્યોને ભયથી કહેવા લાગ્યો કે—" અરે ! આ મેં કોઇ દિવસ કોઇ ન કરે એવું અવળુ કામ આ શું કર્યું ? આ પ્રમાણે દુઃખિત થઇને વચનો બોલ્યો. શ્રીનારદમુનીથી કંસને મારવાની જેમને આજ્ઞા અપાયલી છે એવા, હાસ્યમુખવાળા, સર્વના મનોરથોને પુરતા શ્રીરાધિકાજી સાથે રહેતા શ્રીકૃષ્ણચન્દ્ર હંમેશાં અમારા હૃદયમાં બીરાજો. ॥૨॥

પ્રભુએ કરેલી પાણ્ડવ સહાનુભૂતીનું વર્ણન કરે છે.

येन प्रोद्यत्प्रतापा, नृपतिकुलभवाः पाण्डवाः कौरवाब्धि ।
तीर्त्वा पारं तदीयं, जगदखिलनृणां, दुस्तरश्चेति जग्मुः ॥

तत्पत्नीचीरवृद्धि, प्रविदितमहिमा, भूतले भूपतीशः ।
कृष्णो राधा० ॥ ३ ॥

**અર્થઃ**—જે ભગવાનવડે વધેલા પ્રતાપવાળા રાજાના કુળમાં ઉત્પન્ન થએલા પાણ્ડવો, આખા જગતૂથી પણ દુઃખથી તરી શકાય એવા કૌરવરૂપી સમુદ્રને તરીને પાર-પામ્યા, અને તે પાણ્ડવોની પત્ની દ્રૌપદીનાં સભા વચ્ચે વસ્ત્ર ખેંચતાં, તે દ્રૌપદીના વસ્ત્રમાં વૃદ્ધિ કરવાથી જેમનો મહિમા પૃથ્વીમાં વૃદ્ધિને પામ્યો છે એવા, સમગ્ર ભુપતિના પતિ, શ્રીરાધિકાથી યુકત શ્રીકૃષ્ણ પરમાત્મા હંમેશાં અમારા હૃદય-માં બીરાજો. અર્થાત્ તે પ્રભુ અમારા હૃદયમાં સ્થિર થાઓ. ૩

## ગોપીજન સહ કરેલી લીલામાંની નવનીત ભક્ષણલીલા વર્ણવે છે.

यस्मै चोद्धृत्य पात्राद्दधियुतनवनीतं करैर्गोपिकाभि
र्दत्तं तद्भावपूर्तौ विनिहितहृदयः सत्यमेवं तिरोधात् ॥
मुक्तागुञ्जावलीभिः प्रचुरतमरुचिः कुण्डलाक्रान्तगण्डः
कृष्णो राधा० ॥ ४ ॥

**અર્થઃ**—જે પ્રભુને ગોપીજનો હાથવડે પાત્રમાંથી ધીમે રહી દધિસાથે માખણને બહાર કાઢી આપે છે. તે પ્રભુ ગોપીજનોના ભાવની* વૃદ્ધિ માટે જેમનામાં ગોપીજનોનું હૃદય છે એવા ભગવાન્ ખરેખર તિરોધાન થઇ ગયા, અને

* વિરહમાં પ્રેમભાવની વૃદ્ધિ પામે છે.

જે ભગવાન મોતી અને ગુંજાફળના હારથી અત્યન્ત શોભી રહેલા છે, કર્ણમાં કુંડળ ધારણ કરવાથી શોભતા ગંડસ્થળવાળા, શ્રીરાધિકાજી સાથે બીરાજતા એવા શ્રીકૃષ્ણચન્દ્ર હંમેશાં અમારા હૃદયમાં સ્થિરથાઓ. ૪

### જન્મપ્રકરણગતલીલા વર્ણવે છે.

यस्माद्विश्वाभिरामादिहजननविधौ सर्वनन्दादिगोपाः
संसारार्तेर्विमुक्ताः सकलसुखकराः संपदः प्रापुरेव ॥
इत्थं पूर्णेन्दुवक्त्रः कलकमलदृशः स्वीयजन्मस्तुवन्तः ।
कृष्णो राधा० ॥ ५ ॥

અર્થ—સકલ જગતમાં પણ સુન્દર શ્રીકૃષ્ણ પ્રભુથી વ્રજમાં પ્રકટથવાથી સર્વનન્દ વિગેરે ગોપો સંસારની આસક્તિમાંથી મુક્ત થયા અને અખંડ સુખને કરનારી સર્વ સંપત્તિઓને પામ્યા, આ પ્રમાણે પૂર્ણચન્દ્રસમાન મુખવાળા, અને સુન્દર કમળના સરખા નેત્રવાળા ( પ્રભુ પોતાને ઘેર પ્રકટ થએલા છે, તેથી ) નન્દવિગેરે પોતાના જન્મને વખાણતા હતા. એવા શ્રીકૃષ્ણ શ્રીરાધિકાજી સાથે હમેશાં રહેતા મારા હૃદયમાં બીરાજો. ૫

### વેણુનાદથી મોહિત થયેલાં ગોપીજન ત્વરાથી પ્રભુ પાસે આવ્યાં, તે લીલાનું વર્ણન કરે છે.

यस्य श्रीनन्दसूनोर्व्रजयुवतिजनाश्चागता भर्तृपुत्रां-
स्त्यक्त्वा श्रुत्वा समीपे विचकितनयनाः सप्रमोदाः स्वगेहे॥

रन्तुं रासादिलीला मनसिजदलिता वेणुनादश्च रम्यं ।
कृष्णो राधा० ॥ ६ ॥

અર્થ—જે નન્દસૂનુ શ્રીકૃષ્ણનો સુંદર બંશીનાદ સાંભળીને ગોપીજનો પોતાના ઘરમાં હર્ષવાળાં અને ચકિત નેત્રવાળાં થઇ, પોતાના સ્વામી તથા છોકરાંનો ત્યાગ કરી, પ્રભુ પાસે આવ્યાં, અને કામદેવની પીડાવાળાં થવાથી રાંસલીલા રમવાને ઇચ્છા કરી, એવો મુરલીનાદ કરનારા શ્રીરાધિકાજી સાથે રહેનારા શ્રીકૃષ્ણચન્દ્ર મારા હૃદયમાં બીરાજો. ॥ ૬ ॥

यस्मिन्दष्टे समस्ते जगति युवतयः प्राणनाथव्रताया ।
स्ता अप्येवं हि नूनं किमपि च हृदये कामभावं दधत्यः ॥
तत्स्नेहाब्धि वपुश्चेदविदितधरणौ सूर्यबिंबस्वरूपाः ।
कृष्णो राधा० ॥ ७ ॥

અર્થ—જે પ્રભુને જોવાથી સમગ્રજગતમાં પ્રાણનાથ વ્રતવાળી સ્ત્રીઓ અલૌકિક કામભાવને હૃદયમાં ધારણ કરે છે. જો તેઓ સૂર્યબિંબ સ્વરૂપવાળાં હતતો જરૂર પ્રભુના સ્નેહ રૂપી સમુદ્રમાં મથાત, આવી કોટીકન્દર્પ સમાન કાન્તિવાળા શ્રીરાધિકાજી સાથે રહેનારા શ્રીકૃષ્ણચન્દ્ર મારા હૃદયમાં પધારો. ૭

બાલલીલામાં હણેલા રાક્ષસોનું વર્ણન કરે છે.

यः स्वीये गोकुलेऽस्मिन्विदितनिजकुलोद्भूतबालैः समेतो ।
मातर्येवं चकार प्रमृततमगुणान्बाललीलाविलासान् ॥
हत्वा वत्सप्रलंबद्धिविदबकखरान्गोपवृन्दं जुगोप ।
कृष्णो राधा समेतो विलसतु हृदये सोऽस्मदीये सदैव॥८॥

અર્થ—જે પ્રભુ પોતાના આ ગોકુળમાં પ્રસિદ્ધ કરેલા પોતાના કુલમાં ઉત્પન્ન થએલા ગોપ બાળકો સાથે; અતીવ વિનય અને અધિક ગુણવાળી બાલલીલાના વિલાસોને; માતાજી શ્રીયશોદાજીને પ્રસન્ન કરવા કર્યા, અને જે પ્રભુએ વત્સાસુર, પ્રલંબાસુર, દ્વિવિદ, બકાસુર, અને બક શક્ષસને મારી ગોપના સમૂહનું રક્ષણ કર્યું એવા, તે પ્રભુ શ્રીરાધિકાજી સાથે રહેનારા શ્રીકૃષ્ણચન્દ્ર અમારા હૃદયમાં સદૈવ બીરાજો.૮

આસ્તોત્રનો પાઠ કયારે કરવો અને શું ફળ છે
તે જણાવે છે.

राधाकृष्णाष्टकं प्रातरुत्थाय प्रपठेन्नरः ॥
य एवं सर्वदा नूनं स प्राप्नोति परां गतिम् ॥ ९ ॥

અર્થ—આ શ્રીરાધાકૃષ્ણાષ્ટક સ્તોત્ર સવારમાં ઉઠી જે હમેશાં પ્રાતઃસ્મરણમાં પાઠ કરે તે જરૂર પ્રભુ શ્રીકૃષ્ણની ગતિને પામે છે. ૯

॥ इति श्रीरघुनाथगुम्फितं श्रीराधाकृष्णाष्टकस्तोत्रं समाप्तम् ॥

॥ श्रीकृष्णायनमः ॥



# ॥ अथ श्रीहरिरायप्रभुग्रथितगन्थानां चतुर्थोल्लासः ॥

## ॥ श्रीनवनीतप्रियाष्टकम् ॥

ચિત્ત, મન, બુદ્ધિ, અને અહંકાર, આ ચાર થઇ અતઃકરણ થાય છે, આ ચારમાં ચિત્ત જે ચિન્તવન કરે છે તેનું મન મનન કરે છે. અને બુદ્ધિ તેનો નિશ્ચય કરે છે. આવી નિશ્ચયાત્મિકા બુદ્ધિને પ્રભુમાં જોડવાથી પરબ્રહ્મ પૂર્ણાનન્દનો લાભ થાય છે. તે બુદ્ધિ પ્રભુમાં જોડવાને પણ પ્રભુ કૃપાની જરૂર પડે છે અને પ્રભુના સ્વરૂપનું માહાત્મ્ય જ્ઞાન હોવું જોઇએ. તો જ બુદ્ધિ પ્રભુમાં જોડાય, એવા આશયથી શ્રીહરિરાય પ્રભુ શ્રીનવનીતપ્રિયાષ્ટક નામના સ્તોત્રથી પ્રભુની કૃપા માટે સ્તુતિ કરી, તે સ્તુતિમાં પ્રભુના સ્વરૂપનું દર્શન કરાવી, પોતાની બુદ્ધિ પ્રભુમાં જોડવા વિજ્ઞપ્તિ કરે છે. આ પ્રમાણે

ભક્તો ઉપર મહદુપકાર કરવાની ઈચ્છાથી શ્રીનવનીતપ્રિયાષ્ટક આરંભે છે.

अक्तकाव्रतलसदलिके, विराचितकस्तूरिकातिलके ॥
चपलयशोदाबाले, शोभितभाले मतिर्मेऽस्तु ॥ १ ॥

અર્થઃ—(જે પ્રભુના મુખારવિન્દ ઉપર સુગંધી લેવા માટે આવેલા ભ્રમરો ) કેશથી વિંટયલા તેથી શોભી રહેલા, શ્રીલલાટમાં કસ્તુરીના તિલકવાળા, તેથી શોભતા લલાટવાળા શ્રીયશોદાજીના ચંચળ બાલ શ્રીકૃષ્ણમાં મારી બુદ્ધિ હો ! અર્થાત્ મારી મતિ શ્રીકૃષ્ણ પ્રભુમાંજ તલ્લીન થાઓ. ૧

હવે ઝંકાર શબ્દ કરતા નૂપુર અને આભૂષણ વિગેરેનું વર્ણન કરે છે.

मुखरितनूपुरचरणे, कटिबद्धक्षुद्रघंटिकावरणे ॥
द्वीपिकरजकृतभूषण, भूषितहृदये मति मेंऽस्तु ॥ २ ॥

અર્થઃ—શબ્દ કરતા નૂપુરને ચરણમાં ધારણ કરનારા, અને કટિ ઉપર ઝીણી ઘુગરીઓવાળુ વસ્ત્ર વીટેલું છે એવા, વાઘ નખથી બનાવેલા આભૂષણથી શોભતા હૃદયવાળા, શ્રી કૃષ્ણપ્રભુમાં મારી મતિ (બુદ્ધિ) હો ! ૨

હવે બે શ્લોકથી બાલલીલાનું વર્ણન કરે છે.

करघृतनवनवनीते, हितकृतजननीविभीषिकाभिते ॥
रतिमुद्वहताच्चेतो, गोपीभिर्वश्यतां नीते ॥ ३ ॥

**बालदशामतिमुग्धे, चोरितदुग्धे व्रजाङ्गनाभवनात् ॥**
**तदुपालंभवचोभंय,विभ्रमनयने मतिर्मेऽस्तु ॥ ४ ॥**

**અર્થ**—શ્રીહસ્તમાં નવનીત (માખણ)ને ધારણ કરનારા, ( કંસ જેવા બલવાન્ અસુરને પણ ભય ઉપજાવનારા પોતે પુત્રભાવ પૂર્ણ કરવા માટે-) હિત કરનારાં માતા શ્રી યશોદાજીની બતાવેલી બીકથી ભય પામતા, શૃંગારમાં રતિ નામના સ્થાયિભાવને ધારણ કરનાર, જેમનું અંતઃકરણ શ્રી ગોપિકાઓએ વશ કરેલું છે, એવા બાલદશાથી અત્યન્ત સુન્દર લાગતા. અને વ્રજાઙ્ગના જે ગોપીજનોના ઘરમાંથી દુધને ચોરનારા, ( તેમજ દહિં, માખણ વિગેરે ખાઇ, ઢોળી, વાંદરને ખવડાવવું, વાછરડાં છોડી મુકવાં, વિગેરે લીલાથી) ગોપીજનો ઠપકો દેતાં. તે ધમકીના વચનથી બન્ને નેત્રને આકુળવ્યાકુળ કરતા શ્રીકૃષ્ણ પ્રભુમાં મારી બુદ્ધિ હો. ૩-૪.

**હવે બાલલીલામાં ઉલુખબંધન સમયના વયનું વર્ણન કરે છે.**

**व्रजकर्दमलिप्ताङ्गे, स्वरूपसुषमाजितानङ्गे ॥**
**कृतनन्दाङ्गणरिङ्गण, विविधविहारे मतिर्मेऽस्तु ॥ ५ ॥**

**અર્થ**—વ્રજ કાદવથી શ્રીઅંગ વ્યાપ્ત થયું છે એવા, બાલ સ્વરૂપની અનન્ત પરમાશોભાથી કામદેવની શોભાને

---

**सुषमा परमाशोभा इति अमरः**

પણ જીતી લેનારા, શ્રીનંદરાયજીના ગૃહના આંગણા આગળ રમતાં અનેક જાતની લીલાઓ કરતા શ્રીબાલમુકુન્દમાં મારી મતિ હો.

**હવે બાલ્યાવસ્થા પછી કૈમારાવસ્થાનું વર્ણન કરે છે.**

**करवरधृतलघुलकुटे, विचित्रमायूरचन्द्रिकामुकुटे ॥**
**नासागतमुक्तामणि, जटितविभूषे मतिर्मेऽस्तु ॥ ६ ॥**

**અર્થ**—શ્રીહસ્તમાં સુન્દર નાની લાકડીને ધારણ કરનારા, અને મયુરનાં પિચ્છની ચિત્ર વિચિત્ર ચંદ્રિકાઓથી બનાવેલા સુન્દર મુકુટને ધારણ કરનારા, મોતી અને મણિથી જડેલાં નથને શ્રીનાસિકામાં ધારણ કરવાથી શોભતા, શ્રી નન્દનન્દનમાં મારી બુદ્ધિ હો. ॥૬॥

**હવે કિશોરાવસ્થાનું વર્ણન કરે છે.**

**अभिनन्दनकृतनृत्ये, विरचितनिजगोपिकाकृत्ये ॥**
**आनन्दितनिजभृत्ये, प्रहसनमुदिते मतिर्मेऽस्तु ॥ ७ ।**

**અર્થ**—નૃત્ય* (રાસ)માં જેમને પુરૂં માન છે, અર્થાત્ રાસમાં પૂર્ણ પ્રીતિવાળા, પોતાનાં શ્રીગોપીજનોના કૃત્ય

---

* નૃત્ય તેજ રાસ કહેવાય છે. કેમકે રાસની વ્યુત્પત્તિ મહાપ્રભુજીએ એવી કરી છે કે—**बहुनर्तकी युक्तो नृत्यविशेषो रासः रसस्य अभिव्यक्तिर्यस्मात् सः रासः** બહુ નૃત્ય કરનારી જેમાં હોય તેવો નૃત્ય જેમાં મુખ્ય છે એવો-જેનાથી રસની ઉત્પત્તિ થાય છે, તે રાસ કહેવાય છે.

( કાર્ય-મનોરથ )ને કરનારા, પોતાંના સેવકોને ( બ્રહ્માનન્દથી પણ અધિક લીલા સ્વાદ કરાવી ) આનન્દ કરનારા, ઉદારહાસ્ય કરી આનંદ કરતા શ્રીગોપીજનવલ્લભમાં મારી મતિ હો ! ૭.

હવે પૂર્ણાનન્દ, પરબ્રહ્મ, પુરૂષોત્તમ સ્વરૂપનું વર્ણન કરતાં આઠમો શ્લોક આરંભે છે.

कामादपि कमनीये, नमनीये ब्रह्मरुद्राद्यैः ॥
निःसाधवभजनीये, भावतनौ मे मतिर्भूयात् ॥ ८ ॥

અર્થ—( કોટિ ) કામ કરતાં પણ અત્યન્ત સુંદર, બ્રહ્મા, રૂદ્ર વિગેરે દેવો જેમને હમેશાં નમે છે એવા. (કલિયુગમાં કાંઇ પણ સાધન વગરનાનો ઉદ્ધાર કરવા પ્રકટ થએલા હોવાથી ) નિઃસાધન જીવોને ભજવા યોગ્ય, (અવિકૃત અંગવાળા. વિરૂદ્ધ ધર્માશ્રય, પરબ્રહ્મ પુરૂષોત્તમ છતાં લીલા વિગ્રહ ( લીલાદેહ)ને ધારણ કરનારા હોવાથી ) ભાવનારૂપી શ્રીઅંગવાળા, શ્રીરસિક પ્રભુમાં મારી મતિ હો. ૮

इति श्रीहरिदासविरचितं श्रीनवनीतप्रियाष्टकं संपूर्णम्

# ॥ अथ श्रीभुजङ्गप्रयाताष्टकम् ॥

શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધમાં ૨૯ થી ૩૨ સુધીના અધ્યાયને ફલ પ્રકરણ કહેવાય છે. તે ફલ પ્રકરણમાં શરદ્ ઋતુની પૂર્ણિમાની રાત્રીએ ભગવાને રમણ કરવાની ઇચ્છાથી યોગમાયાનો આશ્રય કરી વેણુનાદ કર્યો, વેણુનાદના મોહક સ્વરથી સર્વે ગોપીજનો ભગવાનના અન્દનું લીલામૃતનું પાન કરવાને આવ્યાં, ત્યારબાદ તેમનો પૂર્ણ આગ્રહ હોવાથી અને સર્વ લૌકિક વિષયોનો ત્યાગ કરી પોતામાં એકતાન થએલાં જોઈ પ્રભુએ તેમને અનેક રીતે આનન્દનું દાન કર્યું, તે લીલાનું વર્ણન કરવાને આ ભુજંગપ્રયાતાષ્ટક આરંભે છે. જેમ સર્પ વક્રગતિથી ચાલે છે તેવી રીતે આ અષ્ટકનો રાગ *ભુજંગ (સર્પ)ની ગતિ જેવો હોવાથી તેનું નામ ભુજંગપ્રતાયાષ્ટક પાડે છે.

**હવે આરંભમાં રાસરમણમાં થતી નૃત્યબંધલીલાનું વર્ણન કરે છે.**

**सदा गोपिकामण्डले राजमानं लसन्नृत्यबंधादिलीलानिदानम् ॥**
**गलद्दर्पकंदर्पशोभाभिदानं भजे नन्दसूनुं सदानन्दरूपम् ॥ १ ॥**

**અર્થ**—+હમેશાં શ્રીગોપીજનોના મંડલમાં શોભી

---

* ભુજંગ પ્રયાતનામનો છંદ છે. + હંમેશાં શબ્દ નિત્ય અવિચ્છિન્ન રાસમાં રમનારા પ્રભુ છે એવું સૂચવે છે.

રહેતા, શોભતી નૃત્યબંધ વિગેરે લીલાના કારણભૂત, શ્રી-મહાપ્રભુજી કહે છે કેઃ—

**कामाख्यं सुखमुत्कृष्टं कृष्णो भुङ्क्ते न चापरः ॥**

અર્થાત્ આધિદૈવિક કામરૂપ સુખ શ્રીકૃષ્ણજ ભોગવે છે. અન્ય કોઇ ભોગવતુ નથી.) તેથી જ શ્લોકમાં નૃત્ય બંધલીલાના કારણભૂત કહેવામાં આવ્યા, વળી કામદેવના અભિમાનને પણ ગળાવી દે તેવી શોભાને આપનારા તેથી હમેશાં આનન્દરૂપ શ્રીનન્દપુત્ર શ્રીકૃષ્ણ પ્રભુને હું ભજું છું. ૧

## હવે મુરલીધર સ્વરૂપનું વર્ણન કરે છે.

**व्रजस्त्रीजनानन्दसंदोहसक्तं सुधावर्षिवंशीनिनादानुरक्तम् ॥**
**त्रिभङ्गाकृति स्वीकृतस्वीयभक्तं भजे नन्दसूनुं सदाऽऽनन्दरूपम् २**

**અર્થ**—વ્રજ સ્ત્રી ગોપીજનો ને આનન્દનુ દાન કરવામાં પ્રીતિવાળા, અમૃત વર્ષાવનારી બંશીનો નાદ કરવામાં પ્રીતિવાળા, બંશીનાદ કરવાને કંઠ કટી, અને ચરણમાં ત્રણે સ્થાનમાં ભંગ કરેલી આકૃતિવાળા, પોતાના શરણાગત ભકતોનો સ્વીકાર કરનારા, શ્રીનન્દપુત્ર સર્વદા આનન્દરૂપ શ્રીકૃષ્ણને હું ભજું છું ॥૨॥

## રાસલીલાનું વર્ણન કરે છે.

**स्फुरद्रासलीलाविलासातिरम्यं परित्यक्तगेहादिदासैकगम्यम् ॥**
**विमानस्थिताशेषदेवादिनम्यं भजे नन्दसूनुं सदाऽऽनन्दरूपम् ३**

**અર્થ**—સુન્દર શોભતી રાસલીલાના વિલાસથી અત્યન્ત

સુન્દર લાગતા, (*ભાગંવતમાં કહ્યું છે કે જેઓએ મારે માટે ઘરબાર પૂત્ર, ધન, વિગેરેનો ત્યાગ કર્યો છે, તેઓને હું ધારણ કરૂં છું) તેથી કહે છે કે-જેમણે ઘરબાર વિગેરેનો ત્યાગ કરી દાસભાવના સ્વીકારી છે એવા ભકતોથી પ્રાપ્ત થઇ શકે એવા, (અને જયારે રાસલીલા કરવા માંડી ત્યારે વિમાનમાં રહી દેવો જોતાં મોહપામી ગયા તેથી કહે છે કે) વિમાનમાં રહેનારા સમગ્ર દેવો વિગેરેથી નમસ્કાર કરવા યોગ્ય, સદા આનન્દરૂપ શ્રીનન્દપુત્ર શ્રીકૃષ્ણને હું ભજુંછું. ૩

**શ્રીપ્રિયસ્વામિનીજી સાથેની લીલાનું વર્ણન કરે છે.**

**स्वलीलारसानन्ददुग्धोदमग्नं प्रियस्वामिनीबाहुकण्ठैकलग्नम् ॥**
**रसात्मैकरूपाऽवबोधं त्रिभङ्गं भजे नन्दसूनुं सदाऽऽनन्दरूपम् ४**

અર્થ—પોતાની રાસલીલાના રસાનન્દરૂપી દુધના સમુદ્રમાં મગ્ન થઇ ગએલા, પ્રિય સ્વામિનીજી શ્રીરાધિકાજીના બાહુ જેમના કંઠમાં વિંટાયલા છે એવા, रसो वै सः આ પ્રમાણે શ્રુતિમાં જેમને રસરૂપ વર્ણન કરેલા હોવાથી પોતાના રસાત્મક સ્વરૂપનું ભાન કરાવતા ત્રિભંગ સ્વરૂપવાળા શ્રી-નન્દરાયજી પુત્ર શ્રીકૃષ્ણને હું ભજું છું. ૪

શરણાગત ભક્ત તામસ હોય છતાં પણ પ્રભુ નિર્ગુણ કરનારા છે. એવું સુચવતાં કહે છે કે—

---

* ગોપીજનોએ ઘરબાર, ધન, પતિ, પુત્ર, વિગેરે સર્વ સંસારિક વસ્તુનો ત્યાગ કરવાથી પ્રભુએ તેમનો સ્વીકાર કરેલો છે.

रसामोदसंपादकं मंदहासं कृताभीरनारीविहारैकरासम् ॥
प्रकाशीकृतस्वीयनानाविलासं भजे नन्दसूनुं सदाऽऽनन्दरूपम् ५

**અર્થ**—રતિનામના સ્થાયીભાવવાળા રસથી હર્ષને કરનારા, (ભકતોને ઉત્તમદાન આપવાને માટે) મંદમંદ હાસ્યવાળા, આહીર (ગોવાળ)સ્ત્રી, જે ગોપીજનો, તામસ કહેવાય છે, તેમને નિર્ગુણ બનાવી તેમની સાથે અનેક રીતે વિહાર કરવાને રાસ રમનારા, અને તે રાસમાં અનેક પ્રકારના પોતાના વિલાસને પ્રકટ કર્તા, એવા સદા આનન્દરૂપ શ્રીકૃષ્ણને હું ભજુ છું. ૫

जिताऽनङ्गसर्वाङ्गशोभाभिरामं क्षपापुरितस्वामिनीवृन्दकामम् ॥
निजाऽऽधीनतावर्तिरामातिवामं भजे नन्दसूनुं सदाऽऽनन्दरूपम् ६

**અર્થ**—કામદેવની સર્વઅંગની શોભાને પણ જીતી લેનારી પોતાના શ્રી અંગની શોભાથી સુન્દર લાગતા, શરદપૂર્ણિમાની રાત્રીએ શ્રી ગોપીજનોના સમૂહના મનોરથોને પૂર્ણ કરનારા, પોતાને આધિન વર્તનારાં શ્રી ગોપીજનો છતાં પોતે અત્યન્ત વામ (વક્ર), સદા આનન્દરૂપ શ્રી નન્દપુત્ર શ્રીકૃષ્ણને હું ભજુ છું. ૬

**આ શ્લોકમાં ગોપબાલકો સહ કરેલી ક્રીડાનું વર્ણન કરે છે.**

स्वसङ्गीकृताऽनन्तगोपालबालं वृतस्वीयगोपीमनोवृत्तिपालम् ॥
कृताऽऽनन्तचौर्यादिलीलारसालं भजे नन्दसूनुं सदाऽऽनन्दरूपम् ७

અર્થ—પોતાના સંગમાં અનેક ગોપ બાળકોને રાખનારા, પોતાનામાં સ્વીકારેલાં તેથી પોતાનાં શ્રીગોપીજનોના મનની વૃત્તિનું પાલન કરનારા, જેમણે આનન્દ માટે માંખણ, દહિ વિગેરે ચોરવાની લીલાને કરવાથી રસિક લાગતા શ્રીનન્દરાયજીના પુત્ર હંમેશાં આનન્દરૂપ શ્રીકૃષ્ણને હું ભજુંછું.૭

**શ્રીગોવર્ધનને ધારણ કરવાની લીલાનું વર્ણન કરેછે.**

**घृताद्रीशगोवर्धनाधारहस्तं परित्रातगोगोपगोपीसमस्तम् ॥**
**सुराधीशसर्वादिदेवप्रशस्तं भजे नन्दसूनुं सदाऽऽनन्दरूपम् ८**

અર્થ—શ્રીગોવર્ધન પર્વતને શ્રી હસ્તમાં ધારણ કરનારા, અને તે પર્વતને ધારણ કરી ગાયો ગોપ અને ગોપીજનો વિગેરેનું *વર્ષાદથી રક્ષણ કરનારા, સુરાધીશ જે ઇન્દ્ર વિગેરે સર્વ દેવો જેમનાં વખાણ કરે છે એવા, સર્વ આનન્દરૂપ શ્રીનન્દરાયજીના પુત્ર શ્રીકૃષ્ણને:મારા નમસ્કાર હો!૮

**॥ इति श्रीहरिरायविरचितं भुजङ्गप्रयाताष्टकं संपूर्णम् ॥**

---

* ઇન્દ્રે ભગવાનને ડરાવાને જ્યારે પુષ્કળ વર્ષાદ વર્ષાવ્યો ત્યારે ભગવાને ગોવર્ધન પર્વતને ધારણ કર્યો અને બધાંનું રક્ષણ કર્યું હતું.

## ॥ अथ श्रीकृष्णशरणाष्टकम् ॥

આ કલિયુગમાં કોઈપણ સાધન તરવાને માટે રહ્યાં નથી. તેથી નિઃસાધનતાની દીનતાથી અંતઃકરણમાં પ્રેમ પૂર્વક પ્રભુને શરણે જવું એ શીવાય અન્ય સર્વ ફાંફાં છે. તેજ કારણથી સ્વમાર્ગમાં (ગીતાજીમાં કહેલા "સર્વ ધર્મોનો ત્યાગ કરી મારે શરણે આવ ? હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ.")આ શરણાગત સિદ્ધાન્તને મુખ્ય ગણવામાં આવ્યો છે. જેથી શ્રીહરિરાયપ્રભુ ભક્તો ઉપર ઉપકાર કરવાને આ શ્રી-કૃષ્ણશરણાષ્ટક રચી શરણે જવાના કારણોનો સ્ફોટ કરે છે, તેમાં પ્રથમ નિઃસાધનતા બતાવે છે.

**सर्वसाधनहीनस्य पराधीनस्य सर्वतः ॥**
**पापपीनस्य दीनस्य श्रीकृष्णः शरणं मम ॥ १ ॥**

**અર્થ**—આ કલિયુગમાં કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ નષ્ટપ્રાય થઇ ગયા છે, અને પ્રભુને પ્રસન્ન કરવામાં મારી પાસે કંઈ પણ સાધન નહિ હોવાથી, હમેશાં પરતંત્ર છું. કર્મ કરવાને ધારણ કરેલા મનુષ્યાવતારમાં અનેક રીતે પાપ થવાથી પાપથી ભરેલો, અને આ અગાધ સંસારમાંથી તર-વાને મારી પાસે કંઇ પણ સાધન નહિ હોવાથી દીન છું,

માટે નિઃસાધન જીવોનો ઉદ્ધાર કરનારા શ્રીકૃષ્ણ એજ મારૂં શરણ છે. ૧

સંસારના જુઠા સુખને સુખમાની લેનારો બહિર્મુખ છે. એવા બહિર્મુખ માણસે પ્રભુનું શરણ લેવું, તેમ નિરૂપણ કરતાં કહે છે કેઃ—

**संसारसुखसंप्राप्तिसन्मुखस्य विशेषतः ॥**
**बहिर्मुखस्य सततं श्रीकृष्णः शरणं मम ॥ २ ॥**

**અર્થ**—ઘણું કરીને સંસારનાં મિથ્યા સુખનેજ મેળવવા માટે હમેશાં તૈયાર રહેતો, મિથ્યા સંસારમાં રચિપચિ રહેવાથી-કામ, ક્રોધ, લોભ વિગેરે વધી જવાથી બહિર્મુખ થએલા એવા મારે શ્રીકૃષ્ણ પ્રભુ એજ મારૂં શરણ છે. ૨.

સંસારમાં આસાક્ત થવાથી કામ ઉત્પન્ન થાય છે. કામથી ક્રોધ થાય છે, ક્રોધથી મોહ, (સંમોહ) થાય છે. ત્યાં સુધીનું વર્ણન કરે છે.—

**सदा विषयकामस्य देहारामस्य सर्वथा ॥**
**दुष्टस्वभाववामस्य श्रीकृष्णः शरणं मम ॥ ३ ॥**

**અર્થ**–હમેશાં વિષયમાંજ લાલસાવાળો, તેમ દેહમાંજ હમેશાં આનન્દ માનનારો, કામ પછી ક્રોધ અને ક્રોધથી સંમોહ થતાં દુષ્ટ સ્વભાવવાળા એવા મારે શ્રીકૃષ્ણ પ્રભુનું જ શરણ છે. એ શીવાય અન્ય કંઈ પણ સાધન નથી. ૩.

**હવે સંમોહથી શું ફલ થાય છે તે જણાવે છે.**

**संसारसर्वदुष्टस्य धर्मभ्रष्टस्य दुर्मतेः ॥**
**लौकिकप्राप्तिकामस्य श्रीकृष्णः शरणं मम ॥ ४ ॥**

**અર્થ**—સંસારરૂપી સર્પથી દંશ કરાયેલા, તેથી ધર્મ ભ્રષ્ટ થઇ ગએલા અને ધર્મભ્રષ્ટ થવાથી દુષ્ટ બુદ્ધિવાળા, અને લૌકિક અનેક પદાર્થો મેળવવામાં કામનાવાળા એવા મારે શ્રીકૃષ્ણ પ્રભુ એજ શરણ હો. ૪.

સંમોહથી સ્મૃતિ વિભ્રમ થાય છે એવા સ્મૃતિ વિભ્રમવાળા માણસે શ્રીકૃષ્ણ શરણ સ્વીકારવું યોગ્ય છે.

**विस्मृतः स्वीयधर्मस्य कर्ममोहितचेतसः ॥**
**स्वरूपज्ञानशून्यस्य श्रीकृष्णः शरणं मम ॥ ५ ॥**

**અર્થ**—પોતાના ધર્મને પણ વિસ્મૃત કરી ગયો છું અને અસત્ કર્મથી મારૂં મન મોહિત થઇ ગયું છે. જ્ઞાનમાં જ્ઞાન જે પ્રભુનું સ્વરૂપજ્ઞાન, તેનાથી તો હું શુન્ય છું, એવા મારે શ્રી કૃષ્ણ પરમાત્મા એજ મારૂં શરણ છે. ૫

સ્મૃતિ વિભ્રમવાળાનો નાશ થાય છે. એવું ગીતાજીમાં કહે છે તેથી શ્રીપ્રભુને શરણે જવું સુચવે છે.

**संसारसिन्धुमग्नस्य भग्नभावस्य दुष्कृतेः ॥**
**दुर्भावलग्नमनसः श्रीकृष्णः शरणं मम ॥ ६ ॥**

**અર્થ**—હે પ્રભો! સંસારરૂપી સમુદ્રમાં હું ડુબીગયો છું. અર્થાત્ મૃતપ્રાય થઇ ગયો છું મારો ભાવ પ્રેમ તે તો

ભાગી ગયો છે. કેમકે મારી કૃતિ તો નઠારી છે. જે મન પ્રભુમાં જોડવાનું તે તો દુષ્ટભાવોમાં જોડાઇ ગયું છે. એવા મારે હવે શ્રીકૃષ્ણ પ્રભુએ જ શરણ છે, એ શીવાય તરવા આરો નથી. ૬

વિવેકધૈર્યાશ્રય નામના ગ્રન્થમાં શ્રી મહાપ્રભુજીએ કહ્યુ છે કે—ભક્તોએ વિવેક, ધૈર્ય, અને પ્રભુનો દૃઢાશ્રય રાખવો-તેનાથી જરૂર ઉદ્ધાર થશે તે પણ જો ન હોય તો શ્રીકૃષ્ણ પ્રભુને શરણે જવું. એમ બતાવે છે.

**विवेकधैर्यभक्त्यादिरहितस्य निरन्तरम् ॥**
**विरुद्धकरणासक्तेः श्रीकृष्णः शरणं मम ॥ ७ ॥**

અર્થ—વિવેક, ધૈર્ય, અને ભક્તિ વિગેરેથી પણ હું શુન્ય છું-હમેશાં વિરૂદ્ધ કામ કરવામાં આસક્તિવાળો છું. એવા મારે શ્રીકૃષ્ણ પ્રભુએજ શરણ છે. ૭

**હવે વિષય વિગેરે સમગ્ર દોષોનું વર્ણન કરે છે.**

**विषयाक्रान्तदेहस्य वैमुख्यहृतसन्मतेः ॥**
**इन्द्रियाश्वगृहितस्य श्रीकृष्णः शरणं ममः ॥ ८ ॥**

અર્થ—વિષયથી વ્યાપ્ત શરીરવાળો છું. પ્રભુથી વિમુખ થવાથી મારી સન્મતિ જતી રહી છે. ઇન્દ્રિયરૂપી અશ્વથી હું ખેંચાઇ ગયોછું, અર્થાત્ ઇન્દ્રિયરૂપી અશ્વ મારે કબજે રહ્યા નથી, એવા મારે શ્રીકૃષ્ણ પ્રભુનું જ શરણ છે. ૮

હવે આ સ્તોત્રનો પાઠ કરવાથી જે ફલ થાય છે તે ફલ આ છેલ્લા શ્લોકમાં બતાવે છે.

**एतदष्टकपाठेन ह्येतदुक्तार्थभावनात् ॥**
**निजाचार्यपदाम्भोजसेवको दैन्यमाप्नुयात् ॥ ९ ॥**

અર્થ—આ અષ્ટકના પાઠથી, અને આ ગ્રન્થમાં કહેલા અર્થનું મનન કરવાથી, નહિ કે કેવળ વાંચી જવાથી, પરંતુ વાંચી મનન કરવાથી, શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણ કમળનો સેવક તો જરૂર દિનતાને પ્રાપ્ત કરશે અને દિનતાથી પ્રભુ શરણે જતાં પ્રભુ પ્રસન્ન થાય છે. માટે દિનતાપૂર્વક પ્રભુ શરણે જવું એ આ ગ્રન્થનો નિષ્યંદાર્થ છે. ॥૯॥

**॥ इति हरिदासवर्यविरचितं श्रीकृष्णशरणाष्टकं संपूर्णम् ॥**

# ॥ अथ श्रीदैन्याष्टकम् ॥

આ જગતમાં પ્રભુને પ્રસન્ન કરવાને કોઈપણ સાધન નથી. તેથી નિઃસાધાનતાથી દિનતા પ્રકટ કરવાથી પ્રભુ જરૂર ઉદ્ધાર કરશે. આ પ્રમાણે દીનતાપૂર્વક પ્રભુશરણે જવું એ હેતુ દર્શાવવાને આ શ્રીદૈન્યાષ્ટકનો આરંભ કરેછે. શ્રીગોપીજનોને જયારે અત્યન્ત રીતે ખોળતાં છતાં જયારે પ્રભુ ન મલ્યા, ત્યારે દીન થઇ પ્રભુ સ્મરણ કરવા લાગ્યાં, તેથી પ્રભુ મળી શકયા. માટે દીનતા એજ સ્વર્ગમાં મુખ્ય સાધન છે માટે પાઠ કરવા યોગ્ય છે તેવું અમુલ્ય દૈન્યાષ્ટક ભક્ત ઉપર ઉપકાર કરવાને શ્રી હરિરાયપ્રભુ રચે છે.

**श्रीकृष्णगोकुलाधीश नंदगोपतनुद्भव ॥**
**यशोदागर्भसंभुत मयि दीने कृपां कुरु ॥ १ ॥**

**અર્થ**—હે શ્રીકૃષ્ણ ? હે ગોકુલના અધિપતિ ? શ્રી નંદરાયજીના પુત્ર ? શ્રી યશોદાના ગર્ભથી ઉત્પન્ન થએલા ? હે પ્રભો ? તરવાને કંઈપણ સાધન નહિ મળવાથી દીન થએલા એવા મારે વિષે આપ કૃપા કરો. ૧

જેવી રીતે વ્રજમાં આનન્દ કર્યો તેવી રીતે મારા ઉપર આપ કૃપા કરી આનન્દનું દાન કરો એવું કહે છે.—

व्रजानन्द व्रजावास व्रजस्त्रीहृदयास्थित ॥
व्रजलीलाकृतं नित्यं मयि दिने कृपां कुरु ॥ २ ॥

**અર્થ**—વ્રજના આનન્દરૂપ ! વ્રજમાં વાસકરી રહેનારા ! વ્રજ સ્ત્રી જે ગોપીજનો, તેમના હૃદયમાં બીરાજનારા ! હંમેશાં વ્રજમાં લીલાને કરનારા હે પ્રભો ! દીન એવા મારા ઉપર કૃપા કરો. ૨

श्रीभागवतभावार्थरसात्मन् रसिकात्मक ॥
नामलीलाविलासार्थं मयि दीने कृपां कुरु ॥ ३ ॥

**અર્થ**—નામ અને લીલાના વિલાસ માટે શ્રીમદ્ ભાગવતના ભાવાર્થમાં રસરૂપે પ્રકટેલા ? શ્રુતિમાં આપને रसोवै सः આ પ્રમાણે રસરૂપ વર્ણન કરેલા છે, માટે રસિક સ્વરૂપવાળા ? હે પ્રભો ? મારા ઉપર દયા કરો ? ૩

હવે બાલલીલામાંથી જેમ શ્રીયશોદાજી ઉપર કૃપા કરી હતી, તેવી રીતે મારા ઉપર કૃપા કરો એવું સૂચવે છે.

यशोदाहृदयानन्द विहिताङ्गणारिङ्गण ॥
अलकावृतवक्त्राब्ज मयि दीने कृपां कुरु ॥ ४ ॥

**અર્થ**—હે શ્રીયશોદાજીના હૃદયના આનન્દરૂપ ? શ્રી નંદરાયજીના આંગણા આગળ અનેક પ્રકારે રમનારા ? કેશથી મુખકમળ વીંટલાયલું છે એવા, હે કૃષ્ણ ? દીન એવા મારા ઉપર કૃપા કરો. ૪

દિનતાથી પ્રભુ પ્રસન્ન થાય છે, માટે આપ જરૂર મારા ઉપર કૃપા કરો, એમ કહે છે–

**विरहार्तिव्रतस्थात्मन् गुणगानश्रुतिप्रिय ॥**
**महादैन्यदयोद्भूत मयि दीने कृपां कुरु ॥ ५ ॥**

**અર્થ**—હે વિરહની પીડામાં રચિપચિ રહેલાના +આત્મા રૂપ ? ગુણગાન જેમને અધિક પ્રિય છે એવા ? અત્યન્ત દિનતાવાળા ભક્ત ઉપર દયાને કરનારા ? એવા હે પ્રભો ? દીન એવા મારા ઉપર દયા કરો. ૫

" ये यथा मां प्रपद्यन्ते तां तथैव भजाम्यहं " જેવી રીતે મારે શરણે આવે છે તેવી રીતે હું તેને શરણે રાખું છું. આ રીતે ભગવાનના કહેવા મુજબ વિજ્ઞપ્તિ કરે છે કે–

**अत्यासक्तजनासक्त परोक्षभजनप्रिय ॥**
**परमानन्दसंदोह मयि दीने कृपां कुरु ॥ ६ ॥**

**અર્થ**—જે અત્યન્ત આપનામાં આસકત છે. તેવા ભકતમાં આપ પણ આસક્ત થઇ રહો છો અને નિઃસ્વાર્થ ભક્તિ જેમને વહાલી છે એવા ? પરમ આનન્દનું દાન કરનારા હે પ્રભો ? દીન એવા મારા ઉપર આપ કૃપા કરો.? ૬

---

+ एष एवानन्दयति વિરહિ જનોના કલેશને દૂર કરી શ્રીકૃષ્ણ પ્રભુજ આનન્દિત કરે છે.

## પ્રભુની કૃતીનું વર્ણન્ કરે છે.

**निरोधशुद्धहृदय दयितागीतमोहित ॥**
**आत्यन्तिकावियोगात्मन् मयि दीने कृपां कुरु ॥ ७ ॥**

**અર્થ**—શુદ્ધ હૃદયવાળા ભકતોનો નિરોધ કરનારા ? ગોપીજનોના ગોપીગીતથી મોહ પામનારા ? હે પ્રભો ? અત્યન્ત વિરહ વેદના વાળા, દીન થઇ ગએલા એવા મારા મારા ઉપર આપ કૃપા કરો. ! ૭

હવે છેલ્લા શ્લોકમાં જણાવે છે કે નિત્યલીલામાં મારો સ્વીકાર કરો.

**स्वाचार्यहृदयस्थायिलीलाशतयुतप्रभो ॥**
**सर्वथाशरणं याते मयि दीने कृपां कुरु ॥ ८ ॥**

• **અર્થ**–શ્રીમદાચાર્યજીના હૃદયમાં હંમેશાં સેંકડો નિત્ય લીલાને કરવાવાળા, હે પ્રભો ? સર્વ રીતે હું આપને શરણે આવેલા એવા મારે વિષે આપ કૃપા કરો. ?

॥ इति श्रीहरिदासविरचितं दैन्याष्टकं समाप्तम् ॥

# ॥ अथ श्रीपञ्चाक्षरमंत्रगर्भस्तोत्रम् ॥

गीताજીમાં કહ્યું છે કે—અનન્યતાથી મારૂં ચિન્તવન કરનાર ભક્તનું ભરણપોષણ (અનુગ્રહ) હું કરૂં છું. માટે સ્વમાર્ગમાં અનન્યતા અને દૃઢતાએ મુખ્ય સિદ્ધાન્ત છે; તેથી સ્તોત્રમાં "હે કૃષ્ણ ? હું ગમે તેવો છું પણ તમારોજ છું, બીજાનો નથી. તમારા શીવાય બીજાનું મારે શરણ નથી." આવી રીતે દૃઢતા સ્વભકતોમાં સ્થિર થાય, તે માટે આ પંચાક્ષર સ્તોત્ર શ્રી હરિરાયપ્રભુ રચે છે. શ્રીપંચાક્ષરગર્ભસ્તોત્રનો અર્થ સમજવો આવશ્યક છે.

પંચાક્ષર એટલે क्-ऋ-ष्-न्-अ આ પાંચ અક્ષર મળી કૃષ્ણ નામનો મંત્ર થાય છે. બ્રહ્મવૈવર્ત પુરાણના કૃષ્ણજન્મ ખંડમાં કહ્યું છે કે—અ. ૧૩.

परिपूर्णतमं ब्रह्म तेन कृष्ण इति स्मृतः ॥
ब्रह्मणो वाचकः कोयम् ऋकारोऽनन्तवाचकः ॥ ५६ ॥
शिवस्य वाचकः षश्च नकारो धर्मवाचकः ॥
अकारो विष्णुवचनः श्वेतद्विपानिवासिनः ॥ ५७ ॥
सर्वेषां तेजसां राशिः सर्वमूर्तिः स्वरूपकः ॥
सर्वाधारः सर्वबीजः तेन कृष्ण इति स्मृतः ॥ ५८ ॥

कोटिजन्मांहसो नाशो भवेत् यत्स्मरणादिकात् ॥
विष्णोर्नाम्नां च सर्वेषां सारात् सारं परात् परं ॥६८॥
कृष्णेति सुन्दरं नाम मंगलं भक्तिदायकम् ॥

**ભાવાર્થ**—પરિપૂર્ણ બ્રહ્મ તે કૃષ્ણ છે. તેમાં બધા દેવતાઓ સમાયલા છે. બ્રહ્મા, અનન્ત, મહેશ્વર, ધર્મ, વિષ્ણુ, તે અનુક્રમે કૃ-ઋ-ષ્-ન્-અ માં રહેલા છે. સર્વ તેજના ભંડારરૂપ, સર્વના આધારભૂત, સર્વના બીજ રૂપ; સર્વની મૂર્તિરૂપ શ્રીકૃષ્ણજ છે. જે શ્રીકૃષ્ણના નામના ઉચ્ચાર માત્રથી કોટિજન્મના પાપ દૂર થાય છે. સર્વ વિષ્ણુના નામના સારમાં સારભૂત પરબ્રહ્મરૂપ કૃષ્ણ એ નામ મંગળ કરનારૂં અને ભક્તિનું દાન કરનારૂં છે.

આ કૃષ્ણ નામના મંત્રનું મહાત્મ્ય અને કૃષ્ણનામોચ્ચાર કરાવી, સ્વકીયભકતોનાં પાપ દૂર કરી તેમને ભક્તિનું દાન કરાવા માટે, આ પંચાક્ષરમંત્ર શ્રીકૃષ્ણ નામ જેમાં વારંવાર આવે છે. એવું પંચાક્ષર ગર્ભસ્તોત્ર આરંભે છે.

તેમાં પ્રથમ અન્યાશ્રયના દોષનો પરિહાર કરવાને પ્રથમ શ્લોક આરંભે છે.

दुष्टतमोऽपि दयारहितोऽपि विधर्मविशेषकृतिमाथितोऽपि ॥
दुर्जनसंगरतोऽप्यनरोऽपि कृष्ण तवास्मि न चास्मि परस्य ॥१॥

**અર્થ**—શાસ્ત્રમાં મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષા કહે

છે. તે–સમાનમાં મૈત્રી, હીનમાં દયા,અને ઉત્તમમાં હર્ષતા,અને શત્રુમાં શત્રુવટ ન રાખતાં બેદરકારી. આ પ્રમાણે મારામાંથી ચારે જતાં રહેલાં છે, જેમકે, સંસારમાંના અનેક દોષથી દુષ્ટતાવાળો થયો છું તેથી **મૈત્રી** જતી રહી છે. હું દયા-રહિત છું. તેમજ અવળા અને દુષ્ટધર્મોની કરણીથી તો હું પ્રસિદ્ધ થયો છું, તેથી મારામાં હર્ષતા (આનન્દનો આવેશ) તો છેજ નહિ, અને દુર્જન માણસોના સંગથી દુર્જન બની જઈ દ્વેષ–ક્રોધ વધી ગયેલો છે, તેથી ઉપેક્ષા કરવાની શક્તિ મારામાં નથી. આવો હું અનેક રીતે દુષ્ટ બનેલો છતાં હે કૃષ્ણ ? હું આપનોજ છું બીજાનો નથી. અર્થાત્ મારે બીજા કોઇનું શરણ કામનું નથી. આપનુંજ શરણ યોગ્ય છે. માટે મારો સ્વીકાર કરો ? ૧

**હવે કામ, ક્રોધ, લોભ, અવિવેકના દોષનો પરિહાર કરવાને બીજો શ્લોક આરંભ કરે છે.**

**लोभरतोऽप्यभिमानयुतोऽपि पराऽहितकारणकृत्यपरोऽपि ॥**
**क्रोधपरोऽप्यविवेकहतोऽपि कृष्ण तवाऽस्मि न चाऽस्मि परस्य२**

**અર્થ**—સાંસારિક અનેક પદાર્થો મેળવવાને માટે લોભવાળો છું. ( *લોભ રજોગુણથી થાય છે. રજોગુણથી સાત્વિક ગુણ થવા પામે. પરંતુ તેથી ન અટકતાં ) તામસ

---

* रजसो लोभमेव च.

ગુણુથી થતા અહંકારવાળો છું, તેમજ +તમોગુણુના સારભૂત ક્રોધવાળો છું, તેથી મારો વિવેક જતો રહેવાથી હું હણાઇ ગયો છું, છતાં હે કૃષ્ણુ ? હું આપનોજ છું, બીજાનો નથી. આપનુંજ શરણુ મારે છે, તેથી હું તરીશ. ૨

**વિષયદોષનિવૃત્તિ કરવાને ત્રીજો શ્લોક આરંભે છે.**

**कामपयोऽपि गताऽऽश्रयणोऽपि पराश्रयगाशयचञ्चलितोऽपि ॥**
**वैषयिकादरसंवलितोऽपि कृष्ण तवाऽस्मि न चाऽस्मि परस्य ३**

**અર્થ**—કામાન્ધ થઇ ગયો છું તેથી હે પ્રભો ? હું આપના આશ્રયને પણ ભૂલી ગયો છું. આપના આશ્રયને ભૂલી જવાથી અન્યાશ્રય કરી, બીજાઓના દુષ્ટાશયોથી ચંચળ થયો છું, તેથી મારે આપની પાસે આવવાનો ઉપાય હવે રહ્યો નથી, તેમજ વિષયસંબંધી આદર પ્રેમવાળો છું. આવો દુષ્ટ છું છતાં હે કૃષ્ણુ ? હું આપનોજ છું, બીજાનો નથી, દીનતાથી આપને શરણે આવેલો છું. માટે મારૂં રક્ષણુ કરો ! ૩

આવી રીતે દુષ્ટ થવા છતાં પણ જો ધૈર્યથી પ્રભુનો આશ્રય કરે તો જરૂર ઉદ્ધાર થાય પરંતુ તે ધૈર્ય નથી. કેમકે ઉદર પોષણુ કરવાને મોહ વધી ગયો છે.

**તે મોહદોષનિવૃત્તિ માટે ચોથો શ્લોક આરંભે છે.**

---

+ क्रोधाद् भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः। स्मृतिविभ्रमात् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति॥

उत्तमधैर्यविभिन्नतरोऽपि निजोदरपोषणहेतुपरोऽपि ॥
स्वीकृतमत्सरमोहमदोऽपि कृष्ण तवाऽस्मि न चाऽस्मि परस्य ४

અર્થ—હે પ્રભો ? આપનુ ? શરણ્ય સ્વીકારવાને વચ્ચે આવતી અડચણોને દૂર કરવાને મારી પાસે ધૈર્ય ખુટી ગયું છે. *આપને શરણે આવેલાનું ગુજરાન આપ કરો છો. પરંતુ મને આપનું શરણ નહિ હોવાથી મારા ઉદર પોષણ કરવાના કારણોમાં જ ગુંથાઇ ગયો છું, વળી મેં મત્સર મોહ અને મદને સ્વીકારેલાં છે. આવો દુષ્ટ છતાં હે કૃષ્ણ ! હું આપનોજ છું, બીજાનો નથી. આપ કોઇ પણ સાધન વગરના નિઃસાધનતાથી મારી માફક દીન થઇ ગએલાનો ઉદ્ધાર કરનારા આપજ છો. અન્ય નથી માટે હું બીજાનો નથી, આપનોજ છું. ૪

કર્મદોષની નિવૃત્તિદર્શક પાંચમો શ્લોક આરંભે છે.

भक्तिपथादरमात्रकृतोऽपि व्यर्थविरुद्धकृतिप्रसृतोऽपि ॥
त्वत्पदसन्मुखताऽपतितोऽपि कृष्ण तवाऽस्मि न चाऽस्मि परस्य ५

અર્થ—ભક્તિ માર્ગમાં મેં કંઇક આદરજ કર્યો છે. શ્રીમહાપ્રભુજીની આજ્ઞાઓને અનુસરી કંઇ પણ ભક્તિ વધારવા પ્રયત્ન કર્યો નથી, અને હું ફોગટ કૃતિ કરવામાંજ જોડાયેલ છું. આપના ચરણ સન્મુખતામાં હું દંડવત્ નથી કરતો પણ હે કૃષ્ણ ? હું આપનોજ છું બીજાનો નથી. ૫

* योगक्षेमं वहाम्यहम् ॥ गीता,

**ગૃહાસક્તિરૂપ દોષનિવૃત્તિ કરવાને છઠો શ્લોક આરંભે છે.**

**संसृतिगेहकलत्ररतोऽपि व्यर्थधनार्जनखेदसहोऽपि ॥**
**उन्मदमानससंश्रयणोऽपि कृष्ण तवाऽस्मि न चाऽस्मि परस्य ६**

**અર્થ**—સંસાર, ગૃહ સ્ત્રી વિગેરેમાં પ્રીતિવાળો છું, અને ફોગટ ક્ષણિક ચંચળ ધનને પેદા કરવામાં અનેક જાતના દુઃખને સહન કરૂં છું, અને વળી ઉન્મત્ત મનનો આશ્રય કરી રહેલો છું, છતાં પણ હે શ્રીકૃષ્ણ ? હું આપનો જ છું આપના શીવાય બીજું કોઇ મારી અસત્આસક્તિને છોડાવનાર નથી. ૬

અન્યમાર્ગમાં પ્રીતિ કરવાથી થએલી અનન્યતા દોષનો પરિહાર કરવા આ શ્લોક આરભે છે.

**कृष्णपथेतरधर्मरतोऽपि स्वास्थितविस्मृतिमद्हृदयोऽपि ॥**
**दुर्जनदुर्वचनादरणोऽपि कृष्ण तवाऽस्मि न चाऽस्मि परस्य ।७।**

**અર્થ**—શ્રી કૃષ્ણના ભક્તિમાર્ગથી બીજા અન્ય સાધારણ માર્ગમાં પ્રીતિવાળો છું. અને આપ મારામાં બીરાજેલા છો, એ વાતથી મારૂં હૃદય વિસ્મૃત થઇ ગયું છે. અને દુર્જન માણસોએ મારો ભાવ તોડાવા માટે કરેલાં દુર્વચનોમાં પ્રીતિવાળો છું, છતાં હે કૃષ્ણ ? હું આપનોજ છું બીજાનો નથી, કેમકે આપના શીવાય બીજું કોઈ અન્યાસક્તિ છોડાવી, ભક્તિમાં સ્વીકાર કરનાર નથી. ૭

હવે શ્રીહરિરાયપ્રભુ પોતાના નામથી કહે છે કે ભાવમાં બાધ રૂપ થતા લૌકિક વૈદિક કર્મોથી મારૂં રક્ષણ કરો.

वल्लभवंशजनुःसबलोऽपि स्वप्रभुपादसरोजफलोऽपि ॥
लौकिकवैदिकधर्मखलोऽपि कृष्ण तवाऽस्मि न चाऽस्मि परस्य८

**અર્થ**—શ્રીવલ્લભવંશમાં ઉત્પન્ન થવાથી સબલ છું છતાં મારા પ્રભુ શ્રીવલ્લભના ચરણ કમળ રૂપી ફલમાં તત્પર છું. છતાં લૌકિક વૈદિકમાં બતાવેલા ધર્મોમાં ખલતાવાળો છું, અર્થાત્ આપના ભાવમાં બાધકરૂપ લાકિક વૈદિક કર્મના આચરણ કરનારો છું છતાં હે કૃષ્ણ? હું તમારો છું બીજાનો નથી. આપના શીવાય મને લૌકિક વૈદિકમાંથી તારી શાન્ત કરનાર નથી. ચતુઃશ્લોકીમાં કહ્યું છે કેઃ—

यदि श्रीगोकुलाधीशो घृतः सर्वात्मना हृदि ॥
ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥ ३ ॥

**ભાવાર્થ**—જો ગોકુલાધીશ શ્રીકૃષ્ણને હૃદયમાં ધારણ કરે તો લાકિક અને વૈદિક કર્મની શી જરૂર છે?

**હવે છેલ્લા શ્લોકથી ફલ લખે છે.**

पञ्चाक्षरमहामंत्रगर्भितस्तोत्रपाठतः ॥
श्रीमदाचार्यदासानां तदीयत्वं भवेद्ध्रुवं ॥ ९ ॥

**અર્થ**—પંચાક્ષર નામનો મહામંત્ર કૃષ્ણ, એ જેની અંદર છે એવા સ્તોત્રનો પાઠ જે કરશે, તેને જરૂર શ્રીમદાચાર્યવલ્લભપ્રભુની તન્મયતા પ્રાપ્ત થશે. અને તે તન્મયતાથી જરૂર ઉદ્ધાર થશે. ૯

॥ इति श्रीहरिरायवराचितं श्रीपञ्चाक्षरगर्भस्तोत्रं समाप्तम् ॥

# ॥ अथ श्रीस्वप्रभुविज्ञप्तिः ॥

ભગવાન્ આગળ ભક્તનો સંબંધ એક દૃઢ હોય છે, ભક્તની ઇચ્છાને વશ થઈ ભગવાન્ રહેછે. "अहं भक्तपराधीन:" ભક્તિની શ્રેષ્ટદશાને પામેલા ભક્તને તો પ્રભુ વશ થઇ રહે છે. ત્યારે ભક્ત પ્રભુને ગમે તેવી આજ્ઞા કરવાને પાત્રતા ધરાવે છે. અને વિજ્ઞપ્તિ તો સહજ કરી શકે. તે વિજ્ઞપ્તિનું પાલન કરવા ભગવાન્ બંધાયા છે. નિત્યલીલામાં પણ ભક્તની ઇચ્છા મુખ્ય હોય છે. भक्तेच्छा पूरकः कृष्ण: ભક્તની ઇચ્છા પૂર્ણ કરનાર ભગવાન્ છે. કોઇ દીવસ ભક્તને છોડી ભગવાન્ દૂર જતા નથી. સદૈવભક્તસહ બીરાજે છે. ગોપીજનોએ પૂર્ણ સ્નેહથી વશ કરેલા ભગવાન્ સર્વદા ગોપીજનના મનોરથ પૂર્ણ કરવામાંજ ગુંચાયેલા રહેતા હતા, ભક્તજનો ભગવાન્‌ને યાચના કરી શ્રમ આપતા નથી પરંતુ ભગવાન્ સ્વતઃએવા ભક્તની વાંચ્છાઓ પૂર્ણ કરે છે. તેમ છતાં ભક્તની વિજ્ઞપ્તિ કરવાની લાયકાતે વિજ્ઞપ્તિ પણ ભગવાન્ ભૂષણરૂપ માની ભક્તની વિજ્ઞપ્તિ વધાવી લે છે. આ હેતુથી શ્રીહરિરાયપ્રભુ શ્રી સ્વપ્રભુને વિજ્ઞપ્તિ કરી ભકતોના અનેકવિધદોષોને નિવૃત્ત કરવાને કેવી રીતે પ્રભુને વિજ્ઞપ્તિ કરવી તે સૂચવે છે.

વિજ્ઞપ્તિમાં દિનતા, નમ્રતા, અને નિરહંતા દર્શાવવી

જોઈએ. તે પૂર્વક ભગવાન્‌ની સ્વાભિમુખતા કરે છે.

कृपानाथ कृपापाले किमत्यस्मान्नुपेक्षसे ॥
पदलग्नानार्तिमग्नान् दुष्टभग्नान् विशेषतः ॥ १ ॥
त्वदुपेक्षावशादेव कालकर्मादयोऽखिलाः ॥
विदित्वा निर्बलान्नस्मान्पीडयन्ति क्षणे क्षणे ॥ २ ॥

અર્થ—હે કૃપાના નાથ ભકત ઉપર કૃપા કરો છો. કૃપાથી સર્વનું પાલન કરો છો. માટે આપને વિજ્ઞપ્તિ કરીએ છીએ કે—હે પ્રભો ? અમે આપના ચરણમાં જોડાઈને રહ્યા છીએ. આપના ચરણનુંજ શરણ રાખી રહ્યા છીએ. વિરહાગ્નિથી–પીડાથી મગ્ન થઈ ગયા છીએ. તેમાં દુષ્ટ લોકોથી અમારા ભાવો વિશેષ ભાગી ગયા છે. એવા અમારી આપ શા માટે ઉપેક્ષા (બેદરકારી) કરો છો ? હે પ્રભો ! અમારી ઉપેક્ષા ન કરતાં અમારો સ્વીકાર કરો ! આપની ઉપેક્ષાથી કાલ–કર્મ–સ્વભાવ, વિગેરે લૌકિક સર્વ બાધો અમોને નિર્બળ જાણી વારંવાર દુઃખ આપે છે. અમોને શરણે લીધા પછી અમોને કાલ–કર્મ–સ્વભાવ વિગેરે કંઇ પણ દુઃખો બાધ કરનાર નથી, નિરોધલક્ષણમાં કહ્યું છે કે—

गुणेष्वाविष्टचित्तानां सर्वदा मुरवैरिणः ॥
संसारविरहक्लेशौ न स्यातां हरिवत्सुखम् ॥ १३ ॥

ભગવાનના ગુણગાનમાં ચિત્તવાળાને સંસારના અને

વિરહના કલેશ થતા નથી. માટે હે પ્રભો ? અમો આપને શરણે આવેલા છીએ. માટે અમારો સ્વીકાર કરો ? ૧-૨

શરણાગત ભકતે એવી રીતે વર્તવું કે—**प्रभुः सर्वसमर्थो हि ततो निश्चिन्ततां व्रजेत्** ચતુઃશ્લોકી પ્રભુ સર્વ કરવાને સમર્થ છે, માટે ભકતે નિશ્ચિન્ત રહેવું, કેમકે હંમેશાં શરણે આવેલાને લૌકિક વૈદિકનો બાધ રહેતો નથી, આવી રીતે જણાવતાં કહે છે કે—

**येषां विराजते मुर्ध्नि पतिर्युष्मऽविद्भिरः सदा ॥**
**भवन्ति तेऽपि चेद्दीना हीनता महति प्रभो ? ॥ १३ ॥**

**અર્થ**—હે પ્રભો ? અમારે માથે આપ જેવા પતિ રૂપે હમેશાં બીરાજો છો, જરાપણ અમોને વિ'લા મુકતા નથી, તેમ છતાં અમો દીન રહીએ અને તે દૈન્યથી અમોને કાલ-કર્મ વિગેરે લૌકિક બાધ કરે તે શું મોટી હીનતા નથી?

ભાગવતમાં કહ્યું છે-પ્રભુના શરણાગતભકતો કાલ-કર્મ-સ્વભાવ સંબંધી દુઃખને તરી જાય છે. માટે તે પ્રતિજ્ઞાની ખાતર પણ હે પ્રભુ અમારૂં રક્ષણ કરો.

પ્રભુ જેનો ઉદ્ધાર કરવાની ઇચ્છા કરે છે તેના પાપનું નિવારણ કરી તારે છે. પ્રભુની ઇચ્છાથી પાપો દૂર થઈ જાય છે, આવો ભાવાર્થ જણાવતાં કહે છે કે—

**मा विचारय चित्तेऽस्मद्दोषान् दीनदयानिधे ॥**
**सहजो दीनदोषस्तु निवर्त्यो भवतैव हि ॥ ४ ॥**

અર્થ—હે દયાના ભંડાર રૂપ પ્રભો ? અમારા દોષોનો આપ જરાપણ મનમાં વિચાર કરશો નહિ, દીન એવા અમારા સ્વભાવિક દોષો તો આપે દૂર કરવા જોઇએ, અમારા સહજ દોષો આપની ઈચ્છાથી દૂર થઈ થશેજ, માટે હે પ્રભો ? અમારો સ્વીકાર કરો. ૪

*કોઈ પણ સાધન શીવાય પોતાના પ્રમેયબળથી પ્રભુ સ્વીકારે તેનું નામ પુષ્ટિ કહેવાય છે. તે આશયદર્શક શ્લોક આરંભે છે.

नासाधनैस्त्वदीयाः स्मः कित्वनुग्रहतस्तव ॥
साधनं वा फलं वापि केवलाचार्यसंश्रयः ॥ ५ ॥

અર્થ—હે પ્રભો ? અમે કંઈ પણ સાધન કરી આપના થયા નથી, પરંતુ આપના અનુગ્રહથીજ અમે આંપનાં થયા છીએ, કેમકે ( पुष्टिमार्गः अनुग्रहैकसाध्यः ) પુષ્ટિમાર્ગ અનુગ્રહથી પ્રાપ્ત થાય છે, માટે અમે અનુગ્રહથીજ આપના થઈ રહ્યા છીએ, અમારે *સાધન અને ફળ એ બન્નેમાં શ્રીમદાચાર્યવલ્લભપ્રભુનોજ આશ્રય છે. ૫

---

*साधनं विना स्वस्वरुपबलेन एव कार्यकरणे हि पुष्टिः। अ.भा.

* सर्वसाधनराहित्यं फलाप्तौ यत्र साधनम्
फलं वा साधनं यत्र पुष्टिमार्गः स कथ्यते ॥ पु. ल.

**હવે બે શ્લોકમાં સેવકધર્મ દર્શાવતાં પ્રભુની ઉદારતાનું વર્ણન કરે છે.**

**गृहदासेषु नैवाऽस्ति गुणदोषविचारणम् ॥**
**प्रभुणामुचितं कर्तुं यतस्तेषां गतिः प्रभुः ॥ ६ ॥**
**कुसेवका भवन्त्येव न हि स्वामी तथाविधः ॥**
**अतो विधेयमखिलं स्वामित्वमवलोक्य हि ॥ ७ ॥**

**અર્થ**—હે પ્રભો ? આપને શરણે રહેલા હોવાથી આપના ગૃહના દાસના ગુણ કે દોષનો વિચાર આપે કરવાનો નથી. પ્રભુને સેવકનું ભલુ કરવું એજ યોગ્ય છે, માટેજ સેવકની ગતિ પ્રભુ છે. હે પ્રભો ? સેવક તે કુસેવક થાય છે પરંતુ સ્વામી કુસ્વામી થતા નથી. માટે આપ અમારા સ્વામી છો, તેથી અમારૂં સમગ્ર કલ્યાણ આપે કરવું યોગ્ય છે. કેમકે ભાગવતમાં કહ્યું છે કે—કેવળ ભાવથી જ ગોપીજનો, ગાયો, ખગો, અને મૃગો પરંપદને પામ્યાં છે, માટે અમો આપના દાસ થઇ રહ્યા છીએ. ૬—૭

શંકા—બીજા પાસે યાચના કરવાની મુકી પ્રભુ પાસે કેમ યાચના કરો છો? આ શંકાનું સમાધાન કરતાં જણાવે છે કે—

**कं प्रार्थयेयुः कृपणाः पतिं हित्वाऽखिलेश्वरम् ॥**
**दासाः स्वदुःखसंप्राप्तावनन्यगतयो यतः ॥ ८ ॥**

**અર્થ**—સર્વત્ર પ્રભુ શીવાય પ્રાર્થના માટે બીજું યોગ્ય

સ્થાન નહિ જોવાથી, આપના શીવાય બીજી ગતિ વગરના કૃપણ સેવકો, સંસારના દુઃખના સમયમાં સર્વ જગતના અધિપતિ, એવા અમારા સ્વામીને છોડીને બીજા કોનીપાસે યાચના કરીએ.

નિરોધલક્ષણમાં કહ્યું છે કે-પ્રભુએ જેમનો ત્યાગ કર્યો છે તે સંસાર સાગરમાં ડુબેલા છે, અને જેમનો સ્વીકાર કર્યો છે તે હંમેશાં આનન્દ કરે છે. (જુઓ શ્લોક ૧૧) ૮

શંકા-શ્રીમહાપ્રભુજી કહે છે કે-પ્રભુ આગળ યાચનાન કરવી " प्रार्थना कार्यमात्रेऽपि ततोन्यत्र विवर्जयेत् " (પ્રાર્થના કદાપિ કરવી નહિ,) છતાં તમે કેમ યચના કરો છો ? એ શંકાનું સમાધાન કરતાં કહે છે કે-

यद्यप्यनुचिताकर्तुं पार्थना सर्वकर्तरि ॥
स्वतस्तथापिकार्पण्यं दर्शयामो निजं हरेः ॥ ९ ॥

અર્થ--હે પ્રભો ? આપની પાસે યાચના કરવી જોકે અયોગ્ય છે, કારણકે આપ કર્તુંઅકર્તુંઅન્યથા કર્તુ સમર્થ છો. આપે અમારાં સુખદુઃખ નક્કી કરી દીધેલાં છે. અને અમારો સ્વીકાર કરવાથી અમારી હાની કદાપિ થવાની નથી એવું જાણીએ છીએ ) તો પણ આપને અમારી દીનતાંના દુઃખનું નિવેદન કરીએ છીએ, તે આપ દૂર કરો. ૯

### હવે અંતની વિજ્ઞપ્તિ કરે છે.

आचार्यं शरणं यातान् सदारास्तान् स्वतस्त्वया ॥
तद्वंशजातान् अधुना मोपेक्षाविषयान् कुरु ॥ १० ॥

**અર્થ**—શ્રીમદાચાર્ય વલ્લભ પ્રભુને સ્રી, પુત્ર, ધન વિગેરે સાથે શરણે આવેલા અને શ્રીમદ્વલ્લભ પ્રભુના વંશમાં ઉત્પન્ન થએલા એવા અમારી આપ ઉપેક્ષા ના કરતાં સ્વીકાર કરો. ?

॥ इति श्रीहरिदासविरचितं स्वप्रभुविज्ञप्तिः समाप्ता ॥

## ॥ अथ श्रीगर्वापहाराष्टकम् ॥

સંસારમાં અનેક રીતે મોહ થવાનો સંભવ છે. કોઇને ધનનો ગર્વ, તો કોઇને પુત્રનો, કોઇને દેહનો, તો કોઇને ગેહનો ગર્વ થાય છે; આ ગર્વથી પ્રભુનો આવેશ હૃદયમાં થતો નથી, માટે શ્રીહરિરાયપ્રભુ શ્રીગર્વાપહારાષ્ટક આરંભે છે.

પૂર્વના પુણ્યથી ધન વિગેરે મળે છે. પરંતુ તે ક્ષણિક છે એવું દર્શાવતાં કહે છે કે—

स्थूलं विलोक्य वपुरात्मभुवां समूहं ॥
जायां धनानि कुपथे पतितानि भूयः ॥
किं तोषमेषि मनसा सकलं समाप्ते
पुण्ये वृथा तव भविष्यति मूढ बुद्धे ॥ १ ॥

**અર્થ**—( પૂર્વના પુણ્યથી મળેલું ) પંચમહાભૂતનું બનેલું આ શરીર જોઈને અને તારી સાથે રહેલાં સ્ત્રી, ધન, વિગેરે અવળે માર્ગ દોરનારાંને જોઇને હે જીવ ! તું સંતોષમાની કેમ બેશી રહ્યો છું. હે મૂઢબુદ્ધિ ? તારૂં પુણ્ય પરવારશે ત્યારે તે નાશવંત પદાર્થો જરૂર ફોકટ નિવડશે. ૧

તારૂં શું કર્તવ્ય છે ?

**ईशं भजान्धविनियुङ्क्ष्यवंधनानि तत्र**
**साधून्समर्च परिपूजय विप्रवृन्दम् ॥**
**दीनान् दयायुतदृशा परिपश्य नित्यम्**
**नेयं दशा तवदशाननतो विशिष्टा ॥ २ ॥**

**અર્થ**—હે અંધ જીવ ? ઈશ જે તારા સ્વામી શ્રી કૃષ્ણનું ભજન કર ? અને જેને તું ધન માનતો હોઉં તેને તેમાં યોજ ! *સત્સમાગમકર ! અને બ્રાહ્મણ વૃન્દની સેવા કર ? દીન (કંગાલ) માણુસોને દયાવાળી દૃષ્ટિથી જો ? શું તારા ધનના મદમાં આંધળો થઇ ગયો છું. ( તારી આંખો આગળ જો કે અસંખ્ય સમૃદ્ધિવાળા રાવણ જેવા પણ શું નથી નાશ પામ્યા ?) તેના કરતાં શું તારી દશા ચઢીઆતી છે ? ૨

અવળા માર્ગે ચઢવાનાં લક્ષણુ::કહે છે.

---

* જુઓ જળભેદમાં બતાવ્યા પ્રમાણે.

धनानि संगृह्य निगृह्य रसं विगृह्य निगृह्य लोकं परिगृह्य मोहे ॥
देहं वृथा पुष्टमिमं विधाय न साधवो मूढसभाजिताः किम् ३।

અર્થ—ધનને ભેગાં કરી, રસને વેચીને, લોકોને શિક્ષા કરીને, અને મોહમાં પડી, આ તારા દેહને ફોકટ પુષ્ટ કેમ બનાવે છે? હે મૂઢ? સાધુ પુરૂષને શું યોગ્ય છે? ૩

न नम्रता कृष्णजनेऽतिकृष्णधने परं नैवदयातिदीने ॥
कुटुम्बपोषैकमते सदा न ते विधेहि बुद्धौ च विमर्षमन्तः ॥४॥

અર્થ—શ્રીકૃષ્ણ એજ જેમનું ધન છે એવા શ્રી-ભગવદીયમાં જેને જરા પણ નમ્રતા નથી, તેમજ અતિ દીનમાં જેને જરા પણ દયા નથી, અને કેવળ કુટુંબનુંજ પોષણ કરવામાં પ્રીતિવાળા એવા હે મૂઢ? તારી બુદ્ધિ સાથે અંતઃકરણમાં વિચાર કર કે–પ્રભુ તરફ મારી બુદ્ધિ નથી, તે હું યોગ્ય કરૂં છું. ૪

नैते हया नैव रथा न चोष्ट्रा न वारणा नेतरवाहनानि ॥
विहाय देहं समये गते ते परंप्रपातस्य तु साधनानि ॥ ५ ॥

અર્થ—તારે ઘોડા કે રથો, ઉંટ કે હાથીઓ, કે કોઇપણ વાહનો, સર્વ તારાં દેહ છોડીને જવાના સમયની પડતીમાં કોઇપણ ખપમાં આવે એમ નથી. ૫

कृष्णस्य मायामवगत्य माया समूढतान्तं हृदये विधाय ॥
तदर्थमेवाखिल लौकिकं ते विदेहिरे वैदिकमप्यशेषम् ॥ ६ ॥

**અર્થ**—ધન, ઘર, સ્ત્રી, વિગેરે સર્વ શ્રી કૃષ્ણની માયા છે એમ જાણી, માયાથી થતી મૂઢતાના અન્તને હૃદયમાં ધારણ કરીને અર્થાત્ આ સર્વ વસ્તુ ઉપર મોહ એ માયા રૂપ છે એમ માની તેમાંથી મોહ છોડી દઇ. લૌકિક અને વૈદિક સર્વ કાર્યો તું પ્રભુને વાસ્તે કર. તારાં લૌકિક વૈદિક કર્મ પ્રભુમાં અર્પણ કર ! ૬

હવે કર્તવ્ય બતાવે છે.

आयुः प्रयाति नहि याति सुतादिरात्मा
रायोऽखिला अ पि विहाय मृतं व्रजन्ति ॥
इत्थं विचिन्त्य बिषयेषु विसृज्य सक्तिं
भक्तिं हरेः कुरु परां करुणार्णवस्य ॥ ७ ॥

**અર્થ**—આયુષ્ય (તારૂં ધીમે ધીમે) ચાલ્યું જાય છે. તારી સાથે પુત્ર, આત્મા, કંઈ આવનાર નથી, જેને તું પોતાનું માને છે તે સર્વ મરેલા એવા તને છોડીને ચાલ્યા જશે. આ પ્રમાણે તું વિચાર કરી વિષયમાંથી આસક્તિ છોડી કૃપાના ભંડારરૂપ શ્રીહરિમાં શુદ્ધનિર્ગુણભક્તિને કર. તેથી તું તરીશ. તેજ તારી સાથે આવશે. ૭

विधाय महदाश्रयं समवहाय सक्तिं सुते-
र्निधाय चरणाम्बुजं हृदि हरेः सुखं संविश ॥
किमर्थमतिचञ्चलं प्रकुरुषे मनः संपदो
विलोक्य न हिताश्चलाः सुखयितुं क्षमा दुर्मद ॥ ८ ॥

**અર્થ**—શ્રીકૃષ્ણ પ્રભુનો મોટામાં મોટો આશ્રય કરી સંસારમાંથી આસકિત છોડી પ્રભુના આ ચરણકમળને હૃદયમાં ધારણ કરી, સુખમાં પ્રવેશ કર ? હે દુર્મદ! સંપત્તિઓને જોઇને મન શા માટે ચંચળ કરે છે ? કદાપિ તે તારૂં હિત કરનારી નથી. કારણ કે તે સંપત્તિઓ ચંચળ હોવાથી સુખ કરવાને સમર્થ નથી. માટે તેમાંથી મન કાઢી પ્રભુમાં મન સ્થિર કરી પ્રભુનો આશ્રય ગ્રહણ કર ? ૮

**इति श्रीहरिरायग्रथितं श्रीगर्वापहाराष्टकं समाप्ति मफाणीत्**

# સિંહાવલોકન

શ્રીહરિરાય પ્રભુ કૃત શ્રીનવનીતપ્રિયાષ્ટક, શ્રીભુજંગપ્રયતાષ્ટક, શ્રીકૃષ્ણશરણાષ્ટક, શ્રીસ્વપ્રભુ વિજ્ઞપ્તિ, શ્રીદૈન્યાષ્ટક, શ્રીપંચાક્ષરમહામંત્રગર્ભાષ્ટકસ્તોત્ર, અને શ્રીગર્વાપહારાષ્ટક, આ સાત ગ્રન્થો સાનુવાદ કર્યા, અને આ મણિરૂપ સાતે ગ્રન્થોને ભકતોએ અનુવાદ રૂપી સુવર્ણ સૂત્રથી પરોવી હૃદયની અંદર ધારણ કરવા જોઈએ.

**શ્રીનવનીતપ્રિયાષ્ટક**—બાલભાવનાના સ્વરુપની દ્રઢતા કરનારૂં છે. તેમાં સમગ્ર બાલલીલાનું વર્ણન કરેલું છે. તેવા બાલસ્વરૂપમાં બુદ્ધિ સ્થિર થવાથીજ દ્રઢાશકિત થાયછે. અને તે દ્રઢાશકિતથી પ્રભુ સહ અનેક વિધ આનન્દ ભોગવવાની યોગ્યતા થાય છે. માટે આ નવનીતપ્રિયાષ્ટકનો પાઠ નિત્ય કરવો ઉચિત છે.

**શ્રીભુજંગપ્રયાતાષ્ટકમાં** હંમેશાં આનન્દરૂપ નન્દપુત્રની સેવામાં દૃઢતા કરવામાં આવી છે. પુષ્ટિમાર્ગીયના પરમ ગુરૂ એવા શ્રીગોપીજનોની પરિષદ્‌માં બિરાજનારા, શુદ્ધ પુષ્ટિપુરુષોત્તમની સેવાથી આનન્દદાન મેળવવાનું આ ભુજંગ પ્રયાતાષ્ટકમાં છે.

**શ્રીકૃષ્ણ શરણાષ્ટક**–શ્રીહરિરાય પ્રભુએ આ સ્તોત્રમાં બતાવેલી દીનતા હંમેશાં મનન કરવા યોગ્ય છે. જગત્‌માં કોઇ પણ સાધન નહિ હોવાથી નિઃસાધન જીવ દીન થઇ શ્રીકૃષ્ણને શરણે જાય તો જરૂર પ્રભુ તેનો ઉદ્ધાર કરે છે. આ હેતુનું દૃઢ વિવેચન આ ગ્રન્થમાં છે.

**શ્રીસ્વપ્રભુવિજ્ઞપ્તિ**—પ્રભુ પાસે યાચના કરી પ્રભુને શ્રમ આપવો નહિ, પરંતુ પ્રભુને પોતાના દુઃખનું નિવેદન કરવું ઉચિત છે. એવું નક્કી કરી શ્રીહરિરાયપ્રભુ પ્રભુને વિજ્ઞપ્તિ કરતાં જણાવેછે કે હે પ્રભો! આપને શરણે આવેલાને કાલ, કર્મ, કે સ્વભાવ વિગેરે કંઈ દુઃખ દેતાં નથી. માયા પણ મોહ કરતી, નથી, તો હે પ્રભો ! અમારા દોષોનો વિચાર ન કરતાં અમારો સ્વીકાર કરો. આવા ભાવનાવાળા સ્તોત્રનો પાઠ હમેશાં દીનતાથી કરવામાં આવે તો જરૂર પ્રભુ તેનાં પાપ દૂર કરી સ્વીકાર કરે.

**શ્રીદૈન્યાષ્ટક**–ત્રીજા અને ચોથા નંબરે જણાવેલા ગ્રન્થોમાં જ દીનતાવર્ણવી છે, તેની પૂર્ણસીમા આ ગ્રન્થમાં થાય છે. દીનતાની ઇચ્છાવાળાએ આ ગ્રન્થનો પાઠ કરવો.

**શ્રીપંચાક્ષરગર્ભમંત્રસ્તોત્ર**–દુષ્ટમાં પણ દુષ્ટતમ થયેલો જન જો દૃઢતાથી પ્રભુના શરણનું અવલંબન સ્વીકારે તો જરૂર તેનો પ્રભુ ઉદ્ધાર કરે ? દીનતાનું સ્વરુપ શીખી અને તે પ્રમાણે દીનતા પ્રાપ્ત કરી, દીનતાથી પ્રભુને પ્રસન્ન કરી, અનેકવિધ લીલાના સ્વાદનું પાન કરવાની ઇચ્છા વાળાએ આ સ્તોત્રનો પાઠ કરવો ઉચિત છે.

પંચાક્ષરનો અર્થ અને પંચાક્ષરના મંત્રનું માહાત્મ્ય ગ્રન્થના આરંભમાં આપ્યુંછે,માટે પુનઃ અત્ર દર્શાવવુંઉચિતનથી.

**શ્રીગર્વાપહારાષ્ટક**–જગત્‌માં અનેકવિધ પ્રકૃતિના જનો હોય છે. તેમાં કોઈને દેહનો ગર્વ હોય છે, કોઇને વાહનનો ગર્વ, તો કોઇને કુટુંબનો ગર્વ હોય છે. આવા નિકૃષ્ટ ગર્વ વાળા માણસના હૃદયમાં પ્રભુનો આવેશ થતો નથી. માટે આ ગર્વ કાઢવાને શ્રીહરિરાય પ્રભુ સચોટ ઉપદેશ કરે છે કે હે આંધળા ! મૂઢ ! તારી આંખો ઉઘાડી જો ? તારે કંઇ પણ ખપનું છે ? તારી સાથે કોઈ આવનાર છે ? પ્રભુમાં બુદ્ધિ જોડ ? નહિ તો તારો મનુષ્યાવતાર ફોગટ ફાંફાંમાં ચાલ્યો જશે. ?

જગત્‌ના હરકોઇ જીવે આ સ્તોત્રનો પાઠ અવશ્ય કરવો જોઇએ. ગર્વના અંકુરનું સમૂલોચ્છેદન કરવાને કુઠાર રૂપ આ સ્તોત્ર ગર્વને ઠેકાણે દીનતાના અંકુરોને ઉત્પન્ન કરવામાં સાધનભૂત નિવડશે ?

**આ** પ્રમાણે સાત સ્તોત્રનું સતત્‌મનન કરનાર પ્રભુના પરમપદને પામે એ શ્રીહરિરાય પ્રભુની કૃતિનું ફલ છે. **અસ્તુ.**

છપાય છે!                                        છપાય છે!

## ( શ્રીમદ્વિઠ્ઠલનાથજીના ચતુર્થલાલજી )

# શ્રી ગોકુલેશજીનું જીવન ચરિત્ર.

આ શ્રીગોકુલેશજીએ માળા તિલકનો વિજયધ્વજ ફરકાવવા માટે જહાંગીર બાદશાહ સામે ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરી પોતાની અડગ ટેક ટકાવી રાખી હતી તે સર્વ કોઇ વૈષ્ણવના જાણવામાં છે. હાલમાં અમોએ **૩૦૦ વર્ષનાં** પ્રાચિન હસ્ત લીખીત પુસ્તકોમાંથી આ શ્રી ગોકુલેશજીનું જીવન ચરિત્ર બે ભાગમાં છપાવવું શરૂ કર્યું છે.

શ્રી ગોકુલેશજીએ ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરવા જહાંગીર બાદશાહ સામે **કાશ્મીર**ના પરદેશમાં જઇ મહાન્ પરિશ્રમ ને અત્યંત કષ્ટ સહન કરી માળા તિલકનો વિજયધ્વજ ફરકાવ્યો હતો જેને આપણે ટુંકામાં **માળાપ્રસંગ** કહીએ છીએ તેનું સવિસ્તર વૃતાન્ત આપ્યું છે.

આ ગ્રન્થ અમોએ શ્રી ગોકુલેશ પ્રભુની સૃષ્ટિનાં ઘણાં ગામોમાં ફરી પ્રાચીન હસ્ત લીખીત પુસ્તકો મેળવી મહાન્ પરિશ્રમે તૈયાર કર્યો છે. તો આશા છે કે ગ્રાહકના લીસ્ટમાં આપનું નામ નોંધાવી આભારી કરશોજી આ ગ્રન્થમાં શ્રીગોકુલેશજીના બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થાના એમ ત્રણ સુશોભિત ફોટાઓ પણ આપ્યા છે. અગાઉ થનાર ગ્રાહક પાસેથી ચાર આના ઓછા લેવાશે. આ ગ્રન્થના બન્ને ભાગ ભેગા, જાડા ચીકણા કાગળમાં, સુંદર છપાઇ, મજબૂત છીંટનું પાકું પુઠું, તથા ત્રણ ફોટા સાથેના થશે આટલું છતાં કીંમત ફકત રૂ. **૨-૦-૦ બે રૂપીઆ રાખી છે.**

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ. ચંગપોળ, ખતરીપોળ-અમદાવાદ.**

ગ્રાહકના લીસ્ટમાં આપનું નામ નોંધાવો.

# ॥ श्रीभक्ति ग्रन्थमाला. ॥

પુષ્ટિમાર્ગીય જ્ઞાન અને ભક્તિરસથી ભરપુર, દૃષ્ટાન્ત અને સિદ્ધાન્તોથી અલંકૃત, પ્રાચીન ગ્રન્થોમાંથી નવીન શોધ, અત્યાર સુધી કોઇપણ ઠેકાણે નહિ પ્રકટ થયેલા, અત્યુત્તમ ગ્રંથો.

**વાર્ષિક રૂા. ૩ માં ૧૦૦૦ પૃષ્ટ** પોસ્ટેજ સાથે મળે છે. [વી.પી.નો એક આનો જુદો.]

ગ્લેજ ચીકણા કાગળમાં, સુંદર મજબુત છીંટનું પાકુ પુઠું, સ્ત્રીઓ પુરૂષો તેમજ બાળકોને મનન કરવાયોગ્ય, ભગવદ્વાર્તામાં વાચવાલાયક નિત્ય નિયમમાં પાઠ કરવા જેવા, મુસાફરીમાં સાથે રાખવાલાયકના ગ્રન્થો મળશે.

**કારતક માસથી વર્ષ શરૂ થાય છે.** દરેક ગ્રાહકને "**બ્રહ્મસંબંધ કાવ્ય**" નામનું કીં. છ **આનાનું** પુસ્તક ભેટ મળે છે. આ વર્ષ માટે નીચેના પુસ્તકોની યોજના થઇ છે.

## પુ. ૧ લું. श्री कृष्ण स्तोत्र रत्नाकर.

આ ગ્રન્થમાં શ્રી મહાપ્રભુજી, શ્રી ગુસાંઇજી, શ્રીગિરિધરજી, મહાનુભાવી શ્રીહરિરાયજી મહારાજે શ્રી કૃષ્ણ ભગવાન (શ્રી ઠાકોરજી) નું વિજ્ઞપ્તિદ્વારા કરેલાં સ્તોત્રનું મુળ શ્લોક સાથે અક્ષરશઃ ભાષાંતર (કે જે અત્યાર સુધીમાં કોઇ પણ ઠેકાણે પ્રગટ થયું નથી) આપવામાં આવ્યું છે. જેઓએ "**बृहत् स्तोत्रसरित्सागर**" નામનો ૨૩૭ ગ્રન્થનો પાઠ-

કરવાનો ગુટકો વાંચ્યો હશે અર્થાત્ જોયો હશે તેઓને તો આ ગ્રન્થ લેવા માટે ખાસ ભલામણ કરીએ છીએ.

આ ગ્રન્થમાં શ્રીકૃષ્ણ ભગવાનની સ્તુતિ કરેલી હોવાથી બીજા ગ્રન્થો કરતાં આ ગ્રન્થ પ્રથમ પદે પસંદ કર્યો છે, જેથી પ્રત્યેક વૈષ્ણવે ખાસ કરીને વાંચવાજેવો થશે ને તેથી તેમની ધાર્મિક વૃત્તિ દ્દઢ થશે.

શ્રી ભક્તિગ્રન્થમાળાના ગ્રાહકોને માટે કીં. ૦-૧૨-૦ છુટક માટે **એક રૂપીઓ**

## પુ. ૨ જું. श्री पुरुषोत्तमसहस्त्रनाम.

**( સટિક ગુજરાતી ભાષામાં ભાષાંતર કરેલું )**

આ ગ્રન્થમાં શ્રી પુરુષોત્તમનાં હજાર નામ શ્રીમદ્ ભાગવતમાંથી તત્વ રૂપે દોહન કરી શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પ્રકટ કરેલાં છે કે જેનો પાઠ કરવાથી શ્રીમદ્ ભાગવતનો પાઠ કરવા જેટલું ફળ પ્રાપ્ત થાય છે. આ ગ્રન્થ ઉપર પંચમ ગૃહના તિલકાયત **શ્રીરઘુનાથજીમાહારાજે** " **नामचन्द्रिका** " નામની સંસ્કૃતમાં વિસ્તૃત ટીકા લખી છે તે ટીકાનું મુળ શ્લોક સાથે ભાષાંતર ( કે જે અત્યાર સુધી પ્રગટ થયું નથી ) આપવામાં આવ્યું છે. તેમજ શ્રુતિ, સ્મૃત્તિ, પુરાણ, સંહિતા, ગીતા આદિ ગ્રન્થોનાં પ્રમાણોથી તે નામોનું સમર્થ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જેથી આ પુસ્તક એક રત્ન સમાન થશે અને દરેક વૈષ્ણવને તે નિત્યનિયમમાં પાઠ કરવા ખાસ ઉપયોગી થઇ પડશે. પૃષ્ટ લગભગ ૫૦૦ ઉપરાંત, શ્રી **મહાપ્રભુજી** તથા ટીકાકાર **શ્રીરઘુનાથજી** મહારાજનો ઉત્તમ ફોટો પણ આપ્યો છે. છતાં કીંમત **રૂપીઓ દોઢ.**

# પુ. ૩ જું. શ્રી વલ્લભાખ્યાન.

## ( શુદ્ધ ગુજરાતી ભાષામાં ટીકા )

વૈષ્ણવ શીરોમણી શ્રી ગોપાળદાસજી કે જેઓ રાજનગરસ્થ ( અમદાવાદ ) ભાઇલાલ કોઠારીના જમાઇ હતા, તેમની વાર્તા દરેક વૈષ્ણવો જાણે છે કે તેઓ મુંગા હતા, પણ શ્રી ગુસાંઇજીની કૃપાથી તત્ક્ષણેજ બોલતા થયાને આરંભમાંજ આ નવ આખ્યાન કર્યા કે જેનો વૈષ્ણવો નિત્ય નિયમ પૂર્વક પાઠ કરે છે. આ આખ્યાન ઘણાં રસિક છે, સમગ્ર સિદ્ધાન્તોથી ભરપુર છે, ભક્તિનો સમુદ્ર છે, ગૂઢ અને રસમય વાણી છે. આ ગ્રન્થ ઉપર અત્યારસુધીમાં ૩–૪ ટીકાઓ થઇ છે પણ તે પૈકી ફક્ત એકજ ટીકા વ્રજભાષાની મળે છે, બીજી ટીકા સંસ્કૃતમાં છે, પણ ગુજરાતી ટીકા તો મળતી નથી. તે ઉપરથી અમોએ તે સઘળા ગ્રન્થોના આધારે આ ટીકા કરવાનું કામ આરંભ્યું છે, આ ગ્રન્થ તૈયાર થશે તે જ્ઞાન અને ભક્તિરસથી ભરપુર થશે. આ આખ્યાનનો જેઓ હમેશાં પાઠજ કરે છે તેવાઓને તો આ ઉપરથી કંઇ નવોજ પ્રકાશ પડશે. આ ગ્રન્થ હવે પછી છપાવાનો છે.

આ વર્ષે ઉપર જણાવેલા ત્રણ ગ્રન્થો આપવામાં આવશે એક એક ગ્રન્થ રત્ન સમાન થશે. આશા છે કે આપ ગ્રાહક થઇ આભારી કરશો પ્રથમ પુસ્તક વી. પી. કરી પ્રથમ વર્ષનું લવાજમ રૂા. ત્રણ તથા વી.પી.નો એક આનો વસુલ કરવામાં આવશે. તે પછીનાં પુસ્તકો જેમ તૈયાર થશે તેમ મોકલવામાં આવશે.

| | |
|---|---|
| ચંગપોળ, ખતરીપોળ | લલ્લુભાઈ છગનલાલ દેસાઈ |
| અમદાવાદ | વ્યવસ્થાપક—"શ્રીભક્તિ ગ્રન્થમાલા" કાર્યાલય. |

# વૈષ્ણવબંધુઓને વિનંતી.

અમોએ આવાં સાંપ્રદાયિક પુસ્તકો છપાવવા તથા વેચવાની સંસ્થા **સંવત ૧૯૬૯** ની સાલથી શરૂ કરી છે. ત્યારથી અત્યાર-સુધીમાં ગ્રાહક બન્ધુઓએ પોતે ગ્રાહક થઇ તથા બીજા ગ્રાહકો મેળવી આપવા દ્વારા અમારી આ સંસ્થાને મદદ કરી છે. અને તેવા ગ્રાહકોની સુચનાથી આ તથા અમારાં બીજાં પુસ્તકો મળવા માટે નીચેના એજન્ટોદ્વારા ગોઠવણ કરી છે ત્યાંથી મંગાવી લેવાં.

| | | |
|---|---|---|
| ૧ | લલ્લુભાઇ છગનલાલ દેસાઇ. ચંગપોળ, ખતરીપોળ- | **અમદાવાદ.** |
| ૨ | પ્રસિદ્ધ બુકસેલરો. | ,, |
| ૩ | શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય. | **નડીઆદ.** |
| ૪ | કીરતનીઆ બળદેવદાસ કૃષ્ણદાસ. ભુલેશ્વર, મહારાજનો ભોઇવાડો શ્રીગિરિધરલાલજીનું મંદિર. | **મુંબાઇ** |
| ૫ | રા. રા. મકનજી જુઠાભાઇ. મુગટવાળા. | **શ્રીનાથદ્વારા** |
| ૬ | રા. રા. હરજીવનદાસ હરિભાઇ સુતારશેરી | **મોરબી** |
| ૭ | કંસારા. મોહનલાલ રૂગનાથ. | **જામનગર** |
| ૮ | મુ. સે. બેચર મેઘજી. પુરા બજાર. | **રાજકોટ** |
| ૯ | રા. રા. નરોત્તમદાસ ગોવરધનદાસ. કોઠારી. | **દેવગઢ-બારીયા** |
| ૧૦ | મોદી. મોજીલાલ લાલચંદ. | **વાડાશીનોર** |
| ૧૧ | શા. હીરાલાલ ચુનીલાલ. | **વીરપુર** |
| ૧૨ | ગાંધી. પુંજાલાલ રણછોડદાસ. | **મોડાસા** |
| ૧૩ | પરી. હીરાલાલ બળદેવદાસ | **કપડવણજ** |
| ૧૪ | રા. છગનલાલ જેચંદ. | **એડન (કેમ્પ.)** |